fairly attended the readings of the book proposed to be given as gifts and can satisfy a joint committee of the reader and others from the audience that the applicant for the gift has understood the readings and will use the book well

V The appointment of readers and the suggestions as to their work may seem fanciful or unworkable to some public, but to my mind my information of what goes on in Europe, America, etc, and of the habits of the communities in our mofussil, leaves no doubt in my mind that the course will succeed if rightly worked If however, this suggestion is not approved, the rest of suggestions in Paras I to III may be adopted and free gifts of books on a principle modified from the one suggested in the last Para may be adopted.

VI The savings and profits effected in any one or more of the directions variously noted by me may be spent (*a*) in assisting prize writers with books and other expenses incidental to the production of good essays or (*b*) in expanding and developing whatever system is adopted, *e g*, by giving larger prizes etc, and (*c*) by carrying out the suggestion made in Para I clause (*d*) by having larger essays written and printed

* * * * * *

Yours faithfully,

(Sd) GOVARDHANRAM M TRIPATHI



ગ. વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, બી. એ. એલ. એલ. બી.

નિવૃત્તિનિવાસ—નડીયાદ

શ્રીજીના મંદિરમાં

## ગોવર્ધનભાઈ.

(હરિણી) ધુમસ રજમાં ઝાંખો ઢાંક્યો ગભીર મહોદધિ
વિષમસુરના ગાનો ગૂઢાં ગજાવી રહ્યો અહિં,
રજનિતિમિરે આછા વેર્યા અલૌકિક તારલા
જલધિજલમાં પેશી ઊંડા યથેચ્છ રમી રહ્યા ૧

ઉદધિસુરના આછા બિમ્બો બની નભતાગલા
ધ્વનિત કરતા એ ગાનોને શું વ્યોમગુહા વિશે !
ઉદધિ નભને ભેળા ગૂંથે અલૌકિક શાન્તિ આ,
જહિં શમી જતા ગાનો સર્વે કરી ધ્વનિ કારમા ૨

(દ્રુતવિલમ્બિત) તરતું શાન્તિતણા ઘન પૂરમાં
અનુભવું શું અપૂર્વ સ્વરૂપ હું !
ગગન, તારક, સિન્ધુ સમગ્રમાં
પસરી સૂક્ષ્મ સ્વરૂપ જ જે રહ્યું ૩

નિરખું એ મુજ મિત્રની મૂર્તિ આ,
સતત યોગમ વીંટી લિયે મ્હને,
વિરલ એહ સ્વરૂપ અમૂર્તતા
ધરી શું સ્પષ્ટ મહસ્સગણું બને ! ૪

(અનુષ્ટુપ્) સિન્ધુરૂપ મ્હને મૂર્તિ ભાસતી એહ સર્વદા,
શાન્ત, ગમ્ભીર ગાનોમાં વીંટેલી ધુમને ઝીણા ૫

(હરિણી) અનુભવ હિયે મોંઘો આજે સ્વરૂપ શું રાત્રિમાં !
મુજ હૃદયને ખોળી પ્રેમે રમે અહિં શાન્તિમાં,
તુજ મધુરતા સ્નેહે ભીની નિરન્તર વ્યાપતી
સતત મુજને લેજો ઘેરી, ઊંડું સુખ આપતી ! ૬

રત્નાગિરી જિલ્લો }
તા ૨૭-૨-૦૭ } નરસિંહરાવ ભોળાનાથ.

## श्री गोवर्द्धनकला.



ખીલી કળી કરમાય મોડી વે'લી,
આ દુનિયા દુ ખદરિયામા ડુબેલી
પાલક પિતા પોષતા પલમા
સસારમાયાથી વિખુટા હા ! પડ્યા
સુજ્ઞ સજ્જન સાધુ સદાચારી,

* * * * * *

મોજ્શોખે વિરક્ત થૈ પ્રેમના ભરેલા,
પૃથક્ પૃથક્ સુવાસ દેતા સર્વ લજા
નાદ ગર્જાવતા સ્નેહાજલિ વર્ષાવતા,
વિદ્યા વિદ્યુત વેગે વેરતા વેરતા વહ્યા
યોગમા રાસ રમતા ને રમાડતા હા !
'હિન્દ ! હિન્દ !'ના વિચાર વેરતા હા !
ધીરજ ધરી મહાભારત કાર્ય કીધા વ્હાલા,
વેરી જીત્યા ને અન્ય હૃદયે દીધ સ્નેહમુદ્રા,
લલિત–લીલાને સસ્કૃત સસ્કાર દઈ,
લીલા ! વ્હાલી લીલા ! રટતા ગયા ભાગી
સમર્થ ભગિની પ્રાપ્ત કરી અતે થયા બ્રહ્મલીન,
વિશ્વ ને વૈકુઠે વિદ્યાવાડીના હો ! સુવાસિન્
પૌષ માસ વિતતો'તો ત્યા વદ્યા 'अहम्ब्रह्मास्मि !'
પ્રિય નાદાન બાળા ત્હારી અહોનિશ વિલાપતી
કલ્પી જ પ્રિયદેવ મુજ દુ ખ હા !
ખોલુ ક્યા સ્થાને હૃદય દુ ખી દરવાજા,
ગુણાગુણનો જ્ઞાની તો તુ જ વ્હાલા,
જાવુ છે જાવુ છે 'એ' 'એ' ! જાણનારા
સરસ્વતીતણી ગુયણી ગુથી ભારી,
માહિં ચન્દ્રરૂપે તુ જ રહ્યો વિરામી,
અન્ત્યજનોની સેવા ત્હેં સદાયે અવગણી,
પરન્તુ બાળ ! ન્યાય મૂર્તિ લીધી ભણી
પુત્ર વિનવતાં વિનવતો રહ્યો કોરણે
'તે' ને સૂર્યને ગણકાર્યા–"ના" કો ડાગશે ?

યોગમાં લીન થતા થતા થયા બ્રહ્મલીન
સમુદ્ર કાંઠે ઠડી લ્હેરે તું હા ! લ્હેર લે જ !
મોક્ષગતિને પામી પ્રતાપી યોગી ગણાયો
સરસ્વતીનો ચન્દ્ર આજ ગયો ! ઓ ગયો !
પ્રીતિ ને સ્નેહમાં બાળ ને વૃદ્ધને ખેલાવતો
સુંદર! તુજ શ્યામ કૃષ્ણ વિરામે રે વિરાજતો
રાજેન્દ્ર નહિ પણ રાજર્ષિ શોચ કરતા
ત્યાં તું તો વિલસતો વિલસતો વ્યોમે વિરાજતો
મન માયાની મેખ મારી ગગને મ્હાલતો
કાયા છે જુઠી, માયા છે ખોટી, એમ વદતો
વિશ્વ વાડીમાં સુખે લ્હાવા લીધા,
અંતે બ્રહ્મ-બાગે બાળરૂપે જન્મ લીધા
આધિ વ્યાધિ ઉપાધિ કડે કલેજે નડ્યા
ખીલતી યુવાવસ્થાયે દ્રવ્યવાછના છોડી
સેવા કરૂ તો દેશ ને દેવની અન્ય ના
બાળાવસ્થાયે સંકલ્પો કીધા મહા હા !
પિતા ! પ્રિય પિતા ! અમર પિતા ઓ
વિધાતા ! વાણી વાળી અન્ય માર્ગે ન કાં ?
તું પછી છે મુજ મન આ સર્વસ્વ સ્વપ્ન
વૈકુંઠના વિરામી તત્ર વ્હાલે કાં વ્હેલા ?
પુછુ પ્રશ્ન 'આ' એક, ઉત્તર દેશે ન શું !
ભ્રાત તું એક વિલાગી થયો વિરહી હા !
સુંદર કૃષ્ણ, દશરથ પુત્ર તુલ્ય તું છે
લલિત લાલમાં લલકારતા ભુલાય ક્યમ
પ્રીતિ ને સ્નેહમાં બાળ ને વૃદ્ધને ખેલાવતા
સુંદર ! તુજ શ્યામ કૃષ્ણ વિરામે રે વિરાજતા
લીલાનો ગજેન્દ્ર ને ત્રિભુવનનો દાસ
શોચ કરતા (ત્યાં તું તો) વિલસતો વ્યોમે વિરાજીયો
પિતા વ્હાલા હો, ગયો છોડી ક્યાં વસ્યો ?
પ્રણામ મ્હારા અંતના લેજે સ્વીકારી હા, હોં
"દીધા છોડી પિતા માતા" લખે શા તે આ
દીધા ત તો છોડી રાધિકા ને બાળ રાણા
ગદ્‌ગદ્ શું કે વિનવું તુજને પાયે નમી
પ્રણામ લેજે અંતના કૃપા કરી વધાવી

દુખ શુ પડ્યુ તુજને ન્હાન્હકડા આશ્રમે
કે જઈ બેઠો તુ વીણાના વિશાળ હિંદોળે
હા! હત ભાગિન્ ખરે હમો સર્વે બાળ ત્હાગ
લલિત લાડમા લ્હેર લઈ લગની લગાડી
પિતા! પ્રિય પિતા! પૂજનીય પાળક પળ્યા
યોગે યુક્ત યોગિ, પ્રવાસી પખીડા પેલો' જાય!
ગુજરાતના ગુર્જર ગુણી ગુણ ગાનાર!
પ્રણામ! પ્રણામ! પ્રણામ! સાષ્ટાગ પ્રણામ!

હે બ્રહ્મસ્વરૂપવત્ પિતા, સ્વાર્થના સગાનો આ સસાર છે, એમ સૂચના ભાર્યા, ભ્રાત, ભગિનિ, પુત્ર ને પુત્રિયોને અને અને સર્વને દેતા, મોહમયી પરથી મોહ ત્યાગ કરી સમુદ્ર કાંઠાપર ઠંડી લ્હેર લેતો લેતો, એક તરફથી સસારનો સૂર્ય અસ્ત થયો ને બીજી બાજુયેથી નટપુરના નાયક નાગરિક ને વિશ્વ વિરમ્ય, તે તુ-હા તે તુ જ! તુ ના કહેશે—પરન્તુ પવિત્ર પ્રેમના પાર ણામા પરાણે પોરાઢી "હા" પઢાવીશ ને તુ કબુલ કરશે કે "હા, હુ ખરો' તે તું લસમ-ભેગો ભળી અતરર્ધાન થઈ ગયો! તે ગયો! ત્હારૂ પવિત્ર ને નિર્મળ મુખ આ હતભાગિન્ પુત્રથી નિરતર માટે દૂર થયુ, હા! થયુ! થયુ! અતે મ્હારા સવિનય સ્નેહની સરિતામા સરતા, સાષ્ટાગ પ્રણામ સ્વીકારતો આશીશ દેજે!

**રમણીય.**

---

## ૧ વિદેહમુક્ત ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી.

ગયા જુલાઈ-સપ્ટેમ્બરના સમાલોચક'મા 'સાક્ષરમણિ શ્રીગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી **બી. એ. એલ. એલ. બી.**' ના મથાળા હેઠળ એમનુ સક્ષેપમા જીવનવૃત્ત આપવામા આવ્યુ, ત્યારે આ લેખકને તે પછીના 'સમાલોચક' મા તેમના સમાધિ ઉપર લેખ લખવાનો અતીવ શોકપ્રદ સમય આવી પડશે, એ તેના સ્વપ્નમા પણ તેણે ધાર્યું ન હતુ પણ જેમ The un expected often happens, તેમ આ અણચિન્તવ્યુ મહા અનિષ્ટ બની આવ્યુ, તેનુ યથાર્થ તોલન કરવાને આપણી વર્તમાન શોકાકુલ સ્થિતિને લીધે આપણે અસમર્થ છીએ

આ સસાર એક દીર્ઘ સ્વપ્ન છે, તેમા વ્યક્તિનુ જીવન એ ઉક્ત સ્વપ્નમા એક સ્વપ્ન છે તેમ ગોવર્દ્ધનરામજી આ પૃથ્વી ઉપર અવતર્યા, અને વિશેષ અશે સ્વદેશને માટે તથા પરહિતને અર્થ પોતાનુ જીવન અર્પીને 'વન'મા પ્રવેશ કરતા જ ચાલ્યા ગયા એ એમના સબધમા આ વેલા મનુષ્યને પશ્ચાદવલોકન કરતા સ્વપ્ન સમાન ભાસે તેમા આશ્ચર્ય જેવુ કાઈ નથી એવો અનુભવ વાચકવૃન્દમાથી ઘણાને પોતાના આસ વર્ગના વિયોગે થયો હશે એવી રીતે ભૂત કાળમા થયુ છે, વતમાનમા થયે જાયછે અને ભવિષ્યમા પણ થયા જ કરશે એ પ્રમાણેનો સસૃતિ-પ્રવાહ અનાદિ છે અને 'જાયુ તે જવાનુ' એ અનુલ્લઘનીય નિયમને સર્વે ચરાચર

અધીન છે ગોવર્દ્ધનરામ ગયા, તેને શોકોદ્ગારથી આ લેખાજનિ અર્પનાર લેખક પણ અમુક કાળે જશે જ અને આ લેખનો વાચનાર વર્ગ પણ જવાનો જ ! ત્યારે શોક કોને માટે કરવો ? જે ઝર્ક્સીસ પોતાનુ અક્ષૌહિણી દળ જોઇને, તેમાનુ સો વર્ષ પછી કોઇ જીવતુ નહિ હોય, એવા વિચારથી આસુ સારવા લાગ્યો, તે પાદશાહ શોક કરવા યોગ્ય છે કે જે લશ્કરને અર્થે તે અશ્રુધારા પાડતો હતો, તે સેના શોક કરવા યોગ્ય છે કે બન્ને પણ શોક કરવા યોગ્ય છે ? ! કે કોઈ પણ શોક કરવા યોગ્ય નથી ? ! !

જેનો જન્મ ભારતવર્ષમાં થયો છે જે દ્વિજકુલમા ઉત્પન્ન થયો છે, તેમાં પણ જે બ્રાહ્મણ હોઇ બ્રાહ્મણના શાસ્ત્રવિહિત સસ્કારોને પામેલો છે, તેવા આર્યજનને તો આ એક ઉત્તરાર્ધ કરતા અધિકનુ સ્મરણ આપવાની આવશ્યકતા નથી

गतासूनगतासूंश्च, नानुशोचन्ति पण्डिता ।

ત્યારે જ્ઞાનદૃષ્ટિએ તો ગોવર્દ્ધનરામજીનુ પંચત્વ શોકાસ્પદ થતુ નથી વળી પોતે ઉચ્ચ કુલ સસ્કારોને લીધે તથા આપ્ત ગ્રંથોનુ જીવિત પર્યંત આદરપૂર્વક, નિરન્તરાય શ્રવણ મનન તથા નિદિધ્યાસન કરતા હોવાને લીધે સ્થૂલ દેહે જ મુમુક્ષુ જેવા હતા, તે હવે દેહોપાધિથી મુક્ત થતા 'અનાવૃત્તિ'ના નિરતિશય મોક્ષ સુખને પ્રાપ્ત થયા, તે પોતાને તથા ઇતર સબંધી જનોને ઇરાનના સહેનશાહ ઝર્ક્સીસની પેઠ ઉદ્વેગકર હોવુ ઘટેછે કે અનુદ્વેગકર હોવુ ઘટેછે, તે પ્રત્યક્ષ સમજાય એવુ છે છતા સ્થળે સ્થળે સભાઓ મળેછે અને આ મહાશયના મરણને માટે શોકોદ્ગાર કાઢેછે અને સઘળા પ્રાન્તિક તથા સ્થાનિક વર્તમાનપત્રોમા એવો જ પ્રતિધ્વનિ થાય છે, તે શુ અકારણ છે ?

સહજ વિચારવાથી સ્પષ્ટ સમજાશે કે જે સ્થલ દેહના સાધનવડે ગોવર્દ્ધનરામજીના અવિનાશી આત્માએ સ્વભૂમિની અને સ્વભાષાની સેવા કરી છે, અને હજુ અધિકાધિક પરોપકારનો પ્રવાહ વહ્યા કરવાની આશા રહેતી હતી, તે દેહનો વિનય થઇ જવાથી ઉક્ત સેવા અટકી પડી અને બાંધેલી મોટી આશાઓ અળપાઇ ગઇ, તેથી આપણી વૃત્તિમા આઘાત થયો અને તેના પરિણામમા હૃદયમાથી સ્વાભાવિક શોકોદ્ગાર નિકળવા જોઇએ, તે નિકળેછે

આ પુરુષનો જન્મ તા ૨૦-૧૦-૧૮૫૫ ને દિવસે થયો હતો અને તારીખ ૪-૧-૧૯૦૭ ને દિવસે વિદેહ કૈવલ્ય પામ્યા, એટલે બાવનમા વર્ષને ત્રણ માસ પણ થયા ન હતા અને પોને ગયા ઉપર જણાવ્યા પ્રમાણે એમના જીવનનો લેખ ગયા 'સમાલોચક' મા પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે, એટને અત્ર તો બહુધા તે પછીના તેમના અલ્પ કાળ રહેલા શેષ જીવનનુ કથન કરવામા આવશે વાચનારે તે ન વાચ્યુ હોય, તો આ ઉત્તર ભાગ વાચતા પહેલા તે પૂર્વ ભાગ જોવા વિનતિ છે કે જેથી ગોવર્દ્ધનરામજીનુ પૂરૂ ચિત્ર તેના મન ઉપર પરે

તેમના પ્રસિદ્ધ થએલા લેખોના નામ નીચે મુજબ છે —

૧ સરસ્વતીચંદ્ર ભાગ ૧ ૨ ૩ ૪ સન ૧૮૮૭-૧૯૦૧

૨ સ્નેહમુદ્રા ( કાવ્ય ) સન ૧૮૮૯

Classical Poets of Gujarat and their Influence on Society and Morals A D 1894

Conflict of Laws between converts and non-converts in India. A.D 1903

૫ એશિયા, યુરોપ વગેરે ખંડોમાની મહાપ્રજાઓના જન-સ્વભાવના સામાજિક દૃષ્ટાંત સન ૧૮૯૩

૬ માધવરામ સ્મારિકા સન ૧૯૦૦

૭ સાક્ષર શ્રી નવલરામ લક્ષ્મીરામની જીવનકથા સંવત ૧૯૪૭

૮ લીલાવતી–જીવનકલા સન ૧૯૦૫

Marriage Forms under Ancient Hindu Law A D 1906

તે ઉપરાત 'વસન્ત' મા, 'સમાલોચક' મા, 'East and West' મા તથા 'Indian Review' માં પોતે વખતોવખત લેખો લખી મોકલતા

મરનારના પુત્ર ચિ રમણીયરામ જણાવેછે કે તેમના બીજા જે લેખો અધૂરા રહેલા છે, તે નીચે પ્રમાણે —

૧ Political Ethics for British India

(ચિ મોસુફ જણાવેછે કે, હાલની અંગ્રેજી રાજ્યનીતિને સબોધી તેમા અગત્યની સૂચનાઓ છે, પણ માત્ર દશેક પૃષ્ઠ જ લખેલા છે)

૨ Physics in Ancient India

(આનાં લગલગ પચાશ પૃષ્ઠ છે અને તે અતિ ઉપયોગી તથા વિદ્વત્તા ભરેલો લેખ છે)

૩ સાક્ષર જીવન (સમાલોચક)

૪ અધ્યાત્મ જીવન

૫ The Patriotic Dreams of unpatriotic India

(આ નિબધનુ બીજુ પ્રકરણ Tilak in my Dream વિષેનુ છે,)

૬ Higher Brahmanism in Ancient India

૭ Economics of Ancient Hinduism

૮ Secular Life of Indian Life

૯ The Practical Aspects of our Ideals of Life

૧૦ ધર્મ અને વ્યવહાર

૧૧ First Revolution in our Mythology and Religion

૧૨ વિવેચન —'સ્નેહમુદ્રા'ની પાશ્ચાત્ય શૈલી અને ભાવનાનુ કાવ્ય વાચક વર્ગને હૃદયગમ થવાને કઠિણ પ્રતીત થાયછે, એમ પોતાને સમજાતા 'સ્નેહમુદ્રાસાર' નામ આપીને તેનું સ્પષ્ટિકરણ કર્યું છે, પણ તે લેખ પણ અધૂરો રહી ગયો છે

'The Hindu Ideals of Sovereignty and State,' 'The Problem of Existence,' 'The Hindu Sovereign as the Parent of his People' વગેરે લેખો ઈંડિયન રેવ્યુમા પ્રકટ થયા છે

'The Key stone of the Economics of Hinduism' સન ૧૯૦૫ ના જાન્યુઆરી તથા ફેબ્રુઆરીમા

'The Gulf between Englishmen and Indians' સન ૧૯૦૬ ના જાન્યુઆરીમા

'Sati Chuni'

વગેરે લેખો 'ઈસ્ટ ઍંડ વેસ્ટમા' પ્રકટ થયા છે

'સાક્ષર જીવન'નો તથા પ્રસિદ્ધ સાક્ષર નાગર કવિ શ્રી નૃસિંહરાવ સાથે ગુજરાતી જોડણી પરનો સવાદ સ ૧૯૬'–૯૭ મા 'સમાલોચક'મા પ્રકટ થએલ છે

વળી, સ ૧૯૦૦ ના મે માસમા અમદાવાદની Social and Literary Association

આગળ Some Historical Aspects of our Social and Domestic Institutions,' એ વિષય ઉપર ભાષણ કરેલું, તે તા ૧-૭-૧૯૦૦ ના પ્રજાબન્ધુમા પ્રકટ થયુ છે

તા ૮-૬-૧૯૦૬ ને દિવસે સુરતની નાગર એસોસિએશન આગળ ' Aptitudes and Duties of the leading Communities of Surat,' એ વિષય ઉપર ભાષણ આપ્યુ હતું તે વેળાએ સ્વર્ગવાસી રાવ બહાદુર નન્દશકર તુળજાશકર અધ્યક્ષ સ્થાને હતા

Our Police Administration

એ પરનું વિવેચન સ ૧૯૦૬ મા મિ મલબારી ઉપર લખી મોકલ્યુ હતું

તદુપરાત ' સરસ્વતી તથા માયા,' 'ક્ષેમરાજ અને સાધ્વી' ના નાટકો, તથા બીજા ઘણાક લેખો મરનારના આત્યતિક મિત્ર, આપણા સુરતના ઉદાર ચરિત્ પુરુષ, રસાયનશાસ્ત્રી અને સાક્ષર પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણભાઈ ગજ્જર પાસે છે

છેલ્લા ' સમાલોચક'મા જેમણે વિદેહમુક્ત ગોવર્દ્ધનરામજીનુ ચારિ ય વાચ્યુ હશે, તેમના જોવામા આવ્યુ હશે કે તેમની વીશ વરસની ભરજુવાનીમા જ તેમને મગજનો વ્યાધિ થઈ આ વ્યો હતો, અને તે લાબી મુદ્દત સુધી લાગુ રહ્યો તેથી તેમનાથી એમ એ. ની પરીક્ષામા બે સી શકાયુ નહિ અને એલ. એલ. બી. મા પણ ચાર વાર નિષ્ફળ થયા પછી જ અને પાસ થયા મુબાઈમા વળી જ્યારે એમનો ધધો ધમધોકાર ચાલતો હતો, ત્યારે પણ એમનુ શરીર ધમધોકાર ચાલતું નહતું પોતે સ ૧૯૯૮ મા હમેશને માટે મોહમયી-મુબાઈ મૂકીને સ્વભૂમિમાં ગુર્જર સાહિત્યની સેવા કરવાને એકાન્ત જીવન સ્વીકાર્યું, ત્યારે પણ તેઓ અર્ધથી પીડાતા અને નાજુક તબીએત ભોગવતા પ્રાણાયામાદિ યોગ ક્રિયાના કરવાથી તથા સૅન્ડોની પ્રદ્ધતિ પ્રમાણે અગ-કસરત કરવાથી તેમને સમય પરત્વે લાભ થતો, પણ મૂળ પ્રકૃતિ કોમળ હોવાથી શરીર સુદૃઢ ન જ થયુ તેમા વળી, તેમની સુશિક્ષિત, અને પ્રિય પુત્રી-સૌ૦ લીલાવતીનુ ક્ષયરોગથી એકવીશ વર્ષની નાની ઉમરમા એક બાળક પુત્રને મૂકી મૃત્યુ થયુ, તેનો તેમના કાવ્યરસિક, સુકુમાર મન ઉપર ઘોર આઘાત થયો

હવાફેર, પાણીફેર અને સ્થાનફેર તન-મનને હિતકર થશે, એવા હેતુથી પોતે ગયા જૂન માસમા કુટુબને સાથે લઈ આબુ ગયા ત્યાથી જયપુર, અજમેર, પુષ્કરજી, જોધપુર, મથુરાદિ સ્થાને યાત્રા કરી ગયા જુલાઇમા પાછા ફર્યા, તે પછી થોડા જ સમયમા તેઓ અર્ધ તથા જ્વરના ભોગ થઇ પડ્યા અને તે જ સમયથી તેમના ઐહિક જીવનનો અત સમીપ આવ્યો છે એમ તેમને સમજાયુ હશે, એમ તેમની નોંધવહીમા તા ૨૯ મી ઑગેસ્ટ સ ૧૯૦૬ મા નીચે પ્રમાણે સ્વહસ્તે ટપકાવ્યુ છે, તે ઉપરથી જણાયછે —

4 or 5 months of *no* work and *no* yoga and yet my yogic quiet and blessedness in these days! my best programme of literary work for my country brought by Providence into a stage of suspense and abeyance, which may be eternal

સેપ્ટેમ્બરની શરૂઆતમા પ્રકૃતિ કાઇક સ્વસ્થ હતી, તોપણ અશક્તિ તો દિનપ્રતિદિન વધતી જતી હતી શરીરસપત્તિનો એ પ્રમાણે ત્વરાથી નિપાત થયો જતો હતો, તેવામા પણ પોતે દિવસના સાત આઠ કલાક નિત્યપ્રતિ કાર્યવ્યવસાયી રહેતા ડૉક્ટરો તથા મિત્રો આવી

રીતે સતત શ્રમ લેવા વારવાર ના કહેતા અને વિશ્રાન્તિ લેવા આગ્રહ બતાવતા, પરન્તુ 'પુસ્તકના મિત્ર'ને બન્ધુતાનો ત્યાગ કરવા રુચિ ન થતી

નવેમ્બરમા રોગ પાછો જોર ઉપર આવ્યો જણાયછે તા ૧૨ મી કે તા ૧૩ મીની રોજનીશીમા પોતે લખે છે કે, 'The sun of my life is on the setting side' આવા બીજા અનેક પ્રમાણો મળી આવેછે, તે ઉપરથી પોતે આ સસારયાત્રાની સમાપ્તિના અતિમ સ્થાન ઉપર આવી લાગ્યા છે, એમ પોતાને સ્પષ્ટ થયેલુ જણાયછે એ જ અરસામા તેમના પ્રતિ અતિ નિગૂઢ સ્નેહ દૃષ્ટિથી નિહાળતા અને બન્ધુવાત્સલ્ય કરતા અધિક ભાવથી જોતા એવા ઉપર વિદિત કરેલા તેમના મિત્ર, ટી કે ગજ્જરની સજ્ઞાથી સુવિખ્યાત થએલા, પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણભાઈ ગજ્જર તેમની પ્રકૃતિ જોવા આવ્યા

ડિસેમ્બર માસમા પ્રો ગજ્જરે ગ્રાંટ મેડિકલ કૉલેજના લેકચરર ડૉ દાતેને ગોવર્દ્ધનરામજીની દવા કરવા મુબાઈથી નડિયાદ મોકલ્યા તેમણે ત્યાના સ્થાનિક ડૉક્ટર રામસિહ સાથે મસલ્હત કરીને દવા શરૂ કરી પણ અર્બુદનુ જોર વિષમ અને ભય ભરેલુ હતુ પેટલાદના વતની અને સાક્ષર શ્રી સાથે કૌટુમ્બિક મમતા ધરાવનાર વડોદરા રાજ્યના ડૉ મેવકલાલ બાપુભાઈ દવેએ આવીને અર્બુદ ઉપર 'ઇનજેકશન' કરવા (રક્તવાહિનીમા પીચકારીવડે પ્રવાહી ઔષધ નાખવા) થી તેનુ દુ ખ દબાયુ પણ બીજા વ્યાધિઓ શત્રુની પેઠે પોતાનુ અનિષ્ટ કામ ગુપ્તપણે કરે જતા પ્રો ગજ્જર મુબાઈથી ડૉકટરો મોકલે જતા છેવટે, તેમને મુબાઈ લઇ જવાનુ ઠર્યું મરનારની પોતાની પણ દરિયા પાસે જઈ રહેવાની ઉત્કટ ઇચ્છા હતી, તેમના ડૉકટરો, મિત્રો, કુટુબીજન વગેરે એમની શરીર સ્થિતિ જોતા, મુબાઇના પ્રવાસને માટે એવી સલાહ આપવાની હિમ્મત ધરતા ન હતા પણ તેમની ઇચ્છા અને મનોબળ એટલા દૃઢ હતા કે, અતર્ગત અશક્તિના ઓઘ છુટવાથી પોતે નિગત થએલા છતા, જેમને તેઓ પિતારૂપે માનતા હતા, તે સાક્ષર અગ્રગણ્ય મનસુખરામજી તેમને જોવાને મુબાઈથી નડિયાદ આવ્યા, ત્યારે બળ સમુચ્ચય કરી 'વડીલ શ્રીને યોગિ ગોવર્દ્ધને' પથારીમાથી ઉઠી સાષ્ટાગ પ્રણામ કર્યાં, અને કેટલીક ચીજો તેમને આગ્રહપૂર્વક અર્પણ કરીને કહ્યુ કે, 'These are my last services to you and it is my earnest longing that you should accept them'

એ પ્રમાણે તેમની ઇચ્છા જણાતા તથા ડૉકટરોને પોતાની શક્તિની ખાત્રી કરી આપવાને પોતે પથારીમાથી ઉઠીને કોઇના ટેકા વિના થોડા કદમ ચાલ્યા અને પાછા આવ્યા એમ દેખાડી આપીને પોતે ડિસેમ્બર આખરના ભાગમા સહકુટુબ મુબાઈ આવ્યા અને પ્રો ગજ્જરના આતિથ્યમા આખર સુધી રહ્યા ડૉ મેવકલાલ ડૉ રેલે, ડૉ દાતે, ડૉ ખેર, ડૉ દેશમુખ, ડૉ ચાઇલ્ડ વગેરેની સારવારમા તેમને મૂક્યા છતા, અને પ્રો ગજ્જરે પોતાના સુહૃદ માટે જેટલુ બન્યુ તેટલુ કર્યા છતાં, જલોદરનો નવો વ્યાધિ કઇક વખત લેશે, એમ ધારવામા છતા, ગજ્જરના દશ દિવસ અતિથિ રહી તા ૪ થી જાન્યુઆરી સ ૧૯૦૭ ના મધ્યાન્હ પછી અઢીને સુમારે પોતે ક્ષર દેહને છોડી અક્ષર હતા, તે 'અક્ષર-ધામ'મા ગયા

સ્થલ દેહે તેમને બે વિવાહિત પુત્રીઓ તથા એક પુત્ર છે તેમના પુત્ર ચિ રમણીયરામની ઉમર હાલ વીશ વરસની છે અને તે તેમના પિતાની ઇચ્છાનુસાર ગુજરાત કૉલેજમા અભ્યાસ કરે છે મરનારના હૃદયના અન્તસ્તમ પ્રદેશમા એવા દુ ખમય મદવાડમા પણ સ્વદેશ પ્રેમ કેવા ઉછાળાથી વહેતો હતો, તે દેખાડવા એ પુત્રને લગતો એક નાનો બનાવ નીચે આપ્યો છે —

ચિ રમણીયરામ ગયા ડિસેમ્બરમા 'પ્રીવિયસ' ની પરીક્ષામા નાપાસ થયા તે વાત લખ્યા પછી બે ત્રણ દિવસે તે તેમના પિતાની શય્યાપાસે બેઠા હતા અને ગ્રીસનો ઇતિહાસ વાચતા હતા તેમના પુનિત પિતાએ પૂછ્યુ કે, રમણીય આ કયુ પુસ્તક છે ? તેમણે ઉત્તર આપ્યો કે, ગ્રીસના ઇતિહાસની સાથે વાચવા માટે મેં પસ૦ કરેલુ Social Life in Greece નામનું પુસ્તક છે આટલું સાંભળતાં પોતે આનન્દ પામતા દેખાયા, અને નેત્રમા હર્ષાશ્રુસહ પોતે બોલ્યા કે, Well, Ramaniya, I am glad to say you have failed. પુત્રે આશ્ચર્ય પામીને પિતાને પૂછ્યુ, એમ કેમ કહોછો ? પોતે બોલ્યા કે, For now you shall learn how great were the Greeks ! There you shall learn the spirit of true patriotism

તેઓ યાત્રાએથી પાછા ફર્યા પછી અમદાવાદમા એકાદ બે દિવસ વિશ્રાન્તિ લેવી તથા પોતાના આપ્તમિત્રનો સમાગમ કરવાની ઇચ્છાથી કુટુંબસહ પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવને ઘેર ઉતર્યાં હતા તે જ દિવસે અમદાવાદમાં એક જ દિવસમા સાતેક ઇંચ વરસાદ પડવાથી તેમને કાંઈક શરદી જેવુ જણાયુ, પરન્તુ તેની ઝાઝી દરકાર ન કરતા, વચમાં પ્રવાસને લીધે બે એક માસ વાંચવા લખવામા પડ્યા, તેનો ખગ વાળવાના ઇરાદાથી તેઓ નડિયાદ આવ્યા, કે તરત જ દિવસના નિત્યપ્રતિ ૮-૯ કલાક કાંઇ પણ વિશ્રાન્તિ લીધા સિવાય વાચવા લખવામા ગાળવા લાગ્યા તેનુ પરિણામ એ આવ્યુ કે, તેમની પ્રકૃતિ એવી બગડી આવી કે, તે પછી છેવટ સુધી તેઓ કાંઇ પણ વાચી લખી શક્યા નહિ

તેમને ઝાડાની વાટે લોહી પડવા લાગ્યુ, તે પોતાને પ્રથમથી અર્શ ( હરસ ) નો વ્યાધિ હતો, તેથી તે અર્શમાથી પડતુ હશે, એમ ધારી પોતાની મેળે જ પોતે જાણતા હતા, તે સાધારણ ઉપચારો કરવા લાગ્યા તેથી લોહી પડતું કોઈ રીતે બંધ ન થયુ, ત્યારે ડૉકટરની સલાહ લેતા તે લોહી અર્શમાથી નહિ પણ અસ્થિમાથી નીકળતું જણાયુ તેનો યોગ્ય રીતનો ઇલાજ કરતા તે બંધ તો થયુ, પણ લોહી ઘણું ગએલુ હોવાથી તેમને નબળાઈ ઘણી આવી ગઇ, અને જીવનનુ અશાશ્વતપણુ યથાર્થ રીતિએ સમજતા હોવાથી મુંબાઇથી તેમણે પોતાના નાના ભાઈ રા નરહરિરામને બોલાવીને પોતાની જે કાંઇ જૂજ મિ'કત હતી, તેનો વહીવટ પોતે ન હોય અને પુત્ર સગીર ઉમરનો હોય, ત્યાસુધી કેવી રીતે કરવો, તે તેમણે સમજાવી દીધુ

તેમની નિવૃત્તિના સમયમા તેઓ કયા કયા ગ્રથોનુ અવલોકન કરતા અને કયા ગ્રંથો તેમને પ્રિય હતા, તેનો કાંઇક ખુલાસો તેમના અધૂરા રહેલા લેખો ઉપરથી થઇ શકશે તોપણ ઉપનિષદો ઉપર તેમને ખાસ પ્રીતિ હતી, એમ સમજાયછે અને સર્વે જિજ્ઞાસુ જનને સમજણ પડે એવો એક ઉપનિષદ્-સારનો મોટો ગ્રથ પ્રકટ કરવાની તેમને તીવ્ર ઇચ્છા હતી, પણ તે સફળ થવા પામી નહિ પોતાના મંદવાડ દરમીઆન તેઓ પોતાના સબંધી જનને કહેતા કે, આ સસાર ખોટો છે માટે તમારે કોઇએ કોઇ રીતે એ વાત ભૂલવી નહિ, અને કોઈપણ કારણથી હર્ષ કે શોક કરવો નહિ આ પ્રમાણેના વચન સાભળતા સાભળતા એક વેળા તેમના ધર્મપત્નીએ તેમને ગદ્દગદિત કંઠે કહ્યું કે, 'તમે આવુ બોલોછો, તેથી મને ઘણુ લાગી આવેછે માટે મારા ઉપર તો કંઇક દયા કરો' ત્યારે તેમણે કહ્યુ કે, 'હુ કંઇ મારે માટે નથી બોલતો, હું તો નાનાને ( નરહરને ) ઉપદેશ કરૂંછુ કે સ્વપ્નવત્ સસારની મિથ્યા માયાથી તે છેતરાય નહિ.

તેમના આ પ્રાણઘાતક મંદવાડના સમયમા તેમના ધર્મપત્ની ગંગાસ્વરૂપ લલિતાગૌરીએ પોતાના શરીરની કાંઇપણ દરકાર ન કરતા તથા પોતે તેવામા દાદરેથી પડી જવાથી તેઓને એટલું વાગેલું અને લોહી-લૂહાણ થઈ ગએલા તથા બેભાન થઈ ગએલા કે તેઓ બચશે નહિ.

એમ સર્વ કોઇને ભય હતો, છતા તેમણે પોતે પોતાના સ્વામિની આખો દિવસ અને રાત્રી ઉલે પગે ચાકરી કરી છે સાક્ષર શ્રીનો કુટુમ્બી વર્ગ તથા સબધી જનો આ પ્રસગે મુબાઇમા તેમની સાથે જ હતાં, તેમની સેવા પણ વખાણવા લાયક હતી

એવી રીતે એ મહાત્માનો સ્થલ દેહ નિકટના સગાસબધી, પરમ મિત્રો અને કુશલ ડૉક્ટરોની પુરતી સારવાર છતા પચત્વને પામ્યો અને આત્મા પરમાત્મામાં મળી ગયો. જે 'જાયુ તે જ વાનુ' એ ઉપર જણાવેલા નિયમાનુસાર ગોવર્દ્ધનરામને માટે પણ થર્યુ છે, તેમા આશ્ચર્ય પામવાનુ કે દુખી થવાનુ વાસ્તવિક કારણ નથી વળી ગોવર્દ્ધનરામજીને માટે તો એમ કહીએ, તોપણ યોગ્ય રીતિએ કહેવાય કે, તેમણે પોતાની નાની ઉમરમા એવુ અને એટલુ કર્યુ છે કે, He dies full of years and honours—તેઓ ઘણું ઘણું જીવીને ઘણી ઘણી કીર્તિ મેળવીને ગયા છે, ઘણા ઘણા કામ કરીને ગયા છે કે જેથી એમનુ ભાગ્ય વખાણાય એમ છે તેમના પાર્થિવ દેહવાળા પુત્રપુત્રીઓ કરતા તેમના લેખો દીર્ઘ કાળ સુધી રહેશે 'સરસ્વતીચન્દ્ર' એક એવો શિષ્ટ લેખ (classical work) છે, 'સ્નેહમુદ્રા' એક એવુ ભાવનાપ્રપૂર્ણ કાવ્ય છે, 'લીલાવતીની જીવનકળા' એવી હૃદયગમ દિવ્ય વાણીથી પ્રકાશી રહી છે કે જેમ શેકસપીઅરને થયાને સૈકાએ વર્ષ થયા છતા, તેના નાટકો હજુ પણ હોંસથી વચાયછે અને ભજવાયછે, તેમ ગોવર્દ્ધનરામજી પણ પોતાની એ કૃતિઓથી અમર થઈ ગયા છે, અને તેમણે ગુજરાતી ભાષામા ઉચી જગા અત્યાર સુધીમા લીધી છે અને હવે પછી પણ તે હમેશ લેશે એમા સંદેહ નથી એ પુસ્તકો વિચારવાથી આપણને અલૌકિક આનદ મળે એમ છે, અને આપણા સુખમા વધારો કરે એમ છે, આ દુનિયાને તથા તેની જજાળને ભૂલવી દઈ આપણા હૃદયને વિશુદ્ધ કરી ઉચ્ચતર કોટિમા લાવી મૂકેછે અને કોઈ એક નવીન સુખમય સૃષ્ટિમા આપણને સ્થાપેછે, એવા ગ્રંથો આપણને ગુજરાતી જેવી ઉછરતી, ખીલતી ભાષામા વારસામા મળ્યા છે, તે મોટા હર્ષનું કારણ છે અને તેનો ઉત્પાદક પણ ભૂમિએ, ભાષાએ, ધર્મે અને વર્ણે આપણો જાતિબન્ધુ હોવાથી આપણી છાતી ઉચે આવેછે અને અભિમાનના અકુરોથી આપણું હૃદય પુલકિત થાયછે

એવા મહાન્ પુરુષનો જન્મ જે દેશમાં થાય, તે દેશને સદાસર્વદા અભિમાન ધરવાનુ સબળ કારણ છે એવા મહાત્માએ વર્તમાનમા તથા ભાવિમા પ્રજાને ઉન્નત પ્રદેશની સૃષ્ટિના અનવધિ આનન્દનું ભાન કરાવ્યુ છે, તે મહાત્માનો હાલ અને હવે પછી હમેશને માટે આપણે આભાર માનવાનો છે અને તેમને દેશભક્ત, તથા શિષ્ટ લેખકની પક્તિમા મૂકી સમયે સમયે તેમની જયન્તિ કરવી ઘટેછે, એટલુ જ નહિ, પણ આપણી ગુણજ્ઞતાને પૂરતો વીકાસ આપી તેમના અવિચળ નામનુ કોઇએક ઉપયોગી સ્મારક કરવુ જોઇએ એ પ્રમાણે યોગ્ય રીતનો વિચાર કરવાથી આપણે તેમની કૃતિને જાણવાથી આપણી યોગ્યતા પ્રતીત થશે, માટે મારા સુજ્ઞ બધુજનોને આટલા ઈસારા કરતા અધિક સૂચન કરવાની હું આવશ્યકતા ધારતો નથી, કેમકે તેઓના આગળ પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવે એવા દાખલાઓ સખ્યાબધ દૃષ્ટિએ પડતા હોવા જોઈએ જે અગ્રેજ કવિના લેખો તથા ભાવનાઓને મનન કરવાનો તથા ગુર્જર ભાષામા તેનો અનુવાદ કરવાનો ઉત્સાહ આપણા હાલના ગુર્જર ગ્રેજ્યુએટ કવિ વર્ગમા આપણે જોઇએ છીએ, તે કવિ (કીટસ)નું સ્મારક ઈટલિના પ્રાચીન વિશ્વવિખ્યાત રોમ નગરમા થયુ છે તે શહેરના જે મકાનમા રહેતા, વિચારતા અને લખતા તથા જ્યા તેમનું અવસાન થયુ, તે ઘરને તેના મૂળ ધણી પાસેથી ખરીદી લઇને, કવિના નિવાસસ્થાન તરીકે તેને હમેશા જાળવી રાખવા ગુણજ્ઞ અગ્રેજ પ્રજા હોંસમા આવી ગઈ, એટલુ જ નહિ, પણ ઇગ્લડના સામ્રાજ્યના સહેનશાહ

આપણા સાતમા એડવર્ડે પણ એ કાર્યને એક રસભર્યો પત્ર લખીને અનુમોદન આપ્યુ છે તથા ઇટલિના રાજનગરમાં તે કવિનું નામ રાખવાનું હોવાથી ત્યાના રાજા ઈમાનુએલે પણ એવો જ એક સદ્ભાવયુક્ત પત્ર લખીને એ કામમા પોતાની અનુમતિ આપીને ખુશી પ્રકટ કરી છે એવી ગુણજ્ઞતા આપણા રાજા-પ્રજામા ક્યારે આવશે ? નીરાશ થવાનું કારણ નથી, કેમકે ભારત વર્ષમા વર્તેઓછે અને સર્વે દિશામાં બહુ આશાજનક શુભ ચિહ્નો ઉદય પામતા પ્રતીત થાયછે અને પ્રજા પોતાના મહાત્માઓ (ચૈતન્ય, પરમહંસ રામકૃષ્ણ, વિવેકાનન્દ, નૃસિંહાચાર્ય, નથુરામ શર્મા) ને, દેશભક્તો (દાદાભાઈ, રાનડે, ગોખલે, બૅનરજી, બૉનરજી, બોસ, બદ્રુદીન, પાળ, ટીળક, લજપતરાય) ને, કવિવરો (પ્રેમાનન્દ, દયારામ નર્મદ, દલપતરામ, મણિલાલ, બાલ, વિજયશંકર) ને સાચી ભાવનાથી પૂર્ણાંશે જાણવા-સમજવા-માન આપવા-પૂજવા લાગી છે તેથી ગુણીએવી પ્રજા તેના ગુણી જનને પીછાણશે, એમ માનવાને મનમા સ્ફુરણ થાયછે, અને તેથી તે આનંદમા વિરમેછે

આ નાનો લેખ પૂરો કરતા હૃદયમા શોકની છાયા પડેછે ગોવર્દ્ધનરામના દેહવિલયથી ગુર્જર પ્રજાને જે ઉચ્ચ ભાવનાના અને દેશભક્તિના, શ્રેયસ્કર લેખો મળતા, તે હવે તેમના તરફથી આપણને મળી શકશે નહિ, તેમ જ તેમનું સ્થાન લેઇ ગુર્જર સાક્ષર લે, એમ પણ તુરતમા દેખાતું નથી આપણી પ્રજામા સારા સારા સાક્ષરો છે, પ્રૌઢ તેમ જ સરલ વાણીના ગદ્ય લેખકો છે, નવીન શૈલીની ભાવનામય મનોહરી પદ્યવાણીના કવિવરો છે, ઇતિહાસકારો અને નવલ કથાકારો છે, પણ જે લક્ષણો વિદેહમુક્તની લેખન શૈલીમાં, વર્ણન શૈલીમાં, વિચાર શૈલીમા અને ઉચ્ચ કલ્પનામા પ્રતીત થએલા આપણે હર્ષાશ્રુથી તેમની કલમમા અનુભવ્યા છે, તે તો તેમના જ હતા, અને તે તેમના દેહવિલયની સાથે હાલ તુર્ત તો વિલય પામ્યા લાગેછે

એમના મૃત્યુથી શોકનુ બીજુ ગભીર કારણ એ છે કે, એમનામા તો 'સોનું અને સુગંધ' બને જોડાએલા હતા જેવો એમનામા બુદ્ધિપ્રસાદ ઉંચો હતો, તેવુ જ એમનુ વર્તન પણ ઘણી ઉચ્ચ પ્રતિનું હતું એક વ્યક્તિની પ્રતિષ્ઠા જેમ તેની રીતભાત તથા ચાલચલણ ઉપર આધાર રાખે છે, તેમ જ પ્રજા સમસ્તની શાખ અને આબરૂનો આધાર પણ તેના વિશ્વાસપાત્ર ઉંચા વર્તન ઉપર રહેછે કોઈ વ્યક્તિનો બુદ્ધિવૈભવ આપણને વખતે આંજી નાખે, કોઈ સમર્થ વક્તાનું જોમદાર, અસ્ખલિત વક્તૃત્વ સાંભળી આપણે સાનંદાશ્ચર્ય પામીએ, જન સ્વભાવના ચિતાર નાટકીના નાટક આપણને તે ચાહે ત્યારે હસાવે અને ચાહે ત્યારે રડાવે,-એ બધુ સાચુ અને પ્રતિદિવસ અનુભવસિદ્ધ છે, તોપણ સ્થાયી માન અને અસંદિગ્ધ વિશ્વાસ તો જેના વચન દસ્તાવેજરૂપ છે જેની રહેણીકરણી સૂર્યનો પ્રકાશ ખમી શકે એવી છે, જેના મન વાણી અને કર્મમા વિગ્રહ નથી, જે સત્યને ઈશ્વરરૂપ માનેછે અને તે પ્રમાણે ચાલેછે એવો પુરુષ જ મનાય છે અને પૂજાય છે દાદાભાઈ કંઈ ઘેરઘેર જન્મતા નથી ત્રીશ કરોડની ભિન્ન ભિન્ન જાતિ અને ભિન્ન ભિન્ન ધર્મવાળી વસ્તિના હૃદય ઉપર એક દાદાભાઈ સામ્રાજ્ય ભોગવેછે, તે તેમના નિષ્કલંક ઉચ્ચ વર્તનને, અખંડ ઉદ્યોગ અને સતત્ આગ્રહયુક્ત દેશસેવાને આભારી છે તેવુ જ નિષ્કલંક ઉચ્ચ વર્તન, અખંડ ઉદ્યોગ અને સતત્ આગ્રહયુક્ત વિદેહમુક્ત સાક્ષર શ્રી ગોવર્દ્ધનરામજીની પ્રજાપ્રતિ અને સાહિત્યપ્રતિ સેવાએ આત્મ ભોગ આપી ગુર્જર પ્રજાના હૃદય ઉપર સામ્રાજ્ય સ્થાપ્યુ છે, અને ભાવિમા પણ અધિકાધિક પૂજન અર્ચન પામશે એમ આ લેખકને ખાત્રી છે ઇત્યલમ્ ।

ગુજરાતી સાહિત્ય પરિષદ્ ... ગણપતરામ અનુપરામ ત્રવાડી.

# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

નડિયાદના નાગરવેપારી ધીરજરામ ત્રવાડી મુંબાઈ, સુરત અને નડિયાદમાં વેપાર કરતા હતા તેઓ પોતાના ધધામા બાહોશ અને કુનેહબાજ હતા, તેમ જ ધર્માદા કરવામાં અત્યંત ઉદાર હતા. ગોવર્ધનરામના પિતા માધવરામ ત્રવાડીની ઉમ્મર જ્યારે દશેક વર્ષની હતી ત્યારે ધીરજરામનો કાળ થયો, અતકાળે વેપારની સુપ્રત પોતાના જમાઈ નવલરામને કરી તેમ જ કુટુમ્બ અને વેપારની પ્રતિષ્ઠા વધારનાર કોઈ મહાત્મા આવશે એવી ભવિષ્યવાણી કહી કાશીથી કે તે તરફના પ્રદેશમાથી કુટુમ્બકલેશને લીધે નાશી આવેલા મુનિમહારાજ નામના સાધુને, ત્રવાડી કુટુમ્બમાં, ધીરજરામની ભવિષ્યવાણીને લીધે, તેમની વિધવા ઉમીયાકોરે સ્થાન આપ્યુ મુનિમહારાજના વહીવટથી વેપાર અસલ મુજબ ધીકતો રહ્યો, પણ એમણે વૈભવ પુષ્કળ વધારી દીધો સાસુના મરણ પછી એ વૈભવ ઘટાડવા ગોવર્ધનરામના માતુશ્રીએ મુનિમહારાજને કહ્યુ "મહારાજ! હાટ એનુ એ છે પણ વાણીયો બદલાયો છે". ઇગિત સમજી મુનિમહારાજે વૈભવ ત્યાગી માધવરામના બાળગોપાળ ગોવર્ધનરામ અને શાણુ નારલક્ષ્મીને ઉછેરવામા બાકીનુ જીવન ગાળ્યુ બચપણમા જ આવા સાધુનો ગોવર્ધનરામને સમાગમ થયો

વિ સ ૧૯૧૧ની વિજયાદશમી જેવા પુનિત અને ઇતિહાસપ્રસિદ્ધ દિવસે માધવરામના પત્ની શિવકાશીએ નડિયાદમા પોતાના પિયરના ઘરમા ગોવર્ધનરામને જન્મ આપ્યો બાળક જન્મથી જ અનારોગ્ય રહેતો એક સબધીના હૃષ્ટપુષ્ટ બાળક સાથે ત્હેનો વિનિમય કરવાની માતાને ઉત્કઠા થયલી પણ તે સબધીની અનિચ્છા વગેરેને લીધે ઉત્કઠા અતૃપ્ત રહી અને કુલોદ્ધારક ને કુલદીપક બાળક કુળમા જ ઉછર્યો સમગ્ર જીવનપર્યંત ગોવર્ધનરામની તબીયત વિવિધ વ્યાધિથી પીડિત રહેતી. તેના બીજ કદાચ આમ ન્હાનપણના અનારોગ્યને લીધે વાવાયલા.

પિતાની વેપારની મ્હોટી પેઢી મુબઈમા હોવાથી ગોવર્ધનરામનો ગુજરાતી અભ્યાસ બુદ્ધિવર્ધક શાળામાં થયો હતો

વિ સ ૧૯૧૭ ( ઇ સ ૧૮૬૧)મા મનસુખરામ સુયરામ ત્રિપાઠી, જેઓ ધીરજરામ ત્રવાડીના ભાઇ શિવરામના પૌત્ર થતા હતા તે મુબાઈ ભણવા ગયા બે વર્ષ પછી આખના વ્યાધિને લીધે અભ્યાસ છોડી તેઓએ માધવરામની પેઢીની વ્યવસ્થા કરવા માડી આ વખતથી જ એમના સહવાસમા ગોવર્ધનરામ આવેલા

આ અરસામા સુધારણાની જુવાળો ઉછળતી હતી પશ્ચિમના સસર્ગે યુગપરિવર્તન જમાવ્યુ હતુ. યુરોપીય સસ્કૃતિના સસર્ગે ને ભીતિને લીધે સમગ્ર ભારતમાં ખળભળાટ થઈ રહ્યો હતો. પાદરીઓના ઉપદેશથી અને ઇગ્લીશ સાહિત્યાદિના પરિચયથી ભાવનાઓ પલટાતી જતી હતી ધર્મ અને સસારના પ્રદેશમાં તુમુલ મન્થન થઈ રહ્યુ હતુ પ્લાસીના વિજયને સો વર્ષ થયા હતા-તે દરમ્યાન અગ્રેજી અમલ ભરતખડમા બધે ફરી વળ્યો હતો પરિણામે ઇ સ ૧૮૫૭ ના સિપાઈવિદ્રોહના ભડકામા મધ્યકાલીન ભારત ભસ્મીભૂત થયુ અને રામમોહન રાય તથા રાધાકાન્ત નવીન યુગના આચાર્ય થઈ નવો જ પ્રકાશ રેલાવ્યો એ પ્રકાશને લીધે ફ્રેન્ચ રાજ્યપરિક્રાન્તિની વીરહાકે અને કોમ્ટ, મિલ, બેન્થામ આદિ પાશ્ચાત્ય તત્ત્વચિંતકોના સિદ્ધાતો જેમાં રણકાર કરી રહ્યા હતા • સર વિલિયમ જોન્સ અને ત્હેના યુરોપીય અનુયા

નનવા ... દાસ
મ્રાન્તાહુઝ, રુ ... ર રોડ,
૧૭.



| મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠી | ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી | માધવરામ ધિરજરામ ત્રિપાઠી |
| --- | --- | --- |

ઉમર આશરે વ. ૧૦

યીઓના ભગીરથ અભ્યાસને પરિણામે પ્રાચીન ભારતનુ ગૌરવ યુરોપમા ગવાતુ હતુ અને એ પ્રતીતિના પડઘા આ દેશમા પડતા હતા

પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રત્યક્ષ પરિચયનાં સાધન સિપાઇવિદ્રોહના વર્ષમા સ્થપાયેલા વિશ્વવિદ્યાલયોદ્વારા હિંદીઓને પ્રાપ્ત થતા હતા સંસ્કૃતનો અભ્યાસ વધારવા, યુરોપીય સસ્થાઓના ઇતિહાસ-વ્યવસ્થાદિ વિષે માહિતી વિશેષ મેળવવા, તેમ જ ડાર્વિન, સ્પેન્સર પ્રભૃતિના વિચારશોધી અને 'સાયન્સ'ના જીવન સાથે વધતા જતા સબધથી યુરોપમા થતા વિચારાચારના વિવર્તના પ્રવાહમા ઝીલવાના પ્રસગ વિશ્વવિદ્યાલય ઉપજાવવા લાગ્યાં ઉત્સાહ ને ઉચ્છેદને સ્થાને દીર્ઘદૃષ્ટિ ને વિચારશીલતા ઉદ્ભવ્યા મૅક્સમૂલર પ્રભૃતિના અભ્યાસને લીધે તેમ જ સંસ્કૃતના જ્ઞાનના પ્રસાગને લીધે નવીન ભારત બેને બદલે ત્રણ પ્રવાહમાં-યુરોપીય અર્વાચીન ને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રવાહોમા નિમગ્ન થયુ એ પ્રવાહોની ઇષ્ટાનિષ્ટ ગતિ વિષે ગભીર આલોચના ઉદય પામી

રા રા મનસુખરામને આ નવીન પ્રવૃત્તિનું અવગાહન થયુ હતુ સાથે સાથે સસ્કૃત સાહિત્ય અને દર્શનનો અભ્યાસ થતો જતો હોવાથી પ્રાચીન ભારત અને હેના આચાર્યો માટે હેમને અભિમાન સ્ફુર્યું આવા પુરુષના અહોનિશ સહવાસી ગોવર્ધનરામને તે અભિમાન સ્ફુરે અને પ્રાચીન આર્યોની પર્યેષકવૃત્તિ તથા ઉદાસીનતા એમને સ્પર્શી જાય એ સહજ છે

ઈંગ્લીશ ભાષાનો અભ્યાસ નડિયાદમા આરભી ઇ સ ૧૮૬૮મા એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં દાખલ થયા આ જ વર્ષમા લગ્ન કરી બ્રહ્મચર્યાવસ્થામા ગૃહી બન્યા ચતુર અને મેધાવી અભ્યાસમાં આગળ વધતો હતો, અવલોકન અને વિવેકશક્તિ ખીલવતો હતો. માતાના અને બીજી સ્ત્રીઓના ગીતો, પિતાના ભજનો અને માણભટોની કથાથી જાગેલી રસિકતા સસ્કૃત અને ઈંગ્લીશ સાહિત્યના આસ્વાદનથી ઉચ્ચતર થતી હતી, અને દાંપત્યસ્નેહના મનોરાજ્ય કપાવતી હતી કોઇક વખત તેનો અનુભવ કરાવતી હતી અને સસ્કૃત કે ઈંગ્લીશ પદ્યબધમા આવિર્ભાવ પામતી હતી

ઇ સ ૧૮૭૧મા "મેટ્રિક્યુલેશન"મા પાસ થયા ત્યારે રા. મનસુખરામે ગોવર્ધનરામને "સિવિલ્ સર્વિસ"ની પરીક્ષા માટે ઈંગ્લંડ મોકલવા ધાર્યું પણ વિચાર અમલમા મુકાયો નહિ ઈંગ્લંડના વાતાવરણમા ઘૂમી આવેલા ગોવર્ધનરામની પર્યેષણા અને ભાવનાઓએ કેવુ સ્વરૂપ લીધુ હોત તે કલ્પવુ કઠિન છે

મેટ્રિક્યુલેશનમાં રોમનો ઇતિહાસ વાચતા હૅનિબાલની ઉગ્રપ્રતિજ્ઞા તથા હેની અને સિપિઓની વિક્રમાકુલ કથા વાચી જ્વાલા ભભુકી ઉઠી હતી કૉલેજમા પ્રવેશ પામ્યા પછી ત્યાના વાતાવરણે અને અભ્યાસે તે જ્વાલા અખડ રાખી પણ ઇ સ. ૧૮૭૨મા જીવન આસપાસ ફરી વળતી જ્વાલાઓમાં તપતા ગોવર્ધનરામે ભડકા શાન્ત કરવા પ્રયત્ન આરભ્યા અને ભડકા હોલવવાનાં ગરમી ઉડી ન જાય તેની સભાળ લીધી જ્વાલા શાન્ત કરવાની વૃત્તિએ રગે રગમાં વૈરાગ્ય પ્રસરાવ્યો અને જનહિતની વાસના સ્ફુરાવી.

કૉલેજમાં આગ્રહી અને રસિક પણ ગરીબ સહાધ્યાયીઓ હરિરામ ઉત્તમરામ ભટ્ટ અને રામચદ્ર વિષ્ણુ ગોખલેના સહવાસમાં એ વાસના અધિક દૃઢ અને ઉત્તેજિત થઈ હરિરામ અને ગોવર્ધનરામના જીવ અદ્વૈત પામ્યા હતા-બને એકબીજાની અભિલાષાઓ, સુખોપભોગનાઓ ને વેદનાઓમાં સદભાગી થતા ગોવર્ધનરામની કવિતાઓ હરિરામ પાસે વચાતી અને બને મિત્રોતેનું રસપાન વગેરે કરતા "સ્નેહમુદ્રા" એક વાર આ મિત્રને અર્પણ કરવા ઇચ્છા

થયલી પણ જેના વિચ્છેદથી એ કાવ્ય પ્રગટ્યુ હતુ તે હરિલક્ષ્મીને અર્પણ થયુ પ્રણયશીલા પત્ની અને સાનુરૂપ સુહૃદના સહવાસમાં ગોવર્ધનરામનું આન્તરજીવન વિકસતુ ચાલ્યુ.

કૉલેજમા મડળીઓ સન્મુખ ભાષણ આપવાના રિવાજ મુજબ ઈ સ ૧૮૭૩ મા "Is there any Creator of the Universe ?" અને "State of Hindu Society in the Bombay Presidency નામના બે નિબન્ધો વાચ્યા કવિતાના સ્વરૂપવિષે પણ નિબન્ધ વાચ્યો હતો અને ત્યારે જે વિચારોબ્બાધ્યા હતા તેજ વિચારો પોતાના કાવ્યોમાં અનુસ્યૂત છે તથા "સમાલોચક" મા એક વખતે તે પ્રસિદ્ધ કર્યા હતા.

મીઠા અને સુખના દિવસો વહી ગયા-જીવન વીણાનો તાર તૂટ્યો એક બાળકને મૂકી ગાઢ સ્નેહનો રસ ચખાડી હરિલક્ષ્મી ઇ સ ૧૮૭૪ મા પચત્વ પામી વિરહથી થયલી વ્યથા થી એવો મર્મભિદ્ કરુણ રમ ગોવર્ધનરામના જીવનમા વ્યાપી ગયો હતો કે સંસ્કૃત અને ગુજરાતીમા શોકગીતિ રચવા છતા તે રસ ન ખૂટતા, દ્વિતીય લગ્નથી થયલા બાળકોથી વીંટ ળાયલા ગોવર્ધનરામને ઘણીવાર મધ્યરાત્રિયે અશ્રુરુદ્ધ કરતો મૃત્યુ અને વિચ્છેદથી કવિત્વનાં ઉડા ઝરણા ફુટી નીકળે છે-તેમના સ્ફુલિઙ્ગથી ભાવનાઓના અપ્રતિમ આદર્શો ભભુકી ઉઠે છે તેમ સ્નેહચ્છેદથી માનસસ્નેહનો ઉચ્ચગ્રાહ અને મહિલાઓ પ્રતિ ધૃણામિશ્ર સાનુકપા અને બહુ, માનની વૃત્તિ પ્રગટ્યા

કોમલ, ભાવસ્નિગ્ધ, કલ્પનાશીલ અને મહેચ્છુ હૃદયને ચૂર્ણ કરવા આ વિરહ શક્તિમાન ન હોય તેમ આ જ અરસામા માધવરામની પેઢી ભાગી સુદૃઢ વ્યવસ્થાને અભાવે, સગા અને ન્યાતીલાઓના સતાપ ને સ્પર્ધાથી તેમ જ દીર્ઘદૃષ્ટિ યથાર્થ ન વાપરવાથી એકમાર્ગી ને ભલા પરમવૈષ્ણવ માધવરામની દુકાન ભાગી-ચિત્ત, હૃદય અને શરીર ક્ષુબ્ધ થયા ગર્ભશ્રીમાનને મનોરાજ્યમા ઉડતા આવો ઉદ્વેગપ્રદ ને ચિત્ત વિહ્વલ કરનારો પ્રખર ઝપાટો લાગ્યો માનસિક સમતોલન દોલાયમાન થયુ અને પરિણામે ઉત્તરપત્રો ફાડી નાખવાથી બી એ માં નાપાસ થયા હૃદયમા ઘુઘવતા શોક અને સતાપના તુફાનો આ વખતે લખાતી કવિતા મારફત ગોવર્ધનરામ શાત કરતા પાખપર પ્રહાર થવાથી પૃથ્વી પર પડેલા પખીરાજની દૃષ્ટિ વેદના ખમતી ખમતી ગગન ભેદી રહી અવઢીન-હતાશ ગોવર્ધનરામની લોકકલ્યાણ સાધવાની પ્રતિજ્ઞા તીવ્રતમ અને વેગભરી બની.

"I know not me and care not how I fare!
"I live to work and work for others good"

ઇંગ્લીશ ભાષામા લખેલા જોડકણામાં જનહિત-કર્તવ્યના ઉગ્ર આગ્રહની ગર્જના સક્ષોભર મેઘાચ્છન્ન હૃદયે કરી છે

દુકાન ભાગવાથી પિતા નડિયાદ ગયા ત્યારે રા મનસુખરામને ત્યા રહી ગોવર્ધનરા અભ્યાસ કર્યો જે વર્ષમા દયાનદે આર્યસમાજ અને બ્લાવટસ્કીએ Theosophical Societ સ્થાપ્યાં તે જ વર્ષમા પ્રાચીન આર્યધર્મનુ ગૌરવ અને મહત્વ ગાનાર ગ્રેજ્યુએટ થયો અ વખતે "Scope of University Education" નામનો લેખ વાચ્યો, "Influenc of Asceticism on the Social Morality of the Hindus'' નામના સક્ટપેલ લેખને સુધારી Friendly Society સ મુખ "Asceticism in my sence of the term એવુ નામ આપી વાચ્યો "A mind retiring from the vain external colour

and talks of nature into the real inward soul and heart of the whole and a blind furious rush into the battlefield of benevolence, looking ever onwards caring never for the uplifted sword and their wounds and undaunted by the browbeatings of Death and Defeat' તેમ જ "It is a ceaseless industry for its own sake and tending to the good of Society"—આ લેખમાંથી આપેલા ઉતારા એમના વૈરાગ્યનું સ્વરૂપ સ્પષ્ટ આંકે છે જે વૈરાગ્ય એમના જીવનમા પ્રસરી રહ્યો હતો—જે વૈરાગ્ય "સરસ્વતીચંદ્ર' મા આલેખ્યો છે તેની રૂપરેખાઓ આ લેખમા દર્શન દે છે પરતંત્ર અને અવસન્ન ભારતના ઉદ્ધાર માટે નિષ્કામ ને પ્રવૃત્તિપૂર્ણ વૈરાગ્ય આવશ્યક છે એવો સિદ્ધાંત ગોવર્ધનરામના અનુભવો-જીવનના મળસ્કામા થયલા અનુભવો ઉપજાવે છે ઉલ્લાસ, ઉત્સાહ મરી ગયા છે, નિરાશા, અવસાદ, આધિવ્યાધિ કેર વર્તાવી રહ્યા છે ત્યારે નિસ્વાર્થ, કલ્યાણ, ઉદ્યમ, પ્રવૃત્તિના ભાવો આશ્વાસન—ઉત્તેજન આપે છે, મૃતપ્રાય થતા જીવનને સજીવની સુંઘાડી ચૈતનમય રાખે છે

પત્નીના એટાવશેષ ઉપર "હૃદયરુદિતશતક" ની સમાધિ ચણી હતી ભવભૂતિનો કરુણારસ ગીર્વાણભાષામા ગોવર્ધનરામના મર્મભિદ્ શોકથી પુનર્જન્મ પામતો હતો એ રસનું પાન કરવાનો અધિકારી હરિરામ કચ્છમા નોકર હતો ત્યા બાળપત્ની અને વૃદ્ધ પિતાને રઝળતા મૂકી વિદેહ થયો. ત્રુટતું અને ગોખને પણ એને જ પથ પળ્યા. હૃદયમા ઉંડા ઘણુ ખોદાતા ગયા—શોકધારા અધિક વેગથી ફુટવા લાગી ઇગ્લીશમા અને ગુજરાતીમા શોકગીતિ રચવો માંડી—

પ્હેલી એલ્ એલ બી. પાસ કરી એમ્ એ નો અભ્યાસ સાહિત્ય ( અંગ્રેજી અને સસ્કૃત—તેમાં ન્યાય ઐચ્છિક વિષય ) લઈ કર્યો એક પછી એક થતા ઋતુના સખ્ત ફેરફારોથી ગિરિરાજની વજ્રછાગે પણ ઘસાઈ જાય છે તેમ પ્રખર અને ભૈરવ વિપદ્થી ભાવસ્નિગ્ધ ગોવર્ધનરામ મસ્તિષ્કવ્યાધિ ( Brain disease ) થી પીડાવા લાગ્યા આશામા ઝનકાર ઉઠાવતો ઉભો મનોરાજ્યો ધ્વસ્ત થઈ ગયા.

જીવનને આગલે ત્રણ પ્રતિજ્ઞા ગોવર્ધનરામે લીધી હતી (૧) એલ્ એલ્ બી થઈ (૨) નોકરી ન કરતા સ્વતંત્ર વકિલાત કરવી ને (૩) ૪૦ કે ૪૨ મે વર્ષે નિવૃત્ત થઈ લોકકલ્યાણ સાધવા જીવન અર્પવુ આ પ્રતિજ્ઞાનુસાર ગ્રેજ્યુએટ થયા ત્યારે દિ બા મણિભાઈ જશભાઈએ કચ્છમાં આપવા માંડેલી રૂ ૩૦૦ ની નોકરી ન સ્વીકારનાર ઋણી અને આધિવ્યાધિગ્રસ્ત હોવાથી, રૂ ૧૨૫) ના પગારે ભાવનગર ગયા દિવાન સામળદાસની મહેરબાનીથી કામ જૂજ હતું તેથી કાયદાનો અભ્યાસ થઈ શક્યો અને પૈતૃક ઋણશોધન તથા કુટુમ્બપોષણના સાધન પ્રાપ્ત થયાં ભાવનગરમાં ગોવર્ધનરામ જનસ્વભાવ નિરીક્ષતા હતા અને જીવનના અનેક પ્રશ્નો વિશે આલોચના શરૂ કરી હતી.

રા મનસુખરામના સાક્ષર મિત્રમડળના સહવાસમા લેખક થવાની અભિલાષા ઉગી હતી "મનોદ્દૂત" "અને" "હૃદયરુદિતશતક" નામના ખડ કાવ્યો અને સુંદરજી જીવાજી પારિતોષિક મેળવવા લખેલી "વિધિકુણ્ઠિત" ની કથા સસ્કૃતમાં લખ્યા હતા પરચુરણ કાવ્યો ઉપરાત "Jiji The Mother of Shivaji" નામનું વિસ્તીર્ણ પદ્યબધ ઇગ્લીશમા કર્યું હતું બંગાલી લેખકોને જેમ સમજાયુ હતું તેમ ઇંગ્લીશ અને સસ્કૃત ભાષાઓ વજી ગુજરાતીમાં લેખ લખવા માડ્યા. ગીર્વાણ ભાષાના રસિયાની રા રા મનસુખરામના પ્રભાવ નીચે લખાતી ગુજરાતી

ભાષા પ્રૌઢ, પ્રવાહવાળી, સસ્કારી અને અર્થગભીર બની હતી કાવ્યો ઉપરાંત વાર્તા લખવા વસ્તુ યોજાતા હતાં ધર્મજન્મ અને સત્યવતાના પુત્ર દુખજન્મનો ઈગ્લીશમા દિનચર્યાલેખ લખી હૃદયનો શોકભાર હલકો કરવા માડ્યો હતો કામ, રતિ (માનસ સ્નેહ), લક્ષ્મી, અકિંચનતા, દ્વેષ, દુનિયાની અસમાની સુલતાની, રમણીઓનાં પવિત્ર સતીત્વ અને અધમ દુરાચારના સ્વરૂપ સમજવા ને ગુજરાતને સમજાવવા વસ્તુ ગુથાતા હતા. મુબાઈ, સુરત અને ગામડાઓની જીન્દગી આલેખવા ધારણા થતી હતી માનસસ્નેહ અને મન્મથના પ્રભાવ ત્રણ મિત્રોની કથા દ્વારા બતાવવા નવલકથાનું અસ્થિપિંજર ઉભુ કર્યું હતુ "સદ્ગુણચદ્રની કસોટી" મા મન્મથની સત્તા નિરૂપવાનો વિચાર તે અપૂર્ણું રહેવાથી અમલમા ન્હોતો મૂકાયો. બેકનના નિબધોના અનુવાદ પણ આરભ્યા હતા

અગ્રેજોની જામતી નવી રાજ્યસત્તાથી કાઠીઆવાડમા નિયમ ને વ્યવસ્થા જામતા હતાં સ્વતત્ર સત્તા અને જ્ઞાન ઉદ્રેક ન્યૂન થતા હતા ત્યારે સક્રાન્તિકાળમા જૂના નવા રાજા, જૂના નવા કારભારીઓ, પોલિટિકલ એજન્ટ્ વગેરેના આચાર-વિચાર-ખટપટમા વસનાર ગોવર્ધનરામ નવલકથા લખવા પોતાની આસપાસના સજોગો ઉપયોગમાં લેતા હતા "સરસ્વતીચદ્ર" ની મૂળકથા યોજાઈ હતી પ્રસિદ્ધ થયલી કથામા જેટલુ ભાવનાને પ્રાધાન્ય છે તેટલું મૂળકથામા ન્હોતુ

હરસ, આખનો દુખાવો, મગજના વ્યાધિથી પીડાતા પીડાતા કાયદાનો અભ્યાસ કરી ત્રણ વખત ગોવર્ધનરામ એલ્ એલ્ બી ની પરીક્ષામા બેઠા પણ નિષ્ફળ થયા ચોથે વખતે સફળ થયા આ વખતે ભાવનગર અને જુનાગઢમાં ન્યાયખાતામા મળતી જગ્યાઓ ન લેતા મુબાઈ જઈ વકિલાત આરભી-વકિલાત દરમ્યાન ગુજરાત, કાઠીઆવાડ અને દક્ષિણમાથી કેસ મળતા એટલું જ નહિ પણ રાજા રજવાડા તથા ભિન્ન ભિન્ન કોમો-હિંદુ, પારસી, મુસલમાનના ધર્મ ગુરુઓના કેસો પણ એમને મળેલા ગુજરાતની રગેરગ પરખવાનો અચ્છો પ્રસગ આથી એમને મળ્યો હતો. વકિલાત અન્નપૂર્ણાના સાધન તરીકે કરતા હતા છતા ગમે તેવો કેસ હોય તો પણ બાહોશીથી અને પ્રમાણિકપણાથી તે ચલાવતા. આથી ન્યાયાધીશો, વકિલો અને અસીલો ત્હેમનાથી પ્રસન્ન રહેતા અને વખતે વખતે ત્હેમને માટે સન્માન ને પૂજ્યભાવ ધરાવતા

મુબાઈમા સ્વસ્થ થયે નિયમિત વાચન અને મનન શરૂ કર્યું સાહિત્ય, ધર્મ, ઇતિહાસ તત્ત્વચિંતન ને ધારાશાસ્ત્રના ગ્રથો વાચવા ઉપરાંત આલેખન (drawing), કવાયત, વિગ્રહ, શાસ્ત્રાદિના ગ્રથો પણ લેતા ઈગ્લીશ દૈનિક કે માસિક પત્રો વાચી તારણ ક્હાડતા કે ઉતારી લેતા ગુજરાતીમા માસિક પ્રગટ કરવાની યોજના પણ લખી કહાડી હતી વડોદરામાં વિદ્યાખાતામા રૂ ૫૦૦) ની જગ્યા આ વખતે મળતી હતી પણ તે નહિ સ્વીકારી

મી મલબારીએ બાલવિવાહ અને વિધવાઓની સ્થિતિવિશે પ્રગટ કરેલા લેખોથી ભરતખડના વિદ્વાનોમા સક્ષોભણ થયુ હતુ એવામા મી મલબારીના અગ્રેજ મિત્રોના આગ્રહ અને દબાણને લીધે સરકારે સમતિવયનો કાયદો કર્યો ગોવર્ધનરામ આ કાયદાની વિરુદ્ધ ન્હોતા પણ સુધારક અને સરક્ષક પક્ષ વચ્ચે થયલી ઝપાઝપીમા તટસ્થ ઉભા રહી એમણે જોયુ કે દેશમા નેતા નથી તેમ જ સુધારકો સંરક્ષકોનો પક્ષવાદ બરાબર સાભળતા નથી એ ભૂલ કરેછે સંરક્ષકો અને પ્રાચીનપક્ષ તેમ જ સુધારકોના ગુણદોષ જાણવાથી જ બન્નેના નેતા થઈ શકાય A priori વિચાર મગજમાં ભરી, દેશહિત સાધવા મથનારથી પોતાની શુભેચ્છાના હાનિપ્રદ પરિણામો જોવાતા નથી એ ખ્યાલમાં આવ્યુ પોતાને ઉભા થતાં આવડયા પ્હેલા બીજાને ચાલતા શીખવવાના પ્રયત્ન થતા જોઈ ખિન્ન થયા હેનિબાલ અને સિપિઓના પરાક્રમ

કરવાના-ક્રોટવેલ કે અમેરિકાને સ્વતંત્ર કરવાના વિગ્રહ ચલાવનારાના જમાના જેવો હાલ વખત નથી તે જમાનાનાં સત્વ અને સ્વદેશપ્રેમની તથા ડહાપણની દેશને જરૂર છે દેશસેવામાં આવા વિચારથી પ્રવૃત્ત થાયછે અને એ સેવાના પરિણામની જોખમદારી સમજવા પોતાને અજરામર કલ્પે છે વધારે જ્ઞાન તથા અનુભવ મેળવવા જગત્‌નો ઇતિહાસ અભ્યસવા અને જીવનના વ્યવહારમાં પણ એક પ્રકારનો ઇતિહાસ હોવાથી તે નિરીખવા કાયક્રમ ઘડેછે સંસાર, શરીર, બુદ્ધિ, નીતિ અને રાજ્યના સબંધમાં પોતાના સ્વદેશીઓ જાગૃત વીર્યવાન અને સમૃદ્ધ કેવી રીતે થાય તેની મીમાંસા કરેછે લશ્કરી બળવાથી નહિ પણ પ્રજાનું આંતર જીવન ઉન્નત અને ધર્મનિષ્ઠ નિકળશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે એવી પ્રતીતિ થવાથી પ્રજાનું આંતર જીવન સ્પર્શના કેવા ઉપાયો લેવા તે વિચારે છે જાહેર ટીલચાલોમાં ભાગ લેવા અનુત્સુક રહેતા કારણ કે એવી હીલચાલો ક્ષણિક હોય છે-"A breath can unmake them as a breath has made"[1]-એવું ગોવર્ધનરામ આવી હીલચાલો માટે ધારતા ચાલી રહેલા કોલાહલમાં-પશ્ચિમના પ્રવાહથી જૂની સંસ્થાઓ ખોદાતી જોઈ ગોવર્ધનરામ નિશ્ચય કરે છે કે "I wish to produce or to see produced a people who shall be higher and stronger than they are, who shall be better able to look and manage for themselves than is the present helpless generation of my educated and uneducated countrymen" ભારતવર્ષના દેદીપ્યમાન ભૂતકાળ અને ગંભીર વર્તમાન કાળના ક્રાન્તદર્શીને લાગ્યું કે પરંપરાભંગ વિના નવા યુગને આવશ્યક અને યોગ્ય બળો તથા સંજોગો દેશમાં ઉત્પન્ન કરવા, ભૂતકાળનો ઇતિહાસ ઉકેલી, ક્યાં ક્યારે અને કેવી કેવી રીતે પ્રજાના નેતાઓએ પ્રજાજીવનના મહાપ્રશ્નોનું નિરાકરણ કર્યું હતું તે જાણી તે જ માર્ગે ઇતિહાસસમૃદ્ધ આર્યપ્રજાનું પ્રગમન કરાવવું સંટસરની અસમાની સુલતાનીમાં અખંડ અને ભાસ્વર રહેલી આર્યતાના ગુણો આ ભૂતશિકસ્ત જમાનામાં નાશ ન પામે માટે તે ગુણોનું સામર્થ્ય ને ઔચિત્ય સપ્રમાણ બતાવવું "દોષને પાળવાથી જેમ હાનિ છે તેથી અધિક હાનિ ગુણોનો તિરસ્કાર કરવાથી છે દોષ સુધારવાના યત્ન નથી પડતો તેટલો ગયેલા ગુણોને શોધી કહાડતા-પ્રાપ્ત કરતા પડે છે" ઈ સ ૧૮૮૭ ની વસન્તઋતુમાં "સરસ્વતીચંદ્ર" ની કથા પ્રગટ કરી ઉક્ત વિચારોથી જ એ ગ્રંથનો દેહ બંધાયલો છે ગુજરાતી સાહિત્યમાં અને પ્રજાજીવનમાં પ્રચંડ પ્રકાશ પડ્યો કલ્પના, રસ, વિચાર ભાવના કલા, જનસ્વભાવની વિવિધ કોટિયો આ ગ્રંથમાં દૃગ્ગોચર થાયછે પ્રકાશથી તિમિર ઉડી ગયા-અનેક પદાર્થોમાં તેનું પરાવર્તન થવાથી તેઓ પ્રકાશવા લાગ્યા-ચેતન અને જીવન સર્વત્ર સ્ફુરવા લાગ્યાં

દેશને પ્રયાણ માટે દિશા બતાવવા હાલ ઉઠતા પ્રશ્નો વિશે નિબંધો લખવા ધારણા હતી પણ દેશકાળનો વિચાર કરી તે પ્રશ્નો નવલકથા લખી ચર્ચા-અમૂર્તને બદલે મૂર્ત સ્વરૂપમાં કલાવિધાનથી આલેખ્યા પ્રાચીન પુરાણકથા અને દંતકથાઓનો નવીન વિચારના શરીર તરીકે ઉપયોગ કરવાની ગેટેની પદ્ધતિ અંગીકાર કરી હતી બૌદ્ધ ધર્મની અવનતિના કાળમાં બ્રાહ્મણ ધર્મના પુનરુત્થાન માટે શંકરાચાર્ય પ્રભૃતિએ જે ઉપાયો લીધા હતા તેવા ઉપાયોદ્વારા અર્વાચીનકાળમાં પ્રજાને પ્રગતિની દિશા બતાવી જૂનું કેવું હતું ત્હેના ગુણદોષ કેવા હતા, નવી વિદ્યાથી ત્હેમની શી દશા થાય છે, નવી વિદ્યા કેવા બળો ઉપજાવે છે ત્હેના ગુણદોષ, કેવા છે

---

૧ Goldsmith.

ઇત્યાદિ દ્દષ્ટિબિન્દુથી વર્તમાનકાળ નિરીક્ષવો અને જે કલ્યાણપ્રદ અને ઉન્નતિસાધક સાધન પ્રાપ્ત થાય તેનાથી આગળ ધુમવુ

માનવજીવનની ઉત્કૃષ્ટાનત્કૃષ્ટ પરિસ્થિતિ ઘડનાર ભાવનાઓ-મહાશક્તિઓ સ્ત્રી, ધર્મ ને વૈરાગ્ય છે, એ ત્રણના વિરોધ, સમવાય કે ઔદાસીન્યથી માનુષજીવન કેવુ થાય તે એ ત્રણ ભાવનાઓ જેમના જીવનમા ઘુમી રહે છે તેનો વિપ્રલંભના ( Temptation ) તુમુલ પ્રભ જનથી શરીર, મન અને આત્મા અત્યન્ત ક્ષુબ્ધ થતો છતા પરાજય પામતા નથી પણ ઓર કેવી રીત્યે પોતાનુ અને જગતનુ શ્રેય સાધે છે તે આ ગ્રથમા આલેખ્યુ છે

આર્યતા-આર્યસંસ્કૃતિ શુ છે? કેવી છે? મનુષ્યજાતિના ઇતિહાસમા ત્હેનુ કયું સ્થાન છે? કેવુ મહત્ત્વ છે? જીવનના કેવા ઉચ્ચગ્રાહો જગત્‌ને એણે અર્પ્યા છે?—ન્હાનપણથી આર્ય તાનો સસ્કારી અને અભિમાની આ જ ગ્રથમા આ પ્રશ્નોની મીમાંસા ઉપાડે છે

આ જ વર્ષમા "રસસુન્દરી" અને તત્ત્વાનન્દસ્વામી'નુ અપૂર્વ કાવ્ય લખના માઙયુ રસ અને તત્ત્વ-હૃદય અને મનના અદ્વૈતની જ જીવન રમણીય, ઉચ્ચ અને વિશાળ બને છે' પત્ની અને મિત્રોના મૃત્યુથી ઉદ્ભવેલ કવિત્વ 'વિપ્રલમ્ભ કે સસ્કારમુદ્રા'ને નામે શબ્દોમા વ્યક્ત થતુ હતુ તે ઇ સ ૧૮૮૯ મા "સ્નેહમુદ્રા"ને નામે પ્રસિદ્ધ થયુ મન્મથમા ઉત્પન્ન થતો સ્નેહ માનસસ્નેહ થઈ જાય છે, જગત્‌મા વ્યાપી જાય છે ધર્મની પ્રચંડ જ્વાલા સળગાવનાર અને તે અખડ રાખનાર માનસસ્નેહ છે એ સ્નેહ ઉપજાવનાર મહિલાઓ જગત્‌મા કેવી દિવ્ય ઉદ્ધારક શક્તિઓ છે સ્નેહમાથી જાગેલી રમની તીવ્ર ભાવના જગતનું કલ્યાણ સાધી શકે છે, આવા આવા "સ્નેહમુદ્રા"ના સદેશા છે "સરસ્વતીચદ્ર"માં સ્નેહનુ જે સ્વરૂપ નાયકનાયિકાના જીવનમા વ્યાપ્ત જણાય છે તે આ કાવ્યમા કવિત્વમય રીતિયે આલેખ્યુ છે

ઉપનિષદ્ અને ભક્તિમાર્ગના પ્રવાહ ક્યાથી નિકળ્યા, ક્યા વહ્યા, કયા થભ્યા અને મલિન થયા વગેરે ઐતિહાસિક અને ધાર્મિક વિચારણા શરૂ કરી હતી ત્હેના ફળ છૂટક નિબન્ધોમા અને "સરસ્વતીચદ્ર"મા આપ્યા છે દર્શનો અને સપ્રદાયના અભ્યાસમાથી "લક્ષ્યાલક્ષ્ય સિદ્ધાંત" તારવ્યો

"ન્યુ ઓરિએન્ટલ બેન્ક" તટવાથી રૂ ૨૭૦૦) ખોયા વિલ્સન્ કોલેજમા "Classical Poets of Gujarat" નો લેખ વાચ્યો મોજની ખાતર ગુજરાતી સાહિત્ય વાચ્યુ હતુ છતા આ લેખ, પરિષદનું વ્યાખ્યાન, દયારામનો અક્ષરદેહ-એ ત્રણ અપ્રતિમ લેખો એમણે લખ્યા છે

"સરસ્વતીચદ્ર"નો બીજો ભાગ આ અરસામા પ્રસિદ્ધ કર્યો અને ત્રીજા ભાગ માટે વસ્તુ યોજવા માડ્યુ રજવાડાની દુર્દશા તથા ભારતના ઉત્કર્ષ માટે તેમનામા રહેલી શક્તિ અસ્ફુટ રહેલી જોઈ ક્ષત્રિયોને સક્રાન્તિકાળમા કમ વર્તવુ તે દર્શાવ્યુ મરાઠા, મોઘલ અને રોમન રાજ્યોના ઇતિહાસની આખે ત્હેમના રોગ તપાસ્યા અને ત્હેનુ ઔષધ બતાવ્યુ "યુરોપ અને એશિયાની મહાપ્રજાઓના લાક્ષણિક દ્દષ્ટાંત" ના વ્યાખ્યાનમા ઉત્થાન ધર્મ પ્રવૃત્તિમાર્ગ જે વિધે "સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગમા વિસ્તારથી લખ્યુ છે ત્હેનો બોધ કર્યો

ધર્મ અને પર્યેષણા હમેશ ચિંતનના વિષય હતા રા રા મનસુખરામને ત્યા આવતા સન્યાસીઓ, વેદાતીઓની સાથે ચર્ચા આલાપ કરવાથી, પાશ્ચાત્ય અને અનત તત્ત્વચિતનનો અભ્યાસ કરવાથી વિવિધ વિચારો સ્ફુરતા લખાણોમા પરિપક્વ સ્વરૂપમા એ વિચારો દર્શાવ્યા છે શોપનહૉરના સિદ્ધાંતોને મળતા એમના સિદ્ધાંતો હતા ચદ્રાવલી અને વિષ્ણુદાસદ્વારા તેમ જ "અરુણોદય" મા છપાતા "સસારપ્રતિબિમ્બ"ના કાવ્યમા એ સિદ્ધાંતો પ્રગટ કર્યા છે

સ્નેહાળ કનિષ્ઠ ભગિની સમર્થલક્ષ્મીના અવસાનથી, ને સહીવા તથા આંખના વ્યાધિથી સતત થવાથી હૃદયને જબરો આઘાત લાગેલો ભગિનીના સ્નેહની નિવાપાંજલિનું કાવ્ય ત્રીજા ભાગમાં પ્રસિદ્ધ કર્યું કુટુંબને ઉન્નત કરવા તેઓ મથતા માતાપિતાને બ્હેનોને, પત્નીને, સંતાનોને સંસ્કારી કરવા નાનાવિધના ઉપાયો યોજ્યા હતા પત્નીને યોગવાસિષ્ઠ પુત્રી લીલાવતીને ઉપનિષદ્ આદિ ગ્રંથો શાસ્ત્રીપાસે શીખવાડાવ્યા હતા એ અભ્યાસનું પરિણામ લીલાવતીના જીવનમાં કેવું આવ્યું હતું તે 'લીલાવતીની જીવનકલા' વાંચતા પ્રતીત થાય છે

નિવૃત્ત થવાનો સમય પાસે આવતો ગયો તેમ કામ ઓછું કરી નાખવા માંડ્યું ઇ સ ૧૮૯૭ માં રા રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને પોતાના સહાયક વકીલ કર્યા અને ઇ સ ૧૮૯૮ માં જેને વડિલ ગણતા હતા તે રા રા મનસુખરામની અનુજ્ઞા તથા તેમણે ઠરાવેલી શરતો કબુલ રાખી નિવૃત્ત થયા આ પ્રસંગે મિ ચીમનલાલ હરિલાલ સેતલવડે 'પાર્ટી" આપી હતી આ "પાર્ટી" મા મળેલા સ્નેહીઓ, વડીલો વગેરેની સન્મુખ નિવૃત્તિનિવાસના લાભ, અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને રસવિજ્ઞાનની દૃષ્ટિયે બતાવવા નોંધ તૈયાર કરી હતી તે નોંધનો ઉપયોગ થ્હોતો કર્યા ટીપ્પણમાં લખ્યું છે કે "ઈશ્વરે મ્હને અમુક શક્તિઓ બક્ષી છે તેનો બને તેટલો ઉપયોગ કરવો તે મારો ધર્મ છે" વિ સ ૧૯૫૪ ની લલિતાપાંચમે નિવૃત્ત થયા અને મુંબાઈના વકિલાત મંડળમાં ન બનેલો બનાવ બન્યો

કચ્છના રાવે પોતાની દિવાનગીરી આપવા માંડી પણ દેશ સેવામાં-ઈશ્વરે આપેલી શક્તિઓના ઉપયોગમાં કોઈ પણ પ્રકારનો અંતરાય ન આવે માટે તે સ્વીકારી નહિ સ્વતંત્રતાના રસિકે પહેલી વાર દાસત્વ સ્વીકાર્યું નહિ લાઠીના રાજવી કવિ સુરસિંહજીની સાથેના સબંધથી નડિયાદ સ્વસ્થ થઈ લાઠી ગયા અને 'બજેટ" વગેરેની વ્યવસ્થા કરી "સ્નેહમુદ્રા" ની ઉપોદ્ઘાત "કલાપીના કેકારવ' માં પણ છે "સરસ્વતીચંદ્ર" નો ત્રીજો ભાગ આ વર્ષમાં પ્રગટ કર્યો

બીજે વર્ષે 'સમાલોચક' મા "સાક્ષરજીવન" નો લેખ આપવાથી આ દેશમાં સાક્ષર જીવન કેવું હતું તે તથા પશ્ચિમના જીવનને કેવી રીતે રસે છે તે આ લેખમાં લક્ષ્ય દૃષ્ટિથી બતાવ્યું છે રોમનો ઇતિહાસ ગોવર્ધનરામને અતિશય પ્રિય હતો સ્ટોઇક દર્શનનું રોમન પ્રજાના જીવનમાં કયું સ્થાન હતું તે આ લેખમાં નિરૂપ્યું છે વૈરાગનું સ્થાન આર્યજીવનમાં કેવું છે તે આલોચવાની અભિલાષા અકાળ મૃત્યુથી અસંતુષ્ટ રહી

ઇ સ ૧૯૦૦ મા માધવરામ જેમનું મૃત્યુ ઇ સ ૧૮૯૭ મા થયું હતું તેના સ્મરણમાં જ્ઞાતિજનોની વંશાવલિ વિષે ગ્રંથ બ્હાર પાડ્યો પિતાને યાત્રા કરાવી હતી તથા ત્હેમની ઇચ્છા મુજબ ત્હેમના ઠાકોરજીને મંદિર બંધાવી તેમાં પધરાવ્યા અને (૧૯૦૪) ની સાલના ગ્રીષ્મ અને શીત ઋતુ અતિવિધમ, કુટુંબ, જ્ઞાતિ, દેશ ને મનુષ્યતત્ત્વ પ્રત્યે અન્ત ગયો છે

આ જ વર્ષમાં એમનું મહાન કાર્ય પુરું થયું—સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ લખી રહ્યા ઈ સ ૧૮૮૭ મા પ્રસિદ્ધ થયેલો ગ્રંથ ઇ સ ૧૯૦૧ મા પૂર્ણ થયો પોતાની પ્રજાને 'સ્વ સેવા" ની ઉદાત્ત અભિલાષાથી એ ગ્રંથ લખાયો છે "ભૂતકાળના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડઘો અને ભવિષ્યકાળમાં વિધાયી થનાર અવસ્થાની, આજથી આપેલી કલ્પના ઉપર પડતી પ્રતિછાયા એ સર્વના મિશ્રણમાં વિદ્યા, ધર્મ અધિકાર, સ્વતંત્રતા અને વિશુદ્ધિના પ્રકાશ ઝાંખા અને અંધકારમાં કે અધવચ રહેતા મનુષ્યોની સ્થિતિઓ ને સંક્રાન્તિઓ" કેવી થાય છે તે દર્શાવવા "વ્યવસ્થારક્ષક લોકાચાર અને સ્વતંત્રતાવિધાયક પાશ્ચાત્યાચારના નવીન ગુ

ણોના ઉદ્ભાનક સગત પ્રવાહોમા તેમ સક્રાન્તિકાળના કષ્ટોના ભ્રામર વચ્ચે વર્તમાનથી વ્યાકુળ અને ભવિષ્યથી ક્ષણમા ઉદ્વિગ્ન કે ક્ષણમા મોહિત ચિ તાઓની ભીડાભીડના દબાણ વચ્ચે સર્વ સગ્રહી ઉદારતા અને સારસગ્રહી બુદ્ધિ તેમ જ ઉચ્ચગ્રાહી ઉદાત્તતા કેવી રીતે ઉદય પામે છે આ સક્રાન્તિનુ વર્તમાનચિત્ર અને ઉદયકિરણોનુ ભાવી ચિત્ર’ દોરવા અને આ સક્રાન્તિનુ મન્થન શાત થયે હિંદુસ્તાનમા કેવા પ્રકારના શાતિ અને સ્વસ્થતા થશે તે કલ્પવા એ આ ગ્રથનો પ્રધાન ઉદ્દેશ છે Darkness, error, strife ના પ્રસગમા નાયકનાયિકા ઉચ્ચ ગામી રહે છે ચિરજીવશૃગની ગુફામા થયલા તુમુલ માનસિક અને શારીરિક ઉન્માદથી તેઓ પરાસ્ત થતા નથી પણ સરસ્વતીચદ્રનો વૈરાગ્ય તીવ્ર ને વિશુદ્ધ થાયછે, સ્નેહ નષ્ટ પામેછે અને સાધુજનોમા વસ્યાથી અતિથિધર્મ અને લોકકલ્યાણની વાસનાના નિર્વાહાય મુબાઈ જવા તત્પર થાય છે આ ગ્રથમા આર્યધર્મના ઉચ્ચ સનાતન તત્ત્વો ચર્ચ્યા છે સ્નેહ, વૈરાગ્ય, કલ્યાણ, માનવધર્મ, દેશસેવાના ઉન્નત ને ગભીર સ્વરૂપ પથગ્ક કલાથી બતાવ્યા છે University Town જેવુ “કલ્યાણગ્રામ” કલ્પ્યુ છે વિચાર કરવાથી જ ગોવર્ધનરામને આ આદર્શ જડ્યો પ્રો ગજ્જરને કામ કરતા કરતા એ આદર્શ સૂઝ્યો બન્નેના આદર્શ સમાન થવાથી ત્હેમને ગાઢ મૈત્રી થઈ હતી

“સરસ્વતીચદ્ર અને કુસુમ” નો ગૃહસ્થાશ્રમ બતાવવા કલ્યાણગ્રામની યોજના વ્યવહારમા કેમ ચાલી તે દેખાડવા “ક્ષેમરાજ અને માધ્વી” નામનુ નાટક લખ્યુ હતુ “દમયન્તીદમના ત” અને “સરસ્વતી તથા માયા” ના અપૂર્ણ નાટકોએ બતાવી આપ્યુ હતુ કે ગોવર્ધનરામમા નાટ્યકારની શક્તિ ન્હોતી “ક્ષેમરાજ” પણ નિર્માલ્ય જેવુ લખાયુ, હોવાથી અપ્રસિદ્ધ રહ્યુ છે

બીજે વર્ષ ક્ષયરોગથી એમની જ્યેષ્ઠ મેધાવિની પુત્રી લીલાવતી મરણ પામી ત્હેની જીવનકથા લખી પિતાએ પોતાના શોકમા ગુજરાતને સહભાગી કીધુ

નડિયાદમા દેશસેવા માટે યોજના કરવા માડી “Glory, public applause, eminence, moneys, public leaderships &c are things *I do not want at all*” એવો વિચાર કરી લોકોનુ શ્રેય કેમ સાધવુ તે વિચારે છે રાજા પ્રજાના સબધ વિશે પણ વિચારવા માડે છે To understand the rulers I must study their ways of thinking, feeling, acting and conduct in private life, in public, in society and politics, in ruling themselves and others including my own country, and in morals and religion domestic and interracial આ જ્ઞાન અધિક મળે માટે બીજી પ્રજાઓ વિશે પણ આવુ જ્ઞાન મેળવવુ અને અગ્રેજોના, હિંદુસ્તાનમા જે જે આચરણો થાય છે તે સૂક્ષ્મત નિરીક્ષવા અને see how far as regards both England and India they are suitable or inconvenient against prejudices or sentiments or against real benefits, how far they can or should be improved upon and how far not” આમ વિચારતા જે જે નિર્ણયો પ્રાપ્ત થાય તે દરવર્ષ ચોપાનિયા મા રફ્ત પ્રસિદ્ધ કરવા-એવા સ્વરૂપમા પ્રગટ કરવા કે ઇગ્લડ હિંદુસ્તાન કે બીજા દેશો એ નિર્ણયો તરફ આકર્ષાય અને વર્તમાન કે ભવિષ્યમા રાજ્યકીય વિચાર કે આચાર પર ત્હેમનો પ્રભાવ પડાય આવુ કામ ચાલુ રાખવા Thinkers અને Advisors નો વર્ગ ઉભો કરવો

"For my own people I must study their *life* in all its aspects from their works and writings from the Vedic times upto the present date It will be a study of my people in all their mental and physical traits as visible through literature and history, and through their conduct, failures, successes, changes, intentions, organizations, and in the organism as a whole and in organic parts

I must study customs, social matters, political life, variable temperatures, tempers and idiosyncracies of castes and localities first in Gujarat and then throughout India These things also to be studied through rituals and ceremonials, caste-practices and instincts and traditions and changes.

I must study what my people were without British influences, and see how the advent and growth of the influences have changed them

આ ઉપરાંત પોતાના પૂર્વજોના wisdom, follies, powers and attainments વર્તમાન ભારતવાસીઓને જાણવાનુ સાધન પ્રાપ્ત કરી આપવા ઉત્સુક હતા પ્રાચીન ભારતનો ઇતિહાસ લખવાની કલ્પના આમ જન્મી હતી એ યોજનાના સબધમા લખે છે કે —

'The whole must show what legacies of goods and evils we are born to, what we must do with them, and how we must think, behave and act on our account as well as in the interests of our future generations so as to keep pace with the age, to come forward in the race of nations at least for the purpose of self preservation and development to avoid the dangers of rotting and decaying, to preserve and get and increase our self respect, health, strength, happiness, to be relieved from the diseases of childhood, imbecility and dotage to carry forward the good work begun or left by our ancestors, to form and develop our own individuality as a nation and as a factor of civilization, to be felt and loved by our rulers so as to hasten the moment that shall weld into one homogeneous organism the Aryans of India and England and make them live one life '

આ સર્વ અભ્યાસનો સાર ઇંગ્લીશમાં ઉતારવા કે ચોપાનિયાં પ્રકટ કરીને અને કલ્પિત ગુજરાતીમા એક નવલ કથા લખી સ્વદેશીઓને રોશન કરવો ધારાશાસ્ત્ર, સાહિત્ય, સસાર શાસ્ત્ર દર્શનશાસ્ત્ર કે રાજ્યનીતિના મહત્ત્વના પ્રશ્નો વિષે વખતો વખત ઇંગ્લીશ કે ગુજરાતી માસિકમા લખવુ

મુબાઈમા "Some sidelights on Vedic mythology,' અમદાવાદમા "Some historical aspects of our social and domestic institutions,' "Practical aspects of our ideals of life "Higher Brahmanism in Ancient India, સુરતમા "The aptitudes of the leading communities of Surat,' અને વસો સિદ્ધપુરમાં કરેલા વ્યાખ્યાનો; East and West નામના માસિકમા "Marriage Forms

under Ancient Hindu Law," "Ideals of Indian poverty," *Indian Review* મા "King as the parent of his state," આદિ લેખો આ ઉદ્દેશ અને અભ્યાસના ફલ હતા

મુબાઈમા આરભેલો ઉપનિષદ્‌નો અભ્યાસ નડિયાદમા ઉકાણથી આગળ વધાયા Survey of Indian Upanishad નામનો વિસ્તીર્ણ ગ્રથ લખવા તૈયારી કરવા માટી ગુજરાતીમા ત્હેની રેખાઓ આલેખી ચરક, શુશ્રુત પ્રભતિના વૈદક ગ્રથો અને જ્યોતિષ ગ્રથો પણ અભ્યાસ માટે વચાયા "Physics in Ancient India" અને "Physiology in Ancient India" નામના બે લેખો મગતા પ્હેલા શરૂ કીધા ઉપનિષદનુ તત્વચિતન વિમર્શતા લેખ લખવા રહી ગયા યોગની પણ સાધના આરભી હતી

ઈ સ ૧૯૦૫ મા ગુજરાતી વિદ્વાનોની પ્રથમ પરિષદ્‌મા ગોવર્ધનરામને પ્રમુખસ્થાન આપી ગુજરાતે એમની વિદ્વત્તા અને દેશસેવાની યોગ્ય કદર બતાવી ગુજરાતી ભાષામા પણ સચોટ અને પ્રવાહવાહી વક્તૃત્વ થઈ શકે છે તે પ્રમુખસ્થાનના વ્યાખ્યાનથી સિદ્ધ કીધુ.

ગયે વર્ષે ઉન્હાળામા આબુ, જયપુર વગેરે સ્થળે ગયા હતા જયપુરમા એક શાસ્ત્રીનો મેળાપ થયો હતો "સરસ્વતીચદ્ર"નો સંસ્કૃતમા સક્ષેપ પ્રસિદ્ધ કરવાની ત્હેની અભિલાષા ત્હેણે ગોવર્ધનરામને જણાવી હતી મુબાઇના એક શ્રીમત યુવાન શેઠીઆને ત્યા રહી, ત્હેનામા ઉચ્ચ ભાવનાઓ જગાવવા રૂ ૩૦૦) ની જગ્યા આ અરસામા અપાવવાની તજવીજ એક સ્નેહી તરફથી થઈ હતી પણ પોતાના નિશ્ચયને મક્કમપણે વળગી રહીને—અન્નપૂર્ણાને માટે ચિંતા કરવાથી અને દ્રવ્ય લઈ ભાવનાઓ "વેચવા" થી મહાપાતક પોતે આચરે છે એમ માની તે માગણી સ્વીકારી ન્હોતી એટલુ જ નહિ પણ તે સ્નેહીને સખ્ત ઠપકો આપ્યો હતો

યાત્રામાથી બગડેલી તબીયત સુધરી નહિ અને આ વર્ષના જાન્યુઆરીની ૪ થી તારીખે મુબાઈમા વાલકેશ્વરમા ત્હેમના પરમ સ્નેહી ગો. ગજ્જરના બગલામા ત્હેમના દેહ તથા પ્રાણનો વિયોગ થયો

લેખક અને વ્યક્તિ તરીકે ગોવર્ધનરામનુ જીવન ઉચ્ચ હતુ ધર્મની ભાવના પ્રબલ અને જાગૃત હતી પ્રવાહપતિત ધર્મ પાળી સર્વ મનુષ્યોનો તેઓ અતિથિસત્કાર કરતા ગુજરાતને જે જે આદર્શો અર્પ્યા છે તે ભવ્ય અને ગભીર છે એ આદર્શો જેમ જેમ ગુજરાતના જીવનમા પ્રગટ થતા જશે તેમ તેમ ગુજરાતનો ઉદ્ધાર સત્વર થશે આવો ઉષ્માવાન પ્રકાશ ગુજરાતમા પ્હેલા પડ્યો ન્હોતો અને હવે ક્યારે પડશે તે ભવિષ્ય જાણે છે પ્રાચીન ભારતના ગુણદોષના તેઓ જ્ઞાતા હતા—એ જ્ઞાનને બળે નવીન ભારતના નેતા થવાની જે યોગ્યતા એમનામા આવતી હતી તે યોગ્યતાના લાભ મળી શક્યા નથી અને દેશ પાછો નેતૃવિહીન રહ્યો છે મનુષ્ય માત્રને ધર્મ છે—હક્ક નથી એવુ કહેનાર અને આચરનાર જે જે ચેતન જગાડી ગયો છે ત્હેની ગુજરાત અર્ચના કરે છે તેમા આ લેખક પણ ભાગુ તૂટુ સ્તોત્ર કરી વિરમે છે.

નરસિંહરામ વાનાભાઈ.

## નિવાપાંજલિ

( શાર્દૂલવિક્રીડિત )

સાહિત્યાબ્ધિ શુષ્ક સુંદર થયો વાણી વિલાને ગયો,
પાતાળે ગઈ કાન્ત કાવ્યસરિતા ઉદ્વેગ ઊરે રહ્યો
શાન્તિ ચિત્તતણી હવે કઈ રીતે થાયે ન સુઝે કઈ,
શ્રી ગોવર્ધનભાઈના નિધનથી નિસ્તેજ ભૂમિ થઈ

( સવયાની ચાલ )

વિદ્યા યજ્ઞ રચીને દીધા દાન વિબુધ જનને ભારી,
સ્વાર્થ પરાર્થ કરી શ્રેયસ્ સહ નપાની કીર્તિ ભારી
સરસ્વતીચન્દ્રને સ્નેહમુદ્રા વળી લીલાવતીની જીવનકળા,
વાચી ચાહી સટ કરે પ્રણમે લોકો ગુર્જર ગીરાના
લક્ષ્મી કામણ તુચ્છ ગણીને વાનપ્રસ્થ ધારણ કીધુ,
નિશ્ચલ નિશ્ચય અદ્ભુત જેના સદ્ગુણનુ શુ ધ્યાન ધરૂ
જ્યા જોઉ ત્યા ફરી વળેલી છાયા શોકતણી દીસે,
સુના પડ્યા મદીર સઉ સાહિત્યતણા આ દેશ વિષે,
નથી નીરખવા હવે નભામા અન્યથે બિરાજેલા,
નાભગના તો હવે નથી મધુ પ્રવાહ સુભાષણના
જતી રહી ક્યા શુ તે નાગી કલ્પનાની તવ લહરીઓ,
અમી જેની સઉ ઉરે ઝરતી વધારતી નીતિ રીતિઓ
પડી વિખુટી જોડ રામને લક્ષ્મણની જે દીપતી હતી,
એવી જોડ આ અવનીમા નથી નાગરીનાતે નીરખવી
હૈયાફાટ રૂદન સીતાનું રામ વિયોગે નવ અટકે,
સ્મૃતિ જાગતી પળપળમા નહીં ધાર અશ્રુની આવી રહે
પુત્ર ગકુટો અગ્નળી રુવે "હવે તાત ક્યાથી મળશે ?"
દુખીઆ બાળક બ્હીના થઈને છુપા આસુ વરસાવે
જામાતૃ ભગિનીપુત્રોને ગણી પુત્રવત્ સભાળ્યા,
ચિન્તા રાખી ઠેઠ લગીની ઠેકાણે સઉને પાડ્યા
બાળ વયેથી પાળે રાખી ભણાવીને દીધા ઉપદેશ,
હુ સભારૂ? પાળન આવ મહાત્માના એ ઉદ્દેશ
નથી દેખવા શ્વસુર એવા આ રત્નાગ્નીધિ માહી,

પુણ્યશાળી શુભચિંતક નાના શિરોમણીને સભારી
મિત્ર રત્ન રત્નજગની અમુલી મિત્રતાઈ તો અપરપાર,
તેડાવી નિજ ગૃહે મિત્રને કીધા અતલગી ઉપચાર
કલ્યાણ ગ્રામ સ્થાપન કરવાની ઉમેદ રહી રત્નજર ઉરે,
અનેક મનની હતી ઉમેદો તે મનમા મનમાહી શમે
વાત વાતમા સ્મરણ જ આવે હૃદય રૂવે છે અશ્રુધાર,
શોક શમન શી રીતે થાયે વાગે જ્યા ઘડી ઘડી ભણકાર
ગઈ હામ ને હુંફ સમૂલી ખોટ પડી ગઈ છે આજે,
લાગી ગયો અમ સુભાગ્ય સેતુ તે શી રીતે સધાયે
વૃદ્ધ બાળ જુવાન સઉ નર નારી નાખે નિશાસા,
ગયા ઉઠી આજે અવનીથી સરસ્વતીના પૂજારા
આશા તો નિરાશા બની સૌ ભળી ઉંડા નિશ્વાસોમા,
રહ્યો વિમાસો સાભળી વાતો કીર્તિતણી આપની જગમા
તત્ત્વ શાસ્ત્ર વેદાતનુ જાણી યોગી બની નિરાધ્યા પ્રાણ,
મહા કષ્ટ તપ આદરી અર્પી જીદગી ભારતને કઈ આ
અરે ભારતી માતા તહે તો ગુમાવ્યો અમુલખ હીરો,
સકળ સ્થળમા પ્રકાશી રૂપ જે અધકારને સહરતો
અલખ નામની ધુની જગાવી ખુબ ધકાવી ધકાવીને,
ભક્ત સરવે લગાવીને તલ્લીન થયા તવ પર બ્રહ્મને.
ભ્રાન્તિ વિના સૌ શાન્તિ મહીં એ ધ્યાન પ્રભુનુ મચવીને,
લ્હાવો અભેદાનદનો લીધો આપશ્રીએ સારી રીતે
કાળની સાથે ગયા ખુશીથી આત્મ જ્ઞાન લઈ સગાથે,
ચિર સ્મરણીય રહ્યુ નામ આપનુ ગુર્જર ગીરાની સાથે

રમણીકશકર.

# સાક્ષર ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી

સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતા, વિરહના શોકોદ્‌ગાર સ્વાર્થ અને અશક્તિના સયોગથી ઉદ્‌ભવતા જણાય છે ઉપયોગી પદાર્થનો અભાવ, અને તેને સાચવવાનુ કે તેની ખોટ પુરી પાડવાનુ અસામર્થ્ય, ગત વસ્તુની મહત્તાનુ ભાન કરાવી પોતાની લઘુતા પ્રત્યક્ષ કરી આપે છે તેમાથી શોક થાય છે તે પ્રમાણે સાક્ષરવર્ય ગોવર્દ્ધનરામના અકાળ અવસાનથી ગુજરાત દેશમા અ-થવા આખા મુબઈ ઈલાકામા સ્થળેસ્થળ શોકોદ્‌ગાર થાય એ સ્વાભાવિક છે પરતુ એવો શોક, જ્ઞાનથી કે કાળથી, ધીમે ધીમે મદ પડી જાય છે અને પછી વિસ્મૃતિના ખાડામા સમાઈ જાય છે સાક્ષર ગોવર્દ્ધનરામને માટે એવો શોક અસ્થાને જણાય છે જે પવિત્ર આત્મા ગોવ-ર્દ્ધનરામની સજ્ઞાવાળા દેહમા સમાયો હતો તે મર્યો નથી—મરવાનો નથી અને અગર જો કે દેહરૂપી શસ્ત્રનો તેણે ત્યાગ કર્યા તોપણ તે શસ્ત્રનો સપૂર્ણ ઉપયોગ કર્યા પછી જ એટલે વ્યાવહા-રિક દૃષ્ટિથી પણ જે ગોવર્દ્ધનરામ ઉપર આપણને પ્રીતિ હતી તે ગોવર્દ્ધનરામ તો સરસ્વ-તિચદ અને સ્નેહમુદ્રાને પાને પાને વિરાજિત છે જે કલમથી અને જે રૂશનાઈથી એ અમૂલ્ય ગ્રથો લખાયા તેનો જેમ આપણને ખપ નથી તેમ જે દેહનો એવા વિદ્વાન્ પુરુષે ત્યાગ કર્યો તેને માટે આપણે કદાચ શોક કરીએ તોપણ તેથી દુ ખ થાય અને સ્વાર્થ સરે નહિ તોપછી આપણુ સર્વેનુ વાસ્તવિક કર્ત્તવ્ય તો એ જ જણાય છે કે જે આચાર-વિચારથી લગભગ બાવન વર્ષ તેમણે આ ભવસાગરમા સહ્ય પ્રયાણ કર્યું તે આચાર-વિચારનું અનુકરણ કરવા દૃઢ નિશ્ચયથી પ્રયાસ કરવો એવા અસ્ખલિત પ્રયાસથી જોઈ વેળા એક ગોવર્દ્ધનરામના અનેક ગોવર્દ્ધનરામ ગુજરાત દેશમા થશે તો એ સાક્ષીવત્ રહેલ પવિત્ર આત્મા પ્રસન્ન થશે, અને જેણે આખા દેશને પ્રસન્ન કર્યા તેને પ્રસન્ન કરનાર કોઇ વિરલ વિદ્વાનો દેશમા જ થાય એથી બીજુ ઇષ્ટ પણ શુ ?

રા ગોવર્દ્ધનરામને અને આ લેખકને આપ્તસ્નેહ હતો પાછળથી કઈ સગાઇનો સબધ પણ થયો હતો સ્નેહ અને સબધ છતા, વિચારમા અને વાદમા કેટલીએકવાર મતભેદ પણ થતો મતભેદ છતા વૈમનસ્ય થયુ નથી એવા સાત્વિક પુરુષ સાથે વૈમનસ્યનો સભવ હોય નહિ આવા યોગમા તેમના આચાર-વિચાર જાણવાનો અવકાશ મળે એમા કઈ આશ્ચર્ય જેવુ નથી અને તે જેવા જાણવામા આવેલા તેવા આ સ્થળે લખવામા આવે તો તેમા ગત પુરુષની પ્રશસાનો નહિ પણ વર્ત્તમાન અને ભવિષ્યત્ જનોના પ્રોત્સાહનનો જ આશય છે

રા ગોવર્દ્ધનરામ કેવળ નિર્દોષ જ હતા એમ તો નથી નિર્દોષ તો એક હરિ છે પરતુ ઉચ્ચ સ્થાનના હદ્દાગ્રહથી દોષને પણ તેઓ સદર્થે ઉપયોગમા લેતા હતા એવા દાખલા પણ મળી આવે છે ઉપાધિને તેમણે ઉન્નતિનું સાધન બનાવી દીધો હતો, વ્યાધિને મનોબળપ્રાપ્તિ માટે સહાયભૂત કર્યો હતો અને આધિને સત્ત્વ સપાદન કરવાનો દૂત કર્યો હતો

બાલ્યમા રાજપુત્રની પેઠે તેમની સભાવના થતી હતી ધનાઢ્ય અને ધર્મવાન પિતા તે મને માટે "અર્ધો અર્વા" થઈ જતા માતાના પ્રેમમા તો કેહેવુ જ શુ ! કુટુમ્બમા પણ જપ અને તપ હતો વિશેષમા, વિદ્યા અને વિવેકના ભડાર પ્રશા ત મૂર્ત્તિ રા મન સુખરામ સૂર્યરામની શીતળ અને હિતકર છાયા આખા કુટુમ્બ ઉપર હતી વય થતા વિદ્યાનુ વ્યસન વધ્યુ, અને બુદ્ધિનું બળ વધ્યું વળી રૂપવતી અને મધુરભાષિણી પત્નીનો પણ યોગ થયો આમ

સર્વ પ્રકારની અનુકૂલતાથી છવાયલા રા ગોવર્દ્ધનરામનુ સસાર-પ્રયાણ સરલ અને સ્પૃહણીય થતુ હતુ તેનામા દૈવેચ્છાથી સર્વ અનુકૂલતા જતી રહી એટલું જ નહિ પણ અનેક પ્રતિકૂલતા આવી પડી. ધનાઢ્યતા ગઇ અને દારિદ્રય આવ્યુ સ્ત્રીનું મરણ થયુ, અને હૃદયનો સ્નેટ અ શરણ રહ્યો પરીક્ષા અફલા થઈ, અને વિદ્યા કષ્ટસાધ્યા થઈ, અધુરામા પૂરો મસ્તિષ્કમા કઈ વ્યાધિ થઈ આવ્યો આમ ઉત્પાતપરપરા, કોમલ પુષ્પને ઉલ્કાપાતની પેઠે, રા ગોવર્દ્ધનરામને દહવા લાગી પણ તે સમયે તેમણે ધૈર્ય અને દૃઢતાથી વિપત્તિને પણ સપત્તિનું સાધન કર્યુ યૌવનમા સપાદન કરેલા આ બે ઉચ્ચ ગુણોનો તેમણે કોઇ વેળા ત્યાગ કર્યા જ નહિ ઉત્તરકાળ મા અનેક પ્રકારના ન્હાના મ્હોટા આધિ, વ્યાધિ કે ઉપાધિ સમયે પણ ધૈર્ય રાખી કર્તવ્ય કર્મમા તેમણે જે દઢતા રાખી છે તે આ વિપત્તિવેળા પોતાના કરી રાખેલા બે શુભ ગુણો ને પ્રભાવે જ

આ વિપત્તિની ઘોર મહારાત્રીમા તેઓ સતત જાગૃત હતા આ સમયે જ તેમને સમૃદ્ધિની અચળતાનુ ભાન થયુ, અને જ્ઞાનના સ્થૈર્યનો અનુભવ થયો લક્ષ્મી કરતા વિદ્યાનો પ્રભાવ વધારે જણાયો આ સસારરૂપી વિષ્ણુની સ્ત્રી લક્ષ્મી છે પણ તેનુ સ્વરૂપ તો જ્ઞાન છે સ્વરૂપના અભાવે સ્ત્રી નિરુપયોગી છે માટે રા ગોવર્દ્ધનરામે વિદ્યાની પ્રાપ્તિને માટે બહુ શ્રમ કર્યો જેમ જેમ શ્રમ અફળ થતા જાય તેમ તેમ તેમણે વધારે વધારે પ્રયાસ કર્યો અને અતે હાઇકોર્ટના વકીલ થવાની પોતાની પ્રતિજ્ઞા તેમણે સિદ્ધ કરી ઉત્તરકાળમા સરસ્વતિચદ્ર જેવો મહા ગ્રથ લખાયો તે આવી અધ્યવસાયિની પ્રકૃતિને લીધે જ

આમ છતા લક્ષ્મીનો તેમણે તિરસ્કાર ન કર્યો કુટુમ્બ-પોષણનો ધર્મ લક્ષ્મીને અભાવે પાળી શકાતો નથી એ વાત તેઓ સમજતા હતા અને તેથી જ સેવા ન કરવાના નિશ્ચયને અનુસરી પ્રથમ અને પાછળથી અનેક સ્થળેથી ઉત્તમ વેતન આપી રાખવાની માગણીનો અસ્વીકાર કરનાર રા ગોવર્દ્ધનરામે ભાવનગરના રાજ્યમા લઘુ વેતનથી લઘુ કાર્ય કરવાનુ કબૂલ કર્યું તે પણ તેથી જ સ્વધર્મ સમજવાની અને સાચવવાની તેમની સદ્વૃત્તિ તેમને બહુ સહાયકારી થઈ, સ્વધર્મમા જ સતોષ માનનાર એ સજ્જનને યશ કે ધનની લાલસા જતી રહી અને સ્વજન પ્રતિ સ્વધર્મ આચારનારે ધીમે ધીમે જ્ઞાતિને, ગ્રામને અને દેશને સ્વજન મડળમા લઈ લીધો કુટુમ્બના ઉદરપોષણને માટે ઘટિત યત્ન કરી જોઈએ તેટલુ ધન પ્રાપ્ત કર્યું પણ દેશજનના ચિત્ત-પોષણને માટે પોતે મહાશ્રમે પ્રાપ્ત કરેલુ વિદ્યાધન તેઓએ પૂર્ણ ઉદારતાથી વેર્યું, અને છેવટ પોતાના દેહ-ધનનુ પણ દેશહિતાર્થે સમર્પણ કર્યું

દેશને માટે યુદ્ધ કરનાર અને તે યુદ્ધમા પ્રસગે પ્રાણ આપનારની હિંમત સ્તુતિ થાય છે, કારણ એવુ પરાક્રમ સર્વ કોઈની દૃષ્ટિએ પડે છે પરતુ આમ ધીમે ધીમે દેશસેવામા દેહને ઘસી નાખનારની ગણના કોઈ ભાગ્યે જ કરી શકે છે બાકી જો રા ગોવર્દ્ધનરામે પોતાનો જ ઐહિક ઉદય વિચાર્યા હત-દેશસેવાપ્રતિ કઈ ઓછુ લક્ષ્ય આપ્યુ હત તો કદાચ તેમનો દેહ પડવાનો હત તે પડત-પણ તેઓને વેદના ઓછી ખમવી પડત, અને ધન વધારે મળી શકત, તેમ મોજશોખ પણ વધારે ભોગવી શકત પણ પરાર્થમા જ સ્વાર્થ સમજી તેમણે ક્ષણભગુર દેહથી પરમાર્થ સાધ્યો અને યશ શરીર બાધ્યુ

હાઇકોર્ટની વકીલાતમા પણ તેઓને ઉચ્ચ પદ પ્રાપ્ત થયુ અમીનનું કામ પોતાનુ જ ગણવાની તેમને ટેવ હતી અને કેવળ નિર્ભયતાથી તેઓ વકીલાત કરતા-એમ છતા પોતાના વચનોમા અસત્યનો લેશ પણ સચાર થવા દેતા નહિ આથી અસીલવર્ગ, વકીલવર્ગ અને ન્યા

યાધીશવર્ગમા તેમનુ બહુ માન થયુ અને તેમ થતા કામ અને ધનની વધારે આવક થવા લાગી વળી આ વેળા તેઓ પૂર્ણ ગૃહસ્થાશ્રમમા હતા તેઓનુ બીજી વાર લગ્ન થયુ તેમાથી પુત્રપુત્રીનો વિસ્તાર વધ્યો કુટુમ્બવૃદ્ધિ ધનવૃદ્ધિ અને યશવૃદ્ધિ જ્યા સાથે લાગી થાય ત્યા મનુષ્ય ભાગ્યશાળી ગણાય છે અને એવા સપૂર્ણ ભાગ્યની જાળમાથી મુક્ત થવુ એનુ નામ જો મુક્તિ ન હોય તો પછી બીજી મુક્તિ પણ કેઈ અને આ મુક્તિ શ્રી ગોવર્ધનરામે સદેહે પ્રાપ્ત કરી

સરસ્વતિચદ્રમા પુત્રાદિને અતિથિ માનવાનો સિદ્ધાત જણાય છે તે પ્રમાણે જ તેઓનો આચાર–વિચાર હતો બાલ્યમા પોતે જેનુ આતિથ્ય સ્વીકાર્યુ હતુ એવા માતપિતાની ઇચ્છાઓ તેમણે પૂર્ણ કરી સૂક્ષ્મ જોનાર, ઉગ્ર વિચારનાર અને યથાર્થ સમજનાર આ ગૃહસ્થે બહુ આસ્થા નહિ છતા માતાની ઇચ્છા પ્રમાણે સારો વ્યય કરી તેમને યાત્રા કરાવી, અને પિતાની ઇચ્છા પ્રમાણે હરિમદિર બાવી તેમા ઘરના નારાયણ દેવની સ્થાપના કરી પોતાના અતિથિ પુત્રાદિને માટે તેમણે માન ઘટે તેટલા જ ધનનો સચય કર્યા ભાઈને બધુજનને અને જમાઈઓને શક્તિ પ્રમાણે આશ્રય આપ્યો આમ કોઈ પણ પ્રકારના સબધવાળા મનુષ્યોને ઋણ આપી છેવટ જનસમુદાયનુ ઋણ આપવા તેમણે નિશ્ચય કર્યો

પણ આ નિશ્ચય અમલમા લાવવો એ બહુ કઠિણ હતુ પ્રથમ તો પોતાના હૃદયની ગ્રથી તોડવાની હતી પછી સ્ત્રીપુત્રાદિ કુટુમ્બના મનનુ સમાધાન કરવાનુ હતુ અને છેવટ તેમના વડીલ શ્રીયુત મન સુખરામની આજ્ઞા લેવાની હતી

સામાન્ય મનુષ્યને હૃદયગ્રથી ભેદવાનુ કાર્ય બહુ વિષમ થઈ પડે છે શ્રીયુત ગોવર્ધનરામને તે કાર્ય કઠિન છતા સાધ્ય થઈ પણ એમા મુખ્ય કારણ તો તેમનો પૂર્વ સસ્કાર પણ તેમના વડીલ રા મનસુખરામનો સગ અને તેમના પોતાના શ્રવણ કે દર્શન, મનન અને નિદિધ્યાસન તથા અનવરત પ્રયાસ એ પણ સહકારી સાધન હતા વૈભવનુ મિથ્યાત્વ અનુભવીને, નામરૂપનો નાશ જાણીને, સસાર અસાર માનીને તેમણે સ્વાર્થી વાસનાનો ત્યાગ કર્યો અને કેવળ લોકહિતાર્થી વાસનાનુ અવલમ્બન કર્યું સ્ત્રીપુત્રાદિને પરસ્પર સ્નેહમાં સ્થિર કરી, સ્ત્રીને ગૃહનુ આધિપત્ય આપી, તથા પુત્રને વિદ્યાની સેવા સોંપી તેમના મનનુ સમાધાન કર્યું અને પોતાના હૃદયની તીવ્ર ઇચ્છા અને અડગ નિશ્ચયની ખાત્રી કરી આપી વડીલની સમતિ પણ તેમણે મેળવી, અને પછી સરસ્વતિચદ્રને દીક્ષામા અપાયલા—

विगतमानमदा मुदिताशया, शरदुपोढशशाङ्कसमत्विष ।
प्रहतसव्यवहारविहारिणि, त्विह सुख विहरति महाधिय ॥

એ શ્લોક પ્રમાણે શેષ જીવિત ગાળવાને તેમણે મુબાઈનો વૈભવ તજી, નડીઆદમા વાસ કર્યા અને ગૃહમા જ વાનપ્રસ્થાશ્રમ ધારણ કર્યા

આ પ્રમાણે ઘેર આવતી સપત્તિનો ત્યાગ કરી જનસેવામા પ્રવૃત્તિ રાખવાનો તેમનો આશય બહુ સ્તુતિપાત્ર ગણાય છે પરતુ એથી વિશેષ સ્તુતિપાત્ર તો એ છે કે આ આશ્રમનો અગીકાર કર્યા પછી તેમને ન્હાની મ્હોટી પ્રતિકૂળતાઓ સહેવી પડી છતા તેમને લેશમાત્ર પણ ક્ષોભ થયો નથી ઇચ્છાનો સકોચ એજ ધનનો આગમ એમ સમજી તેમણે ગજાપ્રમાણે નિર્વાહ ચલાવ્યો અને તેમ છતા લોકકલ્યાણ કરવાની તૃષ્ણાને નિરકુશ મુકી દીધી આમ સ્વાર્થમા સતોષ અને પરાર્થમા અસતોષ રાખવાનો તેમનો ઉદાર ગુણ સર્વથા અનુકરણીય છે

વિદ્યા એ એક શસ્ત્ર જેવી છે સુપાત્રને હાથે આવે તો તે રક્ષણ કરે છે, કુપાત્રને હાથે ભક્ષણ કરેછે રા ગોવર્દ્ધનરામના હાથમા આવ્યાથી તે સુફલદાયિની થઈ, એ તેમના

પોતાના જ ગુણથી અને તેમના ગૂઢ રહેલા ગુણોને પ્રકટ અને સતેજ કરનાર તેમની યુવાવસ્થાની વિપત્તિ હતી પરતુ વિપત્તિવેળાના વિચારો સંપત્તિવેળા સ્મૃતિબહાર રહે છે એવા પણ દૃષ્ટાન્ત મળી આવે કે આપત્તિવેળા દીન અને ગુણી જણાતા મનુષ્ય સંપત્તિવેળા ઉદ્રિક્ત અને દૃપિત બની જાય છે પરતુ આ ગૃહસ્થ તો દૈન્યવેળા જેવા દીનવત્સલ હતા તેવા જ વૈભવવેળા હતા આવા વિદ્યારક્ત અને વિદ્યાભક્તને સામાન્યરીત્યા વ્યાવહારિક જ્ઞાન ઓછુ ગણાય રા ગોવર્દ્ધનરામનામા તેમ પણ નહોતું તેમ હોય તો મ્હોટા રાજ્યના મહારાજાઓ તેમને પ્રધાનપદ આપવાની વાત કરે જ નહિ છતા પણ એમ તો ખરું કે સામાન્ય વ્યવહારમા કૌશળના અભિમાનીઓની દૃષ્ટિએ તેઓમા અનુભવની ન્યૂનતા ગણાતી પણ તે ન્યૂનતા દ્રષ્ટાની દૃષ્ટિમા હતી, દૃશ્યની શક્તિમા નહિ ઉચ્ચ અભિભાવ, અને ઉચ્ચ આચાર ધરનારના કેટલાએક કૃત્ય સામાન્ય મનુષ્યોને હાસ્યાસ્પદ થઈ પડે પણ તેનુ કારણ એવા ઉત્તમ પુરુષના ઉચ્ચાશયને પહોચવાનું સામાન્ય મનુષ્યોનુ અસામર્થ્ય જ છે કહ્યુ જ છે કે

> वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
> लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥

આમ છતા પણ રા ગોવર્દ્ધનરામ જેમ સ્વભાવે શાન્ત હતા તેમ વચને મધુર હતા અને મધુર વચનથી તેઓ સહુ કોઈને પ્રસન્ન કરતા તેમ જ જેવા વિચાર તેવા જ આચારથી પોતાના શુદ્ધ ભાવની ખાત્રી કરી આપતા—આથી તેમનો કોઈ વૈરી થતો નહિ

આ પ્રમાણે કોઈની સાથે વૈર નહિ એવા સમયમા દેહનો ત્યાગ કરવો એ તો કોઈ પુણ્યશાલીની જ તપશ્ચર્યા હોય છે પરતુ રા ગોવર્દ્ધનરામે તેથી પણ અધિક કર્યું તેમણે તો આખા જગત્ સાથે જે વેળા સંપૂર્ણ સ્નેહ તે વેળા દેહનો ત્યાગ કર્યો મરણ સમયે આખા જગત્‌મા તેમને કોઈ વૈરી નહોતો એટલુ જ નહિ પણ સર્વ કોઈ તેમના-સ્નેહી હતા સંપૂર્ણ ઉદયવેળા તેમણે જેમ વ્યવહારનો ત્યાગ કર્યો તેમ સંપૂર્ણ સ્નેહવેળા તેમણે દેહનો ત્યાગ કર્યો હવે પાછળ રહેનારને તેમણે આ પોતાના જ ગ્રન્થ તદ્રૂપ વારસો મૂક્યો છે તેનો જો યોગ્ય ઉપયોગ થાય તો વિદ્યાનો કેવો પ્રચાર થાય, ઐક્ય કેવુ બળવાન થાય, દેશનુ કેવુ હિત થાય અને જનમડળ કેવુ સુખી થાય? किंबहुना?

દોલતરામ કૃપારામ પંડ્યા.

---

## રા. રા. ગોવર્ધનરામભાઇ માધવરામ ત્રિપાઠીના

# સ્મરણાર્થે.

છોટાલાલ સેવકરામ રચિત.

સવૈયા એકત્રીસા.

અરે! ગોવર્ધનરામ તણો શુ!! મહન થયો દુર્લભ દેહપાત,
દશે દિશા ઝાખી પડી દીસે ઓચિંતો આ શો ઉત્પાત!!
સૂર્ય છતા શું ઘોર અધારૂ!! વર્ણન થાય ન કોઈ પ્રકાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યાકુળ કયમ વિસરે આ વાર?

આજ અમારૂં રત્ન હરાયું એમ કહે ગુર્જર નરનાર,
આજ દિવસ ઊગ્યો ના ઊગ્યો સૂનો સર્વ દીસે સંસાર,
આજ સર્વના વદન વિકળ છે છે ગુજરાતે શોક ઉચ્ચાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૨
વાક વગરના લૂંટી લીધા કયાં જઇને કરવો પોકાર ?
રાંક ગણી કોઈ રાડ સુણે નહિ દૈવ રૂઠે ત્યાં કોની વ્હાર ?
ભૂમિ ભયાનક ભાને ભાગે વર્તો જ્યાં ત્યાં હાહાકાર ! ! !
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૩
નવીન શબ્દ ને નવીન શૈલી અલંકાર અદ્‌ભુત અનુપ,
વીર ગયા વર વિદ્યાકેરા વાણીકેરૂં વિચિત્ર રૂપ,
ગોવર્ધન જેવા કયાં મળવા ! ગ્રંથ રસિક રચના રચનાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૪
ન્યુનતા નહિ કોઈ રસમાં રાખી ભાખી ભાષા અવધિ આપ,
શું ભાષા વશ કરી જ આપે ! ! કાં ભાષા તુજમાન અમાપ,
વાચકવૃંદ નિરાશ થઇ નિશ્વાસ મૂકે મુખ વારવાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ૫
સાક્ષરવર્ગે વદે વદને એ કોણુ ગોવર્ધનરામ સમાન ?
શિક્ષણ ગુરુનો અર્થ સારતો મળે ન આજે એ સમ આન,
મહુ હથિયારો હેઠાં આજે હામ તુટી ગઇ ખાધી હાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૬
નિબંધ યુનિવરસીટીમાં ઇનામ આપી જેહ લખાય,
એમાં "કરશનદાસ મૂળજી" એક ફંડ નામે પેખાય,
બાળાની વિદ્યાવૃદ્ધિનો વિષય રચ્યો તમ સુંદર સાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૭
બાળાને કેળવતાં ઉત્તમ ઉત્તમ સુધરે ઘરસંસાર,
જ્ઞાતિનો જડ ધીંગો પાયો કન્યાકેળવણી કરનાર,
અંતરમાં નિશ્ચય મત એવો બાળા બુદ્ધિબળઆગાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૮
અંગ્રેજી ભાષામાં ઉત્તમ નામ તમારૂં થયું પ્રકાશ,
બુદ્ધિની બલિહારી પેખી પંડિત ઉર વધી અભિલાષ,
ભવિષ્ય હૃદય અનુપમ એ ભાખે કળા કળાવતી આપ અપાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૯

"સરસ્વતિચંદ્ર" સરવદા અરપે શિરોમણી ઉત્તમ શૃંગાર,
શિરોમણી શૃંગાર અલૌકિક નથી જડવો કોઇ નગર બજાર;
આ લોકે પરલોક વિષે પણ એ કલ્યાણ કોટિ કરનાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૦

મુદ્રા સ્નેહની આગેપણ કરી ગણ્યુ "સ્નેહ જ મુદ્રા" નામ,
અદ્ભુત પ્રેમપુંજ રસ એમા અલંકાર ઉપમા અભિરામ,
કલ્પિત ચારુ પુસ્તક પ્રકટી ચિતર્યો સુંદર નરસ સિતાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૧

બુદ્ધિનુ બળ અકળ અલૌકિક પુસ્તક પેખી અતુલ જણાય,
રાજનીતી વ્યવહારિક રીતી ન્યાય નીતિ ભરપૂર ભણાય,
"સરસ્વતિચંદ્ર" ચંદ્ર સમ શોભે, શુ સાહિત્ય ગયો શણગાર!!!
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૨

ગુથણી ગુથી હાસ્યરસે વળી વીરરસે લલકારી ગાથ,
મણા ન રાખી શાન્તિરસમા શ્રી હરિચરણે ભીડી બાથ,
સ્વતંત્રતાને ગર્જવી મૂકી વધાર્યો દેવ કરે સત્કાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૩

નવલકથા તમ સરખી રચવી અદ્ભુત બુદ્ધિબળનો ખેલ,
ચતુર ભાગમા કરી ચાતુરી અપૂર્વ આકર્ષણનો મ્હેલ,
એજ મિનારો કોટિ કીર્તિનો અખંડ જશનો જયજયકાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૪

મ્હેલ મિનારાની ઉપમા પણ નાશવત કાળે નિરખાય,
ગ્રંથ વિવિધ વર ગુર્જર ગુથ્યા અમર નામનુ સ્મરણ સદાય,
આ ભૂમિને અમર ભૂમિમા મળતું આદરમાન અપાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૫

ઘર ઘર નામ તમારૂ બોલે મંજુલ કીર્તિના ઉચ્ચાર,
કવિવરને પણ કઠિણ પડે તે કર્યા સરસ એવા ઉદ્ગાર,
કવિકલ્પના ઉતારી દીધી શુ વચનીકા વાણી દ્વાર!!
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૬

સાક્ષર જનમા સ્વભાવસિદ્ધ જે તેવા તમમા ગુણ સાક્ષાત,
નહિ આડંબર કોઇ રીતનો વિનય વિવેક વિના નહિ વાત,
[illegible]

અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૭
પુરૂષારથમાં પ્રૌઢા પેખ્યા સ્વદેશહિતનું નમજી ક્ષેમ,
સ્વદેશ-ઉન્નતિ અરથે ધગતા પ્રસન્નતાથી પૂરણ પ્રેમ,
ગહન વિચાર વિમળ ગંભિર છે અકળ વિબુધ વન સુજ્ઞ વિચાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૮
કેળવણી કૉલેજતણી લઇ કેળવી જાણી રૂડી રીત,
અપૂર્વ પંડિત નામ પડી રહ્યો અન્ય ન એ સરખી જગજીત,
સમદૃષ્ટિ રાખી સહુ સાથે સ્નેહભાવ ને વિમળ વિચાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૧૯
જળ ઉંડા ગભીર વહે જ્યમ લેશ કરે નહિ તે ઘુઘાટ,
એવા ગુણસાગર નર ગંભીર ધીર વીર નહિ કાંઇ ઉચાટ,
દૃઢ શ્રદ્ધા શ્રી વિશ્વભરની, ચિંતાનો નહિ ભાર લગાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૨૦
ગુજરાતી પરિષદનું ધાર્યું પ્રમુખપદ પ્રેમે ધરી આપ,
એક બીજીવાર થતા રે!! સ્વર્ગગમનનો આ સંતાપ!!
ગહન ગતિ ગોવિંદતણી આ તે તો કોઇ કરે ન નિવાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૨૧
વાનપ્રસ્થ આશ્રમ ભોગવતા મન વચને માયા કરી ત્યાગ,
નિવૃત્તિમાં પણ પ્રવૃત્તિ કરી લેતા જન હિતમાં ભાગ,
સાર્થક દેહ મનુષનો કીધો સુગુણ સુવર્ત્તન ભરી વખાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૨૨
જનનું જે કલ્યાણ કરે ને ઉગ્ર કરે જે પર ઉપકાર,
ફળ તેનું અવિનાશી આપે નિશ્ચય એક ખરો નિરધાર,
પરહિત પરમારથના કૃત્યો સુખકર વર સાગર સમાર,
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૨૩
અરે! મનોરથ મનના તે સહુ પાર પાડવા પ્રભુને હાથ!
નથી લેતા પોતે સાથે પણ દોરી હાથ નિરંજન નાથ,
ઘર ભાડુતી ખાલી કરવા કહો કેમ કરવો જ નકાર?
અરે! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ ક્યમ વિસરે આ વાર? ૨૪
અન્નોદક જગથી ઉઠયું જ્યાં જીવ નથી રહેતો એ કાળ,
દેવ દેહમાં ઘર કરી બેઠા તે પણ ત્યાગ કરે તત્કાળ,
આઘી પાછી પળ નથી થાતી ઋષિ મુનિ સાથે પણ એ માર,

અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર? ૨૫
હુકમત આધી આપી એવી વ્હેંચણુ કીધી છે નિર્માણ,
રચ ફરે નહિ મચ ન મરડે એવી વરતે વિભુની આણુ,
બુદ્ધિબળ આપ્યુ માનવીને ખેલે અશ્વતણો અશ્વાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૨૬
અમરલોકમા આત્મા તારો શાન્તિ પામો સદાય શ્રેષ્ઠ,
મુક્તિ પદ મોંઘેરૂ પામો નિર્ભયપદ નારાયણુ નેટ,
આશિષ ગુર્જરદેશ વદે એ પ્રારથના પ્રભુ ! કરો સ્વીકાર,
અરે ! ગોવર્ધનરામ ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર ? ૨૭
મમતા ને માયાથી અર્પણુ પદ-પુષ્પાજલીકેરો હાર,
સ્નેહભાવ જુનો સભારી આપ કરો તે અગીકાર,
**છોટાલાલે** લખી ઉતારચો વ્યગ્ર ઉદાસી ચિતનો ભાર,
અરે **ગોવર્ધનરામ** ગયા તે, વ્યક્તિ કયમ વિસરે આ વાર? ૨૮

---

### દોહરા.

આવીશુ નડિઆદમા, કે મુબઈ મોઝાર,
**ગોવરધન** મળવા નથી, કરતા કોટિ પ્રકાર ૧
નથી મળવા આ ભૂમિમા, નથી આ ભવ નિરધાર,
ગયા ગોવર્ધન તે ગયા, અરે ! ક્ષણિક સસાર ! ! ૨

---

### મનહર.

સસાર અસાર લેખો દુસ્તર સમુદ્ર લેખો,
નાટકની ભૂમિરૂપ પ્રત્યક્ષ પેખાયછે,
સુખ દુ ખ **પાત્ર**ગિર વારફેર આવે જાય,
અવસાને લય તેનો અશ્રુમા લેખાય છે,
આશા ને નિરાશા ઉર એક રૂપે ન્યાળી લેજે
વેશ બે ઘડીનો એવો ભલો ભજવાય છે,
શ્વાસનો વિનાશ થતા નાટકનો અત આવે,
મૃત્યુનો પ્રવેશ થતા રગભગ થાયછે,
જીવિત છે છાયારૂપ પોલેપોલો પરપોટો,
વેશ લાવે નાટકનો જીવ અભિમાનથી,

ડલખલ કરતું એ વ્હેળીઉં વિલોકી જુઓ,
વાદળુ વરાળરૂપે ધારી લેજો ધ્યાનથી,
શ્યામનો પ્રકાશ પેખો પળમાં વિનાશ પામે,
રહેવુ પ્રભુ રાખે તેમ ધીરજ ને જ્ઞાનથી,
મૃત્યુ સરજ્યુ છે માથે મીન મેખ એમા નથી,
**છોટાલાલ** જીવવુ ન અમૃતના પાનથી ૨

## દોહરા.

હશે થવાનુ તે થશે, શુ કરશે મતિમાન,
કૃતિ ન ચાલે કોઈની, હરિ ઇચ્છા બળવાન ૧
મૃગલા વન ફરતા ફરે, ચરતા તૃણ ને પાન,
વિના વાંક પારધિ હણે, હરિ ઇચ્છા બળવાન ૨
નભમા પૂર્ણ પ્રકાશતા, સૂરજ તારા સમાન,
ગ્રહણ યોગ પણ તેમને, હરિ ઇચ્છા બળવાન ૩
સત્યવાદિ હરિશ્ચંદ્ર સમ, અવનિમા નહિ આન,
અસહ્ય સંકટ શિર પડ્યા, હરિ ઇચ્છા બળવાન ૪
અર્જુન સમ બાણાવળી, ધીર વીર ધીમાન,
લૂટાયો કાબાથકી, હરિ ઇચ્છા બળવાન. ૫
જીવ સર્વ સસારના, જ્ઞાની વા અજ્ઞાન,
મન ધારે મુખથી વદે, હરિ ઇચ્છા બળવાન ૬
લૂટ અને બ્હાર જ તણું, દીઠુ એકજ સ્થાન,
**છોટાલાલે** ઉર લહ્યુ હરિ ઇચ્છા બળવાન ૭

## હિંડી

દઇ મરણનો પ્રચંડ ચિર દીધો,
નિયમ નાશનો અનાથ નાથ! કીધો,
વિશ્વનાથ! ખોટ શી પડી તમારે ?
અન્ય સાહ્યતા નથી નથી અમારે ૧
કોણ કૃતિ અગાધ કળી શકે તમારી,
રમત નાટ્યસ્થાનની રચી જ ન્યારી,
અગમ વાતનો ન ભેદ કોઇ પામે,
**છોટાલાલ** વચિ વદિ મન વિરામે ૨

# સદ્‌ગતશ્રી ગોવર્ધનરામ અને આધુનિક ગુજરાતી સાહિત્ય.



ગુજરાતી સાહિત્ય, દરેક સાહિત્યની પેઠે અવનવા અવતાર ધારણ કરતુ આવ્યુ છે અને દરેક નવા અવતારમા કાઇંક નવીન જીવન આવતુ ગયુ છે એ પણ તેના વાચકો જાણેછે નરસિંહ મ્હેતો અને મીરાબાઈ, પ્રેમાનદ, શામળ અને અખો, દયારામ, નર્મદાશકર અને દલપતરામ એ આપણા ભાષાસાહિત્યમા નવનવા ભડાર ભરનાર સમર્થ શક્તિના ઝરા હતા અને તેમાથી દરેકે કઇ ને કઈ નવીનતા અર્પી આપણને ઉપકારી કર્યા છે

એક અગ્રેજ લેખક કહેછે તેમ કવિઓ અને લેખકો પોતાના સમયની નિરનિરાળી સવ શક્તિનુ સમગ્ર કેન્દ્ર હોવા ઉપરાત ભવિષ્યને ભાખનારા અને દોરનારા છે, આ કથની આપણે ઉક્ત અષ્ટમડળના સબધમા પણ લાગુ થયેલી જોઈએ છીએ

નરસિંહ અને મીરાના સમયનુ ગુજરાત શ્રદ્ધાળુ તેમ શિક્ષણ વાચનના રસ વગરનુ, મગજની શક્તિના પરિપાકના ચિહ્ન માત્રથી પણ અસ્પૃષ્ટ, તેમ સાટે હૃદયની શક્તિના સારા વિકાસવાળુ, સમર્થ, સરળ, હૃદયદ્રાવક, હૃદયને એકદમ અસર કરે તેવી–ભાષાને માન આપનારૂ અને સસારવ્યવહારની વાતો કરતા પ્રભુપ્રેમ અને પ્રભુભક્તિને વધારે ઉન્નત ગણનારૂ હતુ, એવુ કઇંક ભાસેછે

પ્રેમાનદ, શામળ, અને અખાના વખતનુ ગુજરાત તેથી કાઈ ન્યારી જ જાતનુ હશે એવુ લાગેછે ધર્મમા શ્રદ્ધા ખરી, પણ વિનોદ વાર્તા અને માનુષી હૃદયના જુદા જુદા રસથી તે શ્રદ્ધાને પરિપોષણ મળે તેવુ ઇચ્છનાર, ધર્મમા શ્રદ્ધા ખરી, પણ શ્રદ્ધાના સાગરમા એટલે ઉંડે પેસી ગયેલ કે છતી આખે કશુ સુઝે નહિં તેવી સ્થિતિમા આવી પડેલ, અને તેવી સ્થિતિમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય તેવી ઉપરની અશ્રદ્ધા અને આડે માર્ગે જનાર અને દોરનારને સારી પેઠે હલકા પાડવામા કર્તવ્ય ગણે અને તેવી ટીકા કાન દઈ સાભળે તેવુ, ચાતુર્યનો શોખ ધરાવનાર, વિદ્યાકળાથી વિભૂષિત પાત્રોને માન આપનાર, અને મગજશક્તિ કેળવવા જેવી વસ્તુ છે, એમ સ્વીકારનાર હતુ

દયારામને કેટલાક ભાવિકો નરસિંહ મહેતાનો અવતાર ગણે છે અને તેના લખાણ પરથી એવી ગણના કરવાવાળાને સારો આધાર મળે તેવુ છે તે વખતના લખનારાઓમાં માત્ર દયારામ એક જ પ્રભુદત્ત શક્તિવાળા હતા અને તેનામા એવો તો આવેશ અને એટલો તો હૃદયનો ઉભરો હતો કે આપણે ઘડીભર એમ માની શકીયે કે આખા ગુજરાતને નહિં તો ગુજરાતના મોટા ભાગને તેણે પોતાના હૃદયના રગથી રજીત કર્યો હતો અને તે પ્રમાણે જોતા નરસિંહ મ્હેતાના વખતની હૃદયભર શ્રદ્ધા અને પ્રભુપ્રેમના મસ્ત ગાણાં સારી પેઠે સ્વીકાર પામતા તેની સાથે ચાતુરી, પરીક્ષાપ્રદીપ વગેરે લખાણથી એમ પણ માની શકાય છે કે ઉપદેશ અને દલીલથી સમજાવવાની જરૂર તે સમયમા જણાઈ હતી

દયારામ પછીનો નર્મદ–દલપતનો સમય કેવો હતો તે સહેજસાજ તો સૌના જાણવામા હશે દેશની સ્થિતિ સાવ ફરી ગઈ હતી, મન અને હૃદયના કરતા મગજશક્તિ જેનામા વધારે હતી, ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિચારો કરતા સસાર અને વ્યવહારના વિચારો જેનામાં આગળ પડતા હતા, ઘણા વર્ષોની અવ્યવસ્થાને લીધે શાન્ત અને અર્ધ નિદ્રામાં પડેલ ગુજરાતવાસીઓથી જેના રીતરિવાજ અને વિચારવાણી જૂદા હતા તેવી એક સમર્થ પ્રજા સાથે

સંબંધ બંધાયો અને આપણા ધર્મ, સંસાર, વ્યવહાર, સાહિત્ય, જ્ઞાન, વગેરે બધામાં નવીનતાની જરૂર જણાઈ એક બાળક જૂનાં પાણ ટકાઉ અને ગંભીર સૌંદર્યવાળાં રમકડાંઓને એક તેજદાર અને ચમકદાર નવું રમકડું દેખી જેમ ફેંકી દે અને તેના તરફ તિરસ્કાર બતાવે તેમ તે વખતનું ગુજરાત આપણા જૂના રીત રિવાજો ધારા ધોરણો, અને લેખ લખાણો વગેરે તરફ તિરસ્કારની, ક્ષુદ્રતાની, અસંસ્કારિતાની અને નીરસતાની નજરથી જોતું, નવા તેજમાં અંજાઈ ગયું હતું, મોહ પામી ગયું હતું તેથી જૂના રીતરિવાજ અને ભાષા સાહિત્યના ગંભીર વિચારકો પાકવાને બદલે અધભણ્યા અને પૂરવેગભર્યાં નવા તેજથી ઝળકાટ મારતા નવીનો જ માન દેખાવમાં આવતા હતા ધર્મમાં, વ્યવહારમાં, રહેણીકરણીમાં, વિચારવાણીમાં બધામાં એક એવી જાતનો ઉધડ પ્રવાહ સંજોગ દાખલ થઈ ગયો હતો કે તેણે શાન્ત પડેલા સરોવરીયાને ડહોળી માર્યું અને બધાની દૃષ્ટિ કાંઈક ટુંકી કરી દીધી નવીનતાનો મોહ હતો ત્યાં સુધી તેની પરીક્ષાનો પ્રસંગ ઉપસ્થિત થયો જ નહોતો અને તે મોહમાં ને મોહમાં, ઉપલકીયા અભ્યાસથી અને ખળભળાટના આવેશથી સકળ ગુજરાત તણાતું હતું એમ આપણને લાગ્યા વિના રહે તેવું નથી

આ સ્થિતિના ખરા પરીક્ષક અને ટીકાકાર નવલરામભાઈ હતા અને સાંસારિક અને સાહિત્ય વિષયક બાબતોમાં તેમણે મોહમાંથી મુક્ત થઈ શાન્ત દૃષ્ટિયે વિચાર ચલાવવાની જરૂરીયાત જોઈ હતી, અને પોતે તે પ્રમાણે વર્તવાનો પ્રારંભ પણ કર્યો હતો

નર્મદ દલપતનું ગુજરાત કાંઈક નવીનતા ધારણ કરવા લાગ્યું છે–નવા અવતારમાં આવવાની તૈયારી છે–એમ નવલરામભાઈના શિષ્ટ લેખ અને ગંભીર વિચારોથી માલમ પડી આવે છે અને તે અવતાર લાવનાર બે પુરુષોની તે ટીકાકારે કદર પણ કરી હતી તે બે મણિલાલ નભુભાઈ દ્વિવેદી તથા ગોવર્ધનભાઈ હતા એમ કહેવાની જરૂર રહેતી નથી. મણિલાલભાઈએ ધર્મ અને તત્ત્વજ્ઞાન અને ગોવર્ધનભાઈએ સાહિત્ય અને સંસાર વિષે ઈષ્ટ વિવેચન આરંભ્યાં અને તેથી તેઓ સકળ ગુજરાત પર ન ભૂંસાય તેવી છાપ મૂકી ગયા

મણિલાલભાઈએ ગુલાબસિંહ, કાન્તા, ચારિત્ર્ય, બાલવિલાસ, નારી પ્રતિષ્ઠા આદિથી સાહિત્ય સેવા કરી છે ખરી, તો પણ ગુજરાતના સાહિત્યસરોવરમાં તે લખાણોથી ઝાઝી અસર થઈ હોય, તે પુસ્તકોના આવવાથી સરોવરના જળમાં ખળભળાટ થયો હોય કે વીચિ પરંપરા જાગવાથી થોડી ઘણી જગામાં પણ નોંધ લેવા લાયક અસર થઈ હોય એમ લાગતું નથી ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં તેની કોટિએ ગુજરાતમાંથી હજી કોઈ પહોંચ્યું નથી, અને ક્યારે પહોંચશે એ અત્યારે કહી શકાય તેવું પણ નથી પણ સાહિત્ય અને તેની જનસમાજપર થતી સજ્જડ, સફળ અને સત્વર અસરને લીધે ગોવર્ધનભાઈના લખાણથી અને વર્તનથી સકળ ગુજરાતપર એવી તો છાપ પડી છે, તેના પુસ્તકોથી સમગ્ર ગુજરાત હૃદય એટલું આંદોલન પામ્યું છે, તેની વિચારશૈલીથી એવી તો ચર્ચા પગભર થઈ છે તેના સિદ્ધાન્તો અને અનુમાનોથી જનજનના મનપર એવી તો સચોટ અસર થયેલી છે કે નર્મદ અને દલપતના યુગ પછી આપણે ગુજરાતી સાહિત્યના નિયામક, પ્રેરક અને પોષક યુગાધિષ્ઠાતા તરીકે જો કોઈને ગણી શકીયે તો તે માન રા શ્રી ગોવર્ધનભાઈને જ આપવું જોઈએ અલબત, કવિતા વિષયે બોલતાં આપણે જરા ખચકાવું પડે તેવું છે અને રા ગોવર્ધનભાઈના કાવ્યોની અસર કરતાં બીજા લેખોની અસર કાંઈક વધારે થઈ છે એમ આપણે કબુલ કરવું જોઈએ તોપણ નવા ઉગતા કવિલેખકો પર ગોવર્ધનભાઈની અસર નથી થઈ એમ કહેવાની તો કોઈ પણ હિમ્મત કરી શકશે નહિ જો કે

સ્નેહમુદ્રાના વાંચનારા અને સમજનારા થોડા છે, તો પણ સરસ્વતીચન્દ્રના પેહલા ભાગની કવિતા અને તેની અંદર કવિની કલમે લખાયેલા ગદ્યભાગોની અસર કવિતાના લખનારા પર ઘણી થઈ છે એમ કહ્યા વગર ચાલે તેવુ નથી

એક યુગના અધિષ્ઠાતા તરીકે ગણવા માટે વર્તન, વિચાર અને વાણીથી તેમ જ પુસ્તકોથી જે વિપુલ અસર સમસ્ત લોકપર થવી જોઇએ તે અસર જો કોઈ એક વ્યક્તિથી થઈ હોય તો તે રા શ્રી ગોવર્ધનભાઇથી થઇ છે, એમ નિર્વિવાદ રીતે માની શકાશે અને તેથી જ આધુનિક ગુજરાતી સાહિત્યના એટલે કે ૧૮૮૫ થી ૧૯૦૫ સુધીના વીશ વર્ષના એક જમાનાના અધિષ્ઠાતા તરીકે આપણે તે સદ્દગતશ્રીને જ ગણવા જોઇશે

યુગની ગણના આટલા થોડા સમયમાં થતી જોઇ કોઇને જરા નવાઇ જેવુ લાગશે, પણ નવીન જાગૃતિમા આપણો દેશ કેવા ઉતાવળા પગલા ભરવા માંડયો છે, અને સૌ વર્ષનુ કામ કેટલા ઓછા વર્ષોમા કરી શકયો છે એ જે સારીરીતે જોઇ શકશે તેને આવી નવાઇ લાગવાનું કારણ નહિં મળે જૂના વખતમા જ્યારે સૈકાથી અને વખતે તેથી પણ વધારે વખતથી યુગ ગણના કરવી પડી છે ત્યારે હાલના સમયમા વીશ પચીશ વર્ષે યુગગણના થાય છે એ ખરો ખર દેશને માટે ઘણુ જ ખુશી થવા જેવુ છે નર્મદ-દલપતનો યુગ લઇએ તો તેની ગણના પણ ૧૮૪૦ થી ૧૮૮૦ સુધીની જ થશે અને તે સમય કરતા પણ આ વીશ વર્ષોમા જે નવીનતા, જે સુધારો અને જે પ્રગતિ થયેલ છે તે જાણી સર્વ દેશહિતૈષીને સંતોષાનંદ જ થશે વળી આધુનિક યુગની અસર ભવિષ્યમા કયા સુધી ટકશે એ પણ જોવા જેવુ છે નર્મદ-દલપતે, અને નવલરામભાઈ પછી મણિભાઇ અને તેની અસર કરતા વધારે સુદૃઢ રીતે રાં ગોવર્ધનભાઇએ જનમનપર જે છાપ મૂકી છે તેની ઉપરવટ થઈ આગળ વધતી નવીનતા આપનાર અને બળવત્તર ઉજાસ પાડનાર કોઈ વ્યક્તિ નીકળી નહિ શકે ત્યાસુધી યુગાધિષ્ઠાતા તરીકે રા શ્રીગોવર્ધનભાઇ જ ગણાશે એ સિદ્ધ જેવુ જ છે

ગ શ્રી ગોવર્ધનભાઇના જુદા જુદા પ્રસિદ્ધ થયેલ લેખો, અને હજી અપ્રસિદ્ધ સ્થિતિમા રહેલા બીજા અનેક લેખોના ઉપર આજનું વિવેચક અને વિચારક મંડળ જ્યારે ગંભીરતાથી ચર્ચા કરવા બેસશે, ત્યારે આમા આપેલુ યુગાધિષ્ઠાતાનું તેમનું પદ સ્વત એવ સ્વીકારાશે એવી માન્યતા છે

ગુજરાતી સાહિત્યના પ્રચલિત યુગના અધિષ્ઠાતા હોવા ઉપરાંત રા શ્રી ગોવર્ધનભાઈએ તત્વજ્ઞાન અને વિજ્ઞાન ( Science ) વિષયે ઘણું કર્યું છે, તે લોકોના જાણવામા હજી આવ્યુ નથી પણ જ્યારે તે પુસ્તકો પ્રસિદ્ધિમા આવશે ત્યારે આ યુગાધિષ્ઠાતા કરતા પણ મોટુ માન સકળ હિન્દમા નવીન સિદ્ધાન્તો સ્થાપી, પ્રાચીન વિજ્ઞાનને પ્રકાશમા લાવવાનું અને નવી નજરે જૂનું ઉકેલી, સમજી, સમજાવવાનુ મોંઘુ માન તે સદ્દગતશ્રીને મળશે એમ ખાત્રીથી માની શકાય છે

તેમના તે પુસ્તકો તુરતમાં જ પ્રસિદ્ધિમા આવે, અને તેમના લેખો ઉપર અતિ ઇષ્ટ ચર્ચા પગભર કરવામા આવે એવુ ઇચ્છી તે સદ્દગતશ્રીના સ્મરણમા બીજુ કાંઇ નહિ તો તેમના વિચારની ચર્ચા કરવામા અને તેનો પ્રચાર કરવામા તેના વિદ્વાન વાચકો ' દરિદ્ર ' ન રહે એવી વિનતી કરવામા આવે છે

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

વિદેહ દેવર્ષિ

# ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠીના

## દેવજીવનનો દૃષ્ટાંતબોધ.

---

વિદ્યમાન ગુર્જર ગ્રંથકાર તરીકે જે 'સરસ્વતીચંદ્ર'ના ચરિત સંક્ષેપનો લેખ હજી સાવ લીધો જ છે તેનું અકાળ અવસાન આપણને શોકમુગ્ધ કરવાને બદલે આનંદમુગ્ધ શાને બનાવી મુકતુ હશે?

એટલા જ માટે કે તે સદેહે વિદેહતા-દેવર્ષિપદ-પામ્યા હતા દેશોદ્ધારક દેવજન હતા,, તો તેમના દેવજીવનનું સતત જ્વલંત બ્રહ્મવર્ચસ્ સ્વર્ગીયસત્વ-આપણા પાર્થિવ જીવનમાં આનંદ-ઉત્સાહની વિદ્યુચ્ચમક પ્રેરી રહે તે સ્વાભાવિક છે

જગતના દેવરહસ્યનો દૃષ્ટાંતબોધ એવો જ છે કે જેવુ છે તેવુ આપણુ આ જગત અને તેની શાશ્વતા તેમાંથી જ માનવી દેવપદવી પામતા આવ્યા છે તો પછી એ લક્ષ્યનો બોધ આપી દેવચર્યામા પામી જવો એ-પ્રકૃત સવ્યવહારનું અતિક્રમણ ન જ ગણાય

દેવાંશી આ ક્ષણિક દિસતો દેહ તો આપણો છે
  અસારે આ ક્ષણિક દિસતો સ્વર્ગ શો આપણો છે
એ સ્વર્ગ તો સુરજનતણો વાસ ને વાટિકા છે
  એમા આવી નિરંતર ન શુ દેવપૂજા ઘટે છે?

સંસારની આવી જ કોઇ સ્વર્ગીય ભાવના માનવીને દેવ જ બનાવવા શુ સમર્થ નથી જ? હરકોઈ રંક કે રાજવી જીવનમા પ્રભુતાની કલા જન્મસિદ્ધ છે તે કલાને ઉકેલવાના-તેના સંપૂર્ણ અંશને ઉઘડવાના અને તેના પ્રકાશથી જગતને અજવાળવાના અવકાશ પ્રભુએ તો બન્ને હાથે સર્વને સરખા જ આપેલા છે એ અવકાશને શોધવો અને સંસિદ્ધિ પામવી એ પ્રસંગવીર માનવીના પ્રયત્નબળની જ વાત છે

બાકી પ્રભુતા તો દેવચર્યામા જ રહી છે અને દેવચર્યા જીવન-જીરવવામા જ નહિ-પણ જન્મેવામાટે જીવન ભોગવવામાં-માનવીને વિચાર વૃત્તિ અને વર્તનના ત્રિવૃત્તથી દેવજન શા જીવન બનાવવામા વિકાસ પામે છે આવી પ્રભુતા જ-દેવચર્યા જ આમ જનોને આજે છે

જન્મે ત્યાથી પરહિત કરે સ્વાશ્રયે શીખી રહેવા
  જીવ્યા સુધી પ્રભુમય બની સ્વાર્પણે સ્હાય નેવા
જેવા તેવા રહી જીવિતને આમ ઉજાળનારા
  એવાને તો સુરપદ ઘટે ને ઘટે દેવપૂજા!

આવાં દેવજનો અકાળ અવસાન પણ અવસાદક નથી પરંતુ સંસારની સુંદર સારમયતાનું સાધક થઇ પડે છે અને તેથી સંસિદ્ધ દેવર્ષિજનો સર્વકાળે સર્વદેશોમાં બોધતા આવ્યા છે તેમ-જન્મ, જીવન અને અવસાન એ તો કૃતકૃત્યતાના અવકાશ, સાધન અને સિદ્ધિ-અપાવનાર છે

એવા કૃતકૃત્યતયા તૃપ્ત દેવર્ષિજનો દત્ત ભગવાનની પેઠે પ્રભુલીલાના કિરણેકિરણમા અદ્ભુત દર્શન પામે છે અને તે પામતા ગુંજે છે કે,—

"હુ જોઉં નયન ત્યા એનું હુ જોઉં રમ્ય સ્મિત એનુ
એ નયનની કીકીમાહી દેખુ પરલોક, ભાન ત્યા પામુ!
એ સ્મિત જોતા આનન્દ-પરાવર વળી બનીને જામુ!"

(ગો મા ત્રિ લીર્લાવતીજીવનકલા)

વિદેહ ગોવર્ધનરામભાઇના જીવનનો દૃષ્ટાંતબોધ આવો છે તેમના જીવનક્રમની પ્રત્યેક ધન્યપળમા તેમની પ્રસગવીરતાનુ દર્શન થાય છે

સને ૧૮૫૫ માં તેમના જન્મકાળથી સને ૧૮૭૫ મા પોતે બી એ થાય છે ત્યાસુધીમા આત્મમથનને અને દેવર્ષિ ગો મા ત્રિ પોતાના જીવન-હેતુની રત્નમાળા ગ્રથે છે

સને ૧૮૭૬ થી સને ૧૮૮૪ સુધીમા વિપત્તિવિપાક ભોગવતા-અનુભવ બોધ પામે છે કે —માનવીનું જીવન વિકાસવાને જ સરજાયલુ છે નહિ કે લેશ પણ સકોચ ધરવાને! જે ફુલો ખરશે તે જ નવપલ્લવને ખીલવશે તપિ તો ઉષ્મા ભરે છે!

સને ૧૮૮૪ થી સને ૧૮૯૭ સુધી મુબાઇમા દેશજીવન ઉકેલતા શાસ્ત્રીય દેશોદ્ધારના માર્ગ શોધે છે ને ગ્રથે છે

સને ૧૮૯૮ થી સન ૧૯૦૭ મા અવસાનકાળની પુણ્યપલસુધી સાક્ષર જીવન ગાળતા પરમ પુરૂષયત્ન રચે છે અને તેમા સાયુજ્ય પામતા આનન્દપરાવર બને છે

આવા જ્વલત જીવન સર્વને દર્શાવતા જ રહે છે કે પાર્થિવ માનવી જન્મસિદ્ધ પાશવતાનો સદુપયોગ જીવસિદ્ધ પ્રભુતાની કલા ખીલવવામા દૃષ્ટાંતબોધથી જ પ્રોત્સાહક-પ્રકાશક અને પ્રેરક થવામા—કર્યા કરે—તો નક્કી તે સસારને સ્વર્ગ જ બનાવે ને પોતે દેવ બને-દેવર્ષિ બને અહા! કેવુ પરમ રમણીય જીવન!

ગરવી ગુજરાતના સ્વદેશભક્ત બાળકો!

શાસ્ત્રીય દેશોદ્ધારનું દેવર્ષિ ગો મા ત્રિ નું મનોરાજ્ય જેટલું પ્રોત્સાહક છે તેટલુ જ પ્રકાશક તેમનુ સાક્ષર જીવન છે તેમ જ જેવી પ્રેરક તેમની વ્રતસ્થવીરતા છે તેવુ જ તેમનુ સજીવન જ્વલત છે!

શુ આપણે પણ એવા ન જ થઈ શકીયે?　　　　　　　= લલિત =

(ગોંડળ)

---

## 'સિદ્ધજનના સિદ્ધાદેશ'

(મદાક્રાતા)

લીલા લીલા અમી ટપકતા રમ્ય વાત્સલ્ય કુંજે,
હર્ષે ઝૂલે પિતૃજનનીના હસ્તને હીંચતા ને
નાચી ખુદી લટકી વળગી ઘુટણે લાડ લેતા-
ખોળે સુતા સુખદ વમતા સ્વપ્ન સ્વર્ગીય કેવા?

૨

પ્રાત કાલે તટ ઉપગ્ના વૃક્ષની રમ્ય છાયે–
 જોતા ઉભો નદી-ઉર અહીં બિંબનુ ચિત્ર નીચે,
લીલા ગાતી લલિત હસતા ગૌર માંગલ્ય મૂર્તિ–
 હૈયુ મ્હારૂ કરતી હળવુ આવી ત્યા કૈંક ઉક્તિ –

૩

"શાને બાપુ! દૂર વિજનમા તુ ઉભો મ્લાન મુખે
 આવિ ઉન્હી ત્યજ ઉકળતી ચિત્ત વૃત્તિ નિરોધે
સકેલી હું, નિજ ખુબી ઉઆ, ને "ગઇ કાલ" સ્હાઝે
 રૂડી મીઠી અભિનવ રતિ મુગ્ધ જો! "આજ" છાયે

૪

"વ્યાપે વિશ્વે સતત ગતિની કારમી ચીસ ચગે
 વેળા વાયુ કુદડી ફરતા એહ સિંચે ધસારે
વાચી શક્તિ–શિવ ઉરપડો સ્હાય આકર્ષણે હૈં
 વીતે એવા જનન લખના ગૂઢ ભેદે મુગો કૈ!

૫

"સ્વીકારે જે સ્વરૂપ જુજવા સત્યનુ દિવ્ય જ્યોતિ
 દાડી જૂનુ વિષ નવુ અમી લે અનુકૂલ ત્યાથી
લ્હાવા લેતા સ્મિત રૂદનના સ્વસ્તિકે સત્ય રેડે
 ગાળે એવી જન જગતના જીદગી આ જમાને

૬

"વિચારે તો ચીતરી નમુના ભવ્ય લીલા ભરેલા–
 આચારે લે જનસમૂહના છાપી કર્તવ્ય ઘેલા!
ચાલાકીથી સફલ જીવનો નિશ્ચયે ચેતવે છે –
 ઢંઢોળું ના જગની સરતે કાનસૂરી સમુચે!

૭

જોને જુના દૃઢમતિકૃતિ ભવ્ય ગભીર સ્તભે
 ને જો મ્હાતી નવીન ફુરતી કાળને શક્તિ, ચગે!
થાળી કાઢી પ્રતિકુલ, બાપુ! મિશ્રણે મર્મ પીજે
 વર્તી ઉગ્ર વિચર ભવમા ભૂતને ભાવિ અર્થે!

૮

"પખી વ્હાલા ! કુલીન કુલના આશ્રમે સૂક્ત ઉંડા
    હૈયે રાખી નવલ કૂજવા કાલ વિવર્ત્ત ગાણા !
વિશ્રામે આ વિકસી સહુતા વિપ્લવોને વસતે
    લ્હાણા લેવા સતત સુખના કલ્પવૃક્ષે અનૃતે !

૯

બાપુ ! જોને તરૂ તુ ઉપરે તાપ વટોળ સ્હેતુ–
    ને કૈં ગર્વે નિજ મઉથકી સર્વને શાતિ દેતુ–
તીરે ખાતુ વળ, ઝઝુમતુ ઝૂલતુ સ્વપ્રતાપે–
    ઉભુ ચીરી ખડક ઉરને મસ્ત કુટી મથાળે !

૧૦

"સ્હેતા બાપુ ! રચી મરળતા સૃષ્ટિનુ હાર્દ સાધી
    સ્હાતા સ્હાતા સ્મિત હૃદયનું અર્ચવુ એક રગી
ન્હાતા સૌખ્યે રસમયભવે બેલડીમા ગુથાઈ
    ઉડી અતે સઉભય થવું કાળની પાખ સાહી !

૧૧

"ઇચ્છુ બાપુ ! પુરૂષ પ્રકૃતિ તુજ સેવા સ્વિકારે !
    સ્હાજો ગ્હેતા અનુકૂલ વિભુ કર્મ પ્રારબ્ધ ત્હારે !
તુને મીઠી અનુભવભરી સિદ્ધિ સપૂર્ણ છાજે !
    ને વ્હાલાની સુખમય, બચુ ! સ્નિગ્ધ સ્હોડ છવાજે !

૧૨

શુ એ શુણ્યુ ? વળી વિરમ્યુ કા ? કોણ એ પ્રેરનારૂ–
    આશા-ઉષ્મા ભરી શમવતા શૈત્ય નૈરાશ્યકેરૂ ?
એ તો વાણી પ્રિયજનતણી એ જ કલ્યાણકારી
    આહા ! આવી સ્વજન વિણ લે કોણ સભાળ મ્હારી

૧૩

જેના સ્હેશુ અનવધિ સુખે ઉચ્ચ પુણ્ય પ્રતાપે
    શાતિ પામો વડીલ જન એ તૃપ્તિ ને મુક્તિ અતે !
વ્હાલા હો હો ગુરૂજન ! તમે જીવના જીવ જેવા
    જેવા તેવા તમ સમ થશુ માનવી દેવ જેવા !

૧૪

આપે આવા નિજ જીવનથી સત્ય સિદ્ધાન્ત શોધી—
યાત્રા યોજી શનકભગની સિદ્ધ સમાર યોગી !
આવી રીતે મનુ જગતના દિવ્ય દીવા બુઝાતા—
દૈવી જ્યોતિ થતુ કવિત આ સતતિ ઉન્નતિમા !

૧૫

સસારીના પિતુ જનની એ એ જ માયા મહેપ !
સૃષ્ટિ જેમા ધરતી વિકૃતિ ગઢ એ વિશ્વરૂપ !
સેવા અર્પી શરણુ ગ્રહતા દિવ્ય આશિષ પામી
વ્હેવા હર્ષે સ્મૃતિ થકી થતા કર્મ દકા સુભાગી !

૧૬

સુખે મ્હોયે હસી તડફવુ જન્મ ને મૃત્યુ વચ્ચે !
એ વિશ્રામે ખીલવુ અતિથિ ! ઇષ્ટને જાણી અકે !
આકર્ષાતા પ્રણય ઝળકે આપણે નાચવાનુ !
ને સ્નેહસે કે પરિક્રમણુને સ્નેહ કેન્દ્રે સમાવુ !

( ગોંડળ )

લલિત.

---

## સાક્ષર શ્રી ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી.

લખતા લેખણુ ધ્રુજે છે કેમકે એ શસ્ત્રને લાડ લડાવનાર આ અવનીમાથી અદૃશ્ય થઈ ગયો છે જેણે સખ્યાબધ અમૂલ્ય ગ્રથો લખ્યા, અનેક સભાઓ તથા પરિષદો ગજાવી અને ભિન્ન ભિન્ન વિષયો ઉપર ઉપયોગી તથા અસરકારક લેખો લખ્યા તે વિરલ નર વિદ્વાનોની આખો બીજવી, પરલોકવાસી થયો છે એ મહાત્માએ વિદ્યારૂપી રજકણોમાથી વીણી કાઢેલા બી વાવી તેમા ચાતુર્ય તથા અનુભવ-આત્મક વારિ સીંચી બુદ્ધિના સાધનથી રચનાને પ્રકાશિત બનાવી પ્રત્યેક સરસ્વતીભક્તને સુધા સમાન શીતળના પ્રકટાવે એવો ફળરૂપે ચન્દ્ર ઉપજાવ્યો અને તેવડે પોતાની કીર્તિ અમર કરી છે એ માનવત સાક્ષરે "સ્નેહમુદ્રા" નામના જે કાવ્યો રચ્યા છે તે એવા ખુબીદાર છે કે આપણે તેને સ્નેહસહિત વારવાર વાચીશુ 'સરસ્વતીચન્દ્ર" નવલકથામા એવી અલૌકિક બુદ્ધિ એમણે વાપરી છે એવી અનુપમ કળા દાખવી છે કે 'લીલાવતી" "Classical poets of Gujarat" ઇત્યાદિ બીજા કોઇ પણ પુસ્તક લખ્યા નહોત તો પણ ઉત્કૃષ્ટ લેખકમા એમની ગણના થઈ શકે તેમ છે "Essay on Criticism નામનો પોપનો એક જ નિબધ કવિ તરીકે રચનારને અદ્ભુ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરાવે છે, તેમ "સરસ્વતી

ચદ્ર" સાક્ષર શ્રીગોર્ધનરામને નવલકથાકાર પક્તિને મોખરે આણી મુકે છે એ મહાશય આવા પકાયવા વિદ્વાન હોવા છતાં તેમને પોતાની વિદ્વત્તાનુ કિંવા દરજ્જાનુ લેશભાર અભિમાન નહોતું એઓ એવા નિસ્પૃહી તથા સાસારિક લોભ લાલચથી એવા મુક્ત હતા કે પવિત્ર સાધુ પુરૂષ તરીકે એમની તુલના થઈ શકે એમની રસિક અને વિખ્યાત નવલકથા સબધી ખાસ રીતે કહેવા જેવુ એ છે કે વાર્ત્તામાહેલા પાત્રોનુ બારીક વર્ણન કરવામા એમની જોડ જડવી દુર્લભ છે

મુલાકાતે આવનાર ઓળખીતાઓ જોડે બહુ વિનય તેમ જ મીઠાશથી વાતચિત કરતા પરમેશ્વર એમના પવિત્ર આત્માને શાતિ આપો તથાસ્તુ

દોહરા

શોધુ નટવર નૂરને કયા રે ક્યા છે શૂર,
"સરસ્વતી" શણગારનાર ઘૂમ્યો પરિષદપૂર
ઘુમી ઘુમી કયા ગયો, ગોવરધન ગુણીએલ,
સ્માળ વિદ્યા વિશ્વમા, ખલક ચકિત તુજ ખેલ
ગયો ગયો ગુણવત નર, પરવરપાક હજૂર,
જમરાજા જગલી કહુ, કે કહુ તુજને ક્રૂર
અવનીમા શુ અવર નર, લક્ષ્ય ન લાગ્યો કોય,
દેહુ રોળ્યુ રત્ન તેં, વિદ્યા વિભૂષિત રોય

કરમઅલી રહીમ નાનજીઆણી.

---

## શોકોદ્ગાર.

( હરિગીત )

રે દૈવ આ શુ આદર્યું આવા સમે ત્હેં મન વિષે,
ગુર્જરતણો અપરાધ એવો શો ગણી બળિયુ રિસે,
સાહિત્ય ગુર્જરનો હર્યા કયમ પુત્ર આવો તારમો,
મૂક્યા બ્હીલા નિર્દય થઈ અમને હવે સસારમા
આવુ કરી તુ કાર્ય એમા રાચતુ શુ મન વિષે,
કદિએ સુકીર્તિ તેતણી નવ લેશ અસ્તગત થશે,
નિજ દેશહિત કરવુ જ એ કર્તવ્ય જે જન માનતા,
તેવા પુરૂષની પક્તિમધ્યે રે ગોવર્ધન રાજતા
નટપુર વિષે લઈ જન્મ નાગરી નાત દીપાવી તમે,
તે સમયથી નડપુરનિવાસીનો ઉદય જોયો અમે
સૌ રત્ન આવ્યા ખ્યાતિમા જેના ગુણો જન ગાય છે,
જેઓતણી સતકીર્તિ દેશ વિદેશમા પથરાય છે

અભ્યાસ કરીને ખંતથી નિજ બાળવય સાર્થક કર્યું,
ધન મેળવી સન્માર્ગથી યૌવન દીપાવ્યું છે રૂડું,
લક્ષ્મીતણો કરી લોભ વિદ્યાને વિસારી નવ કદી,
પણ લક્ષ્મીનો કરી ત્યાગ વિદ્યામાં ધરી વૃત્તિ બધી ૪

આખું જીવન આવી રીતે અભ્યાસમાં ગાળ્યું તમે,
નવ દેશહિતને ચિત્તમાંથી કો દિવસ ભૂલ્યા તમે,
નિઃસ્વાર્થ થઇને વાનપ્રસ્થ સ્વીકારતા જરી ના ડગ્યા,
સામાન્ય જનસમ લક્ષ્મીના લોભે તમોને નવ ઠગ્યા ૫

નિજ દેશસેવા કારણે નિવૃત્ત થઇ નટપુર વિષે,
આવી રહ્યા વય થોડીમાં એવા નરો વિરલા થશે,
જેણે જીતીને ષડ્રિપુ જય મેળવ્યો કળિકાળમાં,
પોતે થઇ કૃષિકાર ઉત્તમ બીજ રોપ્યાં બાળમાં ૬

પ્રાચીન કવિઓને કર્યા ઝાંખા ઉદય પોતા થકી,
જ્યમ ચંદ્ર આગળ તારલા દેખાય ત્યમ લાગે નકી,
ઉત્તમ **સરસ્વતીચંદ્ર** પ્રકટ્યો છે વિશાળા ભાલથી,
અમૃતતણું જે પાન અર્પે કરે નિર્ભય કાળથી ૭

આપી રૂડો ઉપદેશ છે તાર્યા તમે ગુર્જર જનો,
ઓછો નથી એ તો વળી ઉપકાર અમપર આપનો,
તે રસિક જનના હૃદયમાં પડી છે જ **મુદ્રા સ્નેહ**ની,
જે મધુર સુરથી ગાન કરતી હૃદયવીણા આપની ૮

ક્યમ બાળકીને આપવું શિક્ષણ રૂડેરૂં આ સમે,
તે તો બતાવ્યું છે **જીવન લીલાવતી**નામાં તમે,
જે માર્ગ દર્શાવ્યો તહીં તે ગ્રહણ કરવાથી નકી
આ દેશ આર્યની ઉન્નતિ થાવા તણી રહે છે વકી ૯

કર્તવ્ય કરીને જગ્ત આ છોડયું તમે વય અલ્પમાં,
અમને અમારો ધર્મ દેખાડી ગયા છો અંતમાં,
પણ એક વસ્તુ હૃદયને નિમગ્ન કરતી શોકમાં,
આપત્તિમાં ઉપદેશ કોની પાસથી લઇશું અમો ૧૦

એ શાંત વૃત્તિ કાંત મૂર્તિ દાન્ત કરતી ભ્રાન્તને,
તે ક્યાં હવે અમને જડે જે નિત્ય રહેતી અમકને,
ઈશ્વર તને ક્યમ એ ગમ્યું ક્યમ લીધું છિનવી રત્નને,
તેં કોપ અમપર આણીને નિષ્ફળ કર્યાં સહુ યત્નને ૧૧

વિનવુ તને હું અંતમા કરજે તુ તેમની સદ્ગતિ,
ને આર્યભૂમિમાહિ એવા વીર તુ કરજે અતિ,
તેના સુપુત્રની બુદ્ધિ કરીને તીવ્ર લાભ તુ આપજે,
ને કુળ, નાગરી નાત, ગુર્જર દેશનુ દુ ખ કાપજે ૧૨

---

(સીતાજીના મહીનાનો રાગ)

શુ ગુર્જર દેશની હાલ બેઠી છે દુર્દશા,
ચાલ્યા જાય વીરો તત્કાળ ઉંચા જગી જે ધશ્યા ૧
જેણે દેશનુ ધાર્યુ હિત ચિત્તમા આ સમે,
તજી સ્વાર્થ રાખી રૂડી રીત જનોને જે નમે ૨
જે આર્ય પોતે સુવિચાર આચારમા મૂકતા,
પાળે, ધર્મ કરી સત્કર્મ વિદ્યાવિષે ચૂકતા ૩
ડરે મૃત્યુ થકી ન લગાર કર્તવ્યમા રહે ખડા,
રાખે જન્મભૂમિપર પ્રીત માતૃસમ આપડા ૪
નવ જે કદિએ લપટાય લક્ષ્મીના લોભે થકી,
નવ વિષયોમાહિ ફસાય વિરાઓ જે નકી ૫
એવા વિરલ જનોનુ શુ થાય કહેવાય ન સ્હેલથી,
તે આપણુને તજી જાય હૃદય ભરી શોકથી ૬
આખા ગુર્જર દેશમા નામ ગોવર્ધનરામનુ
છે પસર્યું ઠામે ઠામ નામ જ્યમ રામનુ ૭
કોઇ વાચી 'સરસ્વતીચંદ્ર' કહે નિજ મિત્રને,
ચાલો જોવા જઇએ આજ એ વીર પવિત્રને ૮
રહે નટપુરમા તે હાલ નિવૃત્તિ નિવાસમા,
એવા દેશની કરવા ઠાળ ગાળે નિજાવાસમા ૯
આવી આશવાળાને નિરાશ કર્યાથી શુ મળ્યુ
આમ ક્રૂર થતા દુર્દૈવ તારૂ દુ ખ શુ ટળ્યુ ૧૦
તને મારી હતી જેણે લાત સુવામા ધૈર્યથી,
તે મનમા રાખી રે નીચ કર્યું શુ આ વેરથી ૧૧
પણ અમર કર્યુ છે નામ વિરામ્યુ જ છે વપુ,
કરી ગુર્જર દેશમા કામ અતિશય કાર ૧૨

છે દીપાવી નાગરીનાત બુદ્ધિના વિભવથકી
થઈ હિંદ વિષે પ્રખ્યાત સરસ્વતીચદ્રથી ૧૩
આવા સાક્ષરનો જ વિયોગ હમેશનો છે થયો
ક્યા મળશે એ સત્સંગ સમય આવ્યો ગયો ૧૪
જેના દર્શનથી દૂર થાય વિચાર પ્રપચના
થાય ચિત્ત કર્તવ્યમા મગ્ન સબધી સર્વના ૧૫
જેણે દેખાડી ઉત્તમ રીત ગૃહસ્થાશ્રમતણી
પાળી કળિયુગમા મઉ ધર્મ સ્માર્ત વચનો ગણી ૧૬
કર્યો યોગતણો અભ્યાસ અવસ્થાની અતમા
તજી માયાકેરો પાશ રહેવા બ્રહ્માનદમા .૧૭
આવુ જીવન ગાળો સર્વ વિનતિ એ ઈશને
જેથી આર્ય ભૂમીનો સ્હેજ ઉદય આવે કને ૧૮

મૂલશંકર વિ. માણેકલાલ યાજ્ઞિક.

---

## રા રા ગોવર્ધનરામભાઇનો દેહવિલય.

વસતતિલકા

આ જગતથી ઉડી ગઈ સ્થૂલ આકૃતી છે, તોએ રહી કીરતિ સૂક્ષ્મ સદા જીવેછે
દષ્ટી થકી દુર થઈ પણ છે અક્ષરે, ઓમક્ષરે સકલ સાક્ષર છે સમીપે ૧
દીસે ત્રીપાઠી નહીં, ગોવરધન્ન તેથી, શોકે બળે હૃદય સૂહૃદના વિયોગી,
ઉરે સ્મરે હરહરે! કરી દીલ દાઝી, વ્હે અશ્રુઓઘ ગુજ્જરાષ્ટ્ર રડે અભાગી ૨
અગ્રીણી, જ્ઞાનિ, ધીર, શાત, સુધીય કયા છે? હા! કષ્ટ નાગર તૂ નાગરિકો વિષે તે,
મૂકી ઉડ્યો શુક અચાનક પિજરેથી, આયુષ્ય અર્ધું અહીં ભોગવીને કળેથી ૩
ને વાલુકેશ્વરમહી નિજ દેહ ત્યાગી, રોઈ રહ્યા જન કુટુબ દુખે વિયોગી,
લોકાઈ મીત્ર મનમા દુખદા કટારી, હા! હા! હવે સુહૃદ કેમ ગયો વિસારી? ૪

---

ગરબી

ઉડી ચાલ્યા ગોવરધનરામ ત્રીપાઠી આ લોકથી,
છોડી વાલકેશ્વરમા સ્વદેહ, જતા વય અર્ધથી ૧
ઉડ્યો અધવચ પોપટ આમ, તોએ દીપે કામથી,
મન ઉજ્વલ નિજ ને બ્હાર, સરસ્વતી ચદ્રથી ૨
રોયે સ્નેહી સગા ને સજ્જન, સ્નેહે અનિવાર્યથી,
સ્મરી સાક્ષરના ગુણ કર્મ, સ્વભાવને પ્રીતિથી ૩
આખુ ગુર્જરાષ્ટ્ર, સૌરાષ્ટ્ર મહારાષ્ટ્ર રોયછે,

દેશ અગ્નીણી વ્યાખ્યાન, બોધ, ગયો લેખ જોયછે
મળી મીત્ર હે આશ્વાસન આજે લખી પત્રને,
લેજો ધીરજ દુ ખદ પ્રસગ ટાળો સ્મરી ઈશને
ગીઠ પૂતળી ગળી ન દેખાય, નિધીતણા નીરમા,
થાય અદ્રશ્ય તો પણ છે જ અસ્તીત્વ તે નિધિમા
ક્ષાર રૂપે ભળી નીર થાય, પૂર્વે હતૂ તેહમાં,
ચાખી જોતા ખારૂ પરખાય, તેવો જીવ શિવમા.
પૂર્વે હતુ મીઠ સાગરમાય, પૃથ્વીમાય સ્થૂળ છે,
ગળતા પાછુ તે નીર છે થાય નથી ગયૂ કાઇએ
યોગીને મન જીવવૂ મર્ણ, મરણુ તેતો જીવવુ,
જીવવૂ તેનો પ્રચાલક અન્ય, પરાધીન છે ઘણૂ
મન બુદ્ધિ મુકી પૂર્ણરૂપ, થશુ તે અમૃત છે,
સ્વયજ્યોતી સ્વતંત્ર ચૈતન્ય, સર્વ શક્તિરૂપ તે
છોડી અલ્પ શક્તિમા શું માલ, દેહ કેદખાનુ છે,
રોગ શોક ને ભર અજ્ઞાન, એ તો મહા મોહ છે
દીસે સાક્ષરને મન એક, અક્ષર ક્ષર વીણ છે,
નદ ઇદીરા એ સદ્બોધ માયા મીથ્યા રોવૂ છે

---

રોલાવૃત્ત

જનમ્યો જે છે તેહ, નક્કી નક્કી મરવાનો,
કર્તવ્ય ભલુ કર એ જ, એક રસ્તો તરવાનો
મરણ ધર્મી આ શરીર, સૃષ્ટી નિયમે નક્કી છે,
અવર એક ચૈતન્ય, શેષ તે સુખ મુક્તી છે
પ્રકૃતીની પ્રકૃતિ, વીકૃતી તે જીવવૂ છે,
વેદ શાસ્ત્ર ને આપ્ત, મરણ એવૂ બોધે છે
પરીત તે તો છે જ, શોક ના કરશે જડનો,
નદ ઇદીરા એમ લેજ ઉપદેશ સદાનો

ઇદીરાનન્દ. લલિતાનંદ પુ.

---

# નરરત્નશિરોમણિ સાક્ષર શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

सृजति तावदशेषगुणाकरं पुरुषरत्नमलंकरणं भुवः ।
तदपि तत्क्षणभङ्गि करोति चेदहह कष्टमपण्डितता विधेः ॥
ભર્તૃહરિ

વાચન-લેખનના કાંઈ પણ સંસ્કાર છતાં "સરસ્વતીચંદ્ર"નું નામ જેના કાનઉપર નહિ પડયું હોય એવો ગુજરાતી ભાગ્યેજ મળી આવશે પરિણામે એના લેખકના અકાળ દેહત્યાગથી જનસમુદાયમાં જે અત્યન્ત શોક પ્રસર્યો છે તે સ્વાભાવિક છે પરંતુ પ્રજાનો મ્હોટો ભાગ એમને એક અત્યન્ત રસીલી, બોધદાયક અને અપૂર્વ વાર્તાના લેખક તરીકેજ ગણે છે, અને દેશને એક વિખ્યાત નવલકથાકારની જ કેવળ ખોટ પડી હોય એમ સમજે છે

વિદ્યાદેવીની વિશેષ ઉપાસના કરનારાઓ એમની વિદ્વત્તા તથા એમના શાસ્ત્રાભ્યાસની પ્રશંસા કરે છે સાહિત્યના શોખીનો એમના કાવ્યો, એમની શૈલી, કલ્પનાશક્તિ, રસજ્ઞતા, મનુષ્યસ્વભાવ ઓળખવાની તથા આલેખવાની ખૂબી વિગેરેથી આકર્ષાઇ, "કવિ", "સાક્ષર શિરોમણિ" ઇત્યાદિ અતિઉચ્ચ ઉપનામદ્વારા પોતાનો ભાવ પ્રદર્શિત કરે છે "ગુજરાતી સાહિત્યનો એક મહાન્ સેવક ગયો" એમ કહી ગુજ્જગતનો સાક્ષરવર્ગ શોચ કરે છે

કેટલાક એવા પણ હશે કે જે સદ્ગતની કૃતિમાં આવી પણ વિશેષ માનનીય જોતા હશે ભરતખંડની આધુનિક સ્થિતિ ઘણી વિચિત્ર છે એક પાસથી દેશની પુરાણી સંસ્થાઓ, બીજી પાસથી પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારો એમના વિરોધથી કરીને આપણી સામાજિક, આર્થિક, ધાર્મિક અને રાજકીય અવસ્થા એવી તો ગુંચવણકારક થઇ પડી છે કે વાત નહિ આ જૂદા જૂદા વિષયમાં દેશની ઉન્નતિમાટે જે જે માર્ગ સ્વીકારાવા જોઇએ તે સબંધી ચર્ચા પણ હજી પૂરી થઈ નથી આ માર્ગનો નિર્ણય કરવા માટે અનેક સાધનોની જરૂર પડશે—અનેક મનુષ્યોના અભ્યાસ, બુદ્ધિ અને અનુભવની સહાયતા જોઇશે આ પ્રદેશમાં, એક વિદ્વાન્ હિંદવાસી કેવળ પોતાના પ્રયત્નથી અને પોતાની વિચારશક્તિથી જેટલું કરી શકે એટલું સ્વર્ગસ્થે કર્યું, એમ કેટલાક માને છે આપણી હાલની સ્થિતિ સબન્ધી જે જે અનિર્ણિત પ્રશ્નો (unsolved problems) છે ત્હેમનો નિર્ણય કરવામાં કોઈ પણ રીતની સરલતા પડે, એમ ઇચ્છી ત્હેમણે પોતાના લેખદ્વારા આ પ્રશ્નોનું પ્રજાને ભાન કરાવ્યું છે, અને પોતે તટસ્થ રહી ઉભય પક્ષ પ્રજાની સમક્ષ ચર્ચ્યા છે આ વિષયમાં એમણે લીધેલી મહેનતની ખરેખરી તુલના કરવાને હજી ઘણી વાર્તાની વાર છે પરંતુ હમણાં પણ એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાશે કે એમના લેખ પ્રસિદ્ધ થયા પછી ગુર્જરપ્રજામાં કાંઇક જૂદી જ જાગર્તિ જણાય છે તેમ જ, પરિણામે એમના પ્રયાસ બહુ કલ્યાણકારી થાય કે નહિ, તોપણ એમના હૃદયમાં દેશહિતસારૂ ઘણી તીવ્ર લાગણી હતી—હતી, સ્વદેશપ્રેમ હતો એ નિર્વિવાદ છે આ દૃષ્ટિએ જોનારને મહાન્ શાસ્ત્રચિન્તક, એક પરમહિતચિંતકને રૂપે જણાય છે મૂળ તો આવા પુરુષો જ વિરલ અને જે ગણ્યાગાંઠ્યા થયા ત્હેના ઉપર પણ કાળ પોતાની ક્રૂરતા વાપરે એ ઘણુંજ નિરાશાજનક છે એમની અમૂલ્ય સેવાનો પ્રજાને વિશેષ લાભ નહિ મળી શકે એમ જોઈ દેશની દાઝ જાણનારા ઘણાના હૃદયમાં ઊંડો શોક થાય છે

આ પ્રમાણે ભિન્ન ભિન્ન મનુષ્યોની ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જુદા જુદા શોકોદ્ગાર નીકળે છે અને એક રીતે જોતાં પ્રત્યેકમાં સત્યનો કાંઇક સમાવેશ થયેલો છે પરંતુ સદ્ગતના સહવાસમાં આવેલા કોઇપણ મનુષ્યને તરત લાગશે કે એમનું ચરિત્ર આટલેથી જ સમાપ્ત થતું નથી એટલુંજ નહિ પણ એમના ચરિત્રનો ખરા મહત્વનો ભાગ તો રહી જ ગયો છે સાક્ષર તરીકે,

દેશભક્ત તરીકે અને સાહિત્યક્ષેત્રના એક વીર તરીકે એમણે જે કીર્તિ પ્રાપ્ત કરી છે તે સર્વ એક પુરુષશ્રેષ્ઠ તરીકેની એમની મહત્તા આગળ ઝાંખી થઇ જાય છે એક મિત્રવર્ય લખે છે તેમ, ઉન્નત વિચાર તેમ જ ઉન્નત આચારનુ એ સશ્રયસ્થાન હતા એમનામા એટલા બધા સદ્‌ગુણો એકત્ર થયા હતા કે એવો સદ્‌ગુણસમુચ્ચય આ સસારમા ભાગ્યે જ દષ્ટિગોચર થાય છે ખરે, એમનુ જીવન કોઈ વિલક્ષણ જ સાધુતાથી અંકિત થયેલું છે બાલ્યાવસ્થાથી જ એમની કર્તવ્યપરાયણતા તથા નિસ્વાર્થબુદ્ધિ અદ્‌ભુત હતા, અને એમની જીવનકથાનુ જેને કાઇક પણ જ્ઞાન હશે, અથવા જે એમના કાઇક પણ સંબન્ધમા આવ્યા હશે હેમને આ ગુણ પ્રતીત થયા વિના રહ્યા નહિ હોય અનેક વિઘ્ન છતા માણસ પોતાનો મૂળ નિશ્ચય ત્યજે નહિ, ભય ને લાલચની ઉપેક્ષા કરી પોતાનો ઇષ્ટ માર્ગ જ સ્વીકારે એ ઓછા આશ્ચર્યની વાત નથી પરતુ એમના ઉપર પડી એવી આપત્તિઓ પડ્યા પછી પણ મનુષ્ય પોતાનુ હૃદય આવુ શુદ્ધ, આવુ સરલ અને આવુ શાન્ત રાખી શકે, એવા દાખલા તો ક્વચિત્ જ નજરે પડે છે છેક છેલ્લી ઘડીસુધી પણ એમનુ ચિત્ત એવુ જ સ્વસ્થ હતુ પૃથ્વી ઉપરની છેલ્લી ઘડીઓ પણ વેદાન્તસ્તોત્ર, ભગવદ્ગીતા અને ભક્તિ તથા જ્ઞાનના વિધવિધ પદોના શ્રવણમા જ વ્યતીત કરી ખરે, મહાત્મા જ!

આ જ સદ્‌ગુણોથી મનુષ્યની ખરી તુલના થવી જોઇએ આ જ સદ્‌ગુણોને લીધે એમને નરરત્ન કહેવામા કોઈપણ રીતની અતિશયોક્તિ નથી આ સદ્‌ગુણોની સહાયથી જ એમની બુદ્ધિ આવુ ઉત્તમ કાર્ય કરવા સમર્થ થઈ છે બુદ્ધિની પ્રતિભા અને હૃદયની સાત્ત્વિકતા—"સોનુ અને સુગન્ધ" આ બેના મહવાસથી જ એમનું ચરિત્ર જેવુ ઉત્તમ છે એવુજ પરમગમણીય પણ છે જે વિશુદ્ધિના પ્રભાવથી બર્ક અને ચેથામ્ જેવા મહાત્મા, પોતાની અન્ય અપૂર્ણતા છતા, હજીસૂધી પૂજનીય ગણાય છે, એવી જ જાતની વિશુદ્ધિ સદ્ગતમા પણ હતી "**there was something immeasurably greater than his mere exterior, which compelled wonder and admiration from every bosom" એમની શિથિલ, વિચારશીલ અને ક્વચિત્ હાસ્યમુખી આકૃતિમા કાઈ એવો જ પ્રભાવ વરસ્યો હતો! ન્હાના મહોટા સર્વને એનો અનુભવ થતો, અને સર્વ એમના પ્રતિ વધારે ને વધારે આકર્ષાતા જનસમાજ, વિવિધ સ્વભાવનો બનેલો હોવા છતા, અત્યારે એકમત થઇ એમના પ્રતિ જે ઉચ્ચભાવ દર્શાવે છે એ જ આનુ સમર્થન છે

આ મહાત્માએ આપણા ઉપર આટલા ઉપકાર કર્યા હેનો બદલો વાળવાનો શો રસ્તો છે? એમનાપ્રતિ માન તથા સ્નેહની જે લાગણી આપણામા ઉત્પન્ન થઇ છે એને યોગ્ય આપણે શુ કરી શકીએ? એટલુ કે, પોતાના લેખ તથા પોતાની કૃતિદ્વારા એમણે આપણને જે જે ઉપદેશ કર્યા છે તે તે સ્વીકારવા, તથા એમના મહાન્ ગુણો શોધવા અને શોધીને ગ્રહણ કરવા પરતુ જ્યારે કોઈ વિદ્વાનની બુદ્ધિમતી, સહૃદય્ પણ નિષ્પક્ષપાતી કલમથી એમની જીવનકથા લખાશે, ત્યારે જ આ હેતુ સિદ્ધ થઈ શકશે ત્યારે જ, જે ઉચ્ચ ભાવનાઓથી સદ્ગતનું જીવન વ્યાપ્ત થયુ હતુ તે આપણા હૃદયમા પૂરેપૂરી ઉતારી શકાશે દેશના કલ્યાણાર્થ સદ્ગતે જે જે પ્રયત્નો આરભ્યા છે તે તે સમજી એને અનુકૂલ ત્યારે જ આપણે થઇ શકીશુ આ જીવનકથામાથી સ્વદેશભક્તને નવીન જ ઉત્સાહ મળશે જીવનચરિતના અભ્યાસીને અભ્યાસને યોગ્ય એક નવુ જ સાધન પ્રાપ્ત થશે તેમ જનસમુદાયને મહત્વના બોધનુ એક નવુ જ દ્વાર ઉઘડશે ગુર્જર સાક્ષરવર્ગ આ વિષયમા સ્વર્ગસ્થપ્રતિનો તેમજ પ્રજાપ્રતિનો પોતાનો ધર્મ યથાર્થ પાળશે એ આશા—એ ઇચ્છા સફળ નીવડો

જૂનાગઢ
તા ૧૬ ફેબ્રુઆરી ૧૯૦૭

કાન્તિલાલ ચિ. છગનલાલ પંડ્યા.

## સાક્ષર શ્રી ગોવર્ધનરામ અને સરસ્વતિચંદ્રના ભણકારા.

"ગિરિસાગર અરણ્ય ને હવેલીયો જો,
સાધુ સંત, ચતુર્વર્ણ, પુરુષ ને સ્રીયો જો,
એ તો તરસ્યા છે સર્વ તુજ મધુતણા જો,
વાટ જુવે તાહરી લેવાને ઓવારણા જો,
ચમુ છત્ર એવું ઉડી ઉંચે સ્વર્ગમા જો,
ઉંડા ઘા જ પડ્યા 'હિંદના' મર્મમા જો"

ચંદ્રકાન્તના અનેકધા શ્રમ છતા સરસ્વતિચંદ્ર વાલ્કેશ્વરના બંગલામાથી એકાએક જતો રહ્યો તેમ જ પ્રોફેસર ગજ્જરના અનેક ઉપચારો છતા સાક્ષર શ્રી સર્વેને છોડી આપણી વચ્ચેથી સદાને વાસ્તે જતા રહ્યા એમના જીવન વિષે આર્ય વિદ્વાનોથી સંક્ષેપમા કે અતિ વિવેચનથી કંઈ કંઈક લખાયુ છે, હજી લખાશે ને વંચાશે પ્રસ્તુત વિષય ઉપર માહરે તો ઘણુ થોડુ લખવાનું છે

સાક્ષર શ્રીનીસાથે મને પ્રથમ પ્રસંગ ૧૯૦૫ ના જાનુઆરી મહિનામા પડ્યો મુંબઈની મેલ સાડા પાંચ ને સુમારે નડીઆદ આવી પ્હોંચી નેં સ્ટેશનથી ઉતરી માહરા પિતાશ્રીનો એમની જોડેનો આગળનો સંબન્ધ જાણી હું એમને મકાને ગયો સવારના પ્હોરમાં ઠંડીને વખતે મીઠી નિદ્રામાથી કોઈને ન ઉઠાડવા દુરસ્ત ધારી માહરો સામાન ઓટલે મુકાવી મેં મજુરને વદાય કર્યો સામાન મુકાવવાના ખખડાટથી સાક્ષર શ્રીએ 'કોણ છે' એમ પુછ્યુ 'કોઈ નહીં' ઉત્તર આપી, બારણું ઉઘાડી હું ઉપર ગયો તો ત્યા સાદા પણ સફેત ધોતીઆ, કમ્મરે ઉનનો પટો શરિરે પિળચટુ ગજીફરાક, માથે કાનટાકણી ગરમ ટોપી, પગે મોજા ને હાથમા પુસ્તક સાથે મને હળુ હળુ હિંચકો ખાતા સાક્ષરશ્રીના દર્શન થયા મેં પ્રણામ કર્યા ને મને યોગ્ય સત્કારથી જગા મળી. માહરા ઘણા જ નાનપણમા મને જોયેલો હોવાથી એઓ મને સ્વાભાવિક રીતે ઓળખી શક્યા નહીં પણ તે એમણે મને જાણવા દીધુ નહીં નાના પ્રકારના પ્રશ્નો પુછી હું કોનો પુત્ર તે જાણી લીધુ સારી સ્થીતિને પ્હોચ્યા પછી સાધારણ સ્થીતિમા આવી ગયેલા માણસોને ઘણાઓ ભુલી જાયછે એવો અનુભવ મને ઘણી વાર થયેલો પણ અહિંઆ તેથી ઉલટું જ મેં જોયુ 'તમારૂં જ ઘર છે કશી રીતે મુઝાશો નહીં' એવા શબ્દો મને કહેવામાં આવ્યા. ચાકરને બોલાવી માહરા સરસામાનની વ્યવસ્થા કરવા તથા દંતધાવન વિગેરેની સગવડ કરવા કહ્યુ દંતધાવન કરી રહ્યા પછી મેં ઓરડામા ફરવા માંડ્યુ ને પુસ્તકોનો મોટો સંગ્રહ જોયો વધુ સંખ્યા કાયદાના પુસ્તકોની હતી અને તે સિવાય તત્વજ્ઞાન, વિજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ વિગેરેના પુસ્તકો હતા દિવાલપર હિંદના હિતચિંતકો દાદાભાઈ, તેલંગ, મંડળીક, રાનાડે, રાજ્યનારી વિરલાઓ, ગવરીશંકર મણિભાઈ, મત સુખરામ, હરિદાસ, કવિશ્રી દયારામ, નવલરામ, લાઠીના ઠાકોરસાહેબ ને મણિલાલ તથા પ્રો ગજ્જર વિગેરેની છબીઓ દૃષ્ટિગોચર થઈ આ સવથી તદ્દન જુદી પડતી, જોનારનું મન આકર્ષતી, ગંભીર અને લાવણ્યવતી એક પ્રતિમાપર માહરી દૃષ્ટિ પડી. પાછળથી જાણવામાં આવ્યુ કે પતિગૃહને પારકાના ઋણમાથી પોતાનું ધન આપી મુક્ત કરવા થયેલી સૌભાગ્યદેવી" જેવી સતી સાધ્વિ બેન લીલાવતી હતી પાશ્ચાત્ય પ્રજામાં આવાં રત્ન કેટલા હશે કયાં હશે તે વિચારવાનું વાંચનાર તને જ સોંપવાન વાન્તવિક ધાર ૯

થોડીક વારમા ઘરનુ સહુ મડળ ઉઠયુ ને ગુણસુદરીના કુટુમ્બજાળનો મને અનુભવ થયો રાજ્યકારભારમા પરોવાયેલા બુદ્ધિધનથી ઘરના કામકાજમા લક્ષ અપાતુ નહીં તેવુ અભ્યાસ અને દેશહિતના કામમા રોકાયલા સાક્ષરશ્રીમાં મેં અનુભવ્યુ અને તે ભાર ગુણસુદરીની માફક લલિતા માસીને ઉઠાવતા મેં નિહાળ્યા અતિથિની બાબતમા સરસ્વતિચદ્રના પ્રથમ ભાગમા વર્ણવેલા બુદ્ધિધનના ઘરનો મને પૂર્ણ અનુભવ મળ્યો અને છોકરાથી તે ચાકર લગી સર્વેને મેં સભ્યતા અને વિવેકથી ભરપુર જોયા ઘરના પાછલા ભાગમા અતિથિના સત્કાર વાસ્તે એક ખાસ ઓરડો રાખવામા આવ્યો હતો ત્યા મને મુકામ અપાયો પ્રખ્યાત રવિવર્માના હાથથી ચીતરાયેલી શૂરવીર શિવાજી મહારાજની રોનકદાર ઘોડાપર સ્વાર થએલી તથા કૉન્ગ્રેસના પ્રમુખોની ત્યાં પ્રતિમાઓ હતી પ્રસગોપાત બ્હાર્નુ કાઢી એમાં વ્યવસ્થા બરાબર છે કે નહીં તે જોવા સાક્ષર શ્રી આવતા તથા 'શેઠ આવ્યા તો કે નાખો વખારે' એવુ એમના ઘરમા થાય નહીં તે પર ધ્યાન આપતા, નોકરોને ઘણા ધીમા કંઠથી સૂચનાઓ આપતા તથા કહ્યાં માફક થયુ કે નહીં તે ગમે તે પ્રસગે જોઇ જતા વાતચિતમા પણ સર્વે જાતની અનુકૂળતા છે કે નહીં તે જાણી લેતા દેવસેવામા ઘણો ખરો વખત ગાળતા તથા 'ફાવે તો આશ ને ન ફાવે તો ત્રાસ'થી કુટુબના માણસો તથા નોકરો પાસે કામ કઢાવી લેતા લલિતામાસી પણ અતિથિની બાબતમાં પૂર્ણ લક્ષ આપતા

સાક્ષર શ્રી પોતાનો ઘણો ખરો વખત વાંચવામા ગાળતા જે વાચતા તેની ટુક નોંધ લઈ લેતા અને કોઈ વિદ્વાન મિત્ર એમને ત્યા આવતા ત્યારે રવિવાર પાળતા ફુરસદને વખતે નીચે ચોકમા નાનાથી મોટા સર્વેને સુવર્ણપુરના મહારાજાના અમાત્ય બુદ્ધિધનની માફક એકઠા કરતા, કોઇને રીઝવતા, કોઇને ખીલવતા, કઇ કઇ પુછતા, બોધ કરતા, વિનોદ આપતા, ન બોલતાને બોલાવતા, રમુજેર વાતો કરતા, ચર્ચા ચલાવવા દેતા ને તે પૂર્ણ જોશથી ચાલી હોય એટલામાં નાના છોકરા જેમ એક ટકોરાથી રમકડાનો કિલ્લો તોડી પાડે છે તેમ એક વાક્યથી સર્વેને મ્હાત કરતા, અને તેમા બુદ્ધિનુ લેશ પણ અભિમાન દેખાતુ નહીં સાધુ સતને આદરમાન આપતા ને ગરીબનો તિરસ્કાર ન કરતા સાક્ષર શ્રીમા મોટામા મોટો ગુણ મેં એ જોયો કે એમને કોઇને વાસ્તે પણ દ્વેષભાવ હતો નહીં. દરેક બાબતમા મનુષ્યના ગુણને જ નિરખતા. કદાચ કોઇક વિષયમા એમના કરતા બીજાનો મત વિપરીત જોતા તોપણ તે મત સાભળી યા વાચી અક ળાતા નહીં હાલના કેટલાક વિદ્વાન તથા મ્હાન પુરુષોની માફક અકળાયા વગર, તેનો ઉત્તર દેતા ચર્ચા પુરી થતા બધુ વિસરી જતા ને દ્વેષભાવ મનમાં રાખતા નહીં એવા રત્નો કોઇક જ હશે એ રત્નને પણ ઉપાધિઓ ખમવી પડી, વ્યાધિએ પણ તેટલું જ દુ ખ આપ્યુ અને ભાગ્યહીન હિંદને,—

"નરરત્ન કઈ મુજ દેશવિષે, બહુ આધિ વ્યાધિ ઉપાધિ સહે."

એ શબ્દોનુ સ્મરણ કરાવ્યુ એ વ્યાધિ વખતે આ ભાગ્યહીનને છેલ્લો મેળાપ થયો તે છેલ્લો જ થશે એવું કલ્પનામાં પણ ન્હોતું છતા ઉપલી લીટી સાભરી આવવાથી હૃદય ભરાઈ આવ્યુ ને અશ્રુ રોકાયા છતા રોકાયા નહીં દેવસેવામા નિમગ્ન રહેતાં લલિતામાસી સ્વામિ સેવાને ઉત્તમ ને શ્રેયકર માની પોતાને શરીરે ઘણું જ વાગેલું હોવા છતા ખાટલા પાસે બેસી રહેતા, વખત મળે પ્રભુનુ નામ રટતાં, કોઇક વાર છાના છાના અશ્રુ પાડતા, પતિના હુકમને માથે ચઢાવવા મુરૂજી ઉપરાત કોઇક વાર સુઇ જતા, કોઇક વાર 'મને તો આરામ છે પ્રભુ તમને આરામ આપે' એવો જવાબ વાળતા, રાતદિવસ જાગૃત રહેતા ? ક્ષુધા કે તૃષાની દરકાર

ક્યારેના જમીનપર પડી રહેતા. આવા વ્યાધિમા નિદ્રા તો સ્વપ્નમાં પણ શી રીતે હોઇ શકે પણ આરામ મળ્યો ન મળ્યો ને સાક્ષર શ્રી પાસુ બદલતા કે સ્હેજ ઉધરસ ખાતા કે તરત જ પતિપ્રાણા લલિતામાસી ખડા થઇ જતા, મોંમાથી પડતો ઓઢ ઝીલી લેતા ને પતિનુ દુખ પોતાને મળે એવુ પ્રભુપાસેથી માગી લેતા હિંદની કેટલી આર્યમાતાઓ ને ભગિનિઓ આવી યાચના કરતી હશે તે વાચનાર તાહરાથી અજાણ્યુ નથી. મનની મનમા રહી ગઈ ને દૈવે જુનો જ માર્ગ પસદ કીધો, ને હવે એમનો દેહ પડવાથી અનેક સભામા,

"રસ રમ્ય કંઈ કહિ ને કંઇક શુદ્ધ સાક્ષરો
મળી વીંટાઈ પુછતા ઉદાત્ત ચદ્ર ક્યા ગયો"

વળી આ હૃદય કહે છે કે,

'વનરાજ ગયો, શુર હાય ગયો, ધન શુન્ય હવે વનરાજ જતા'
અને જે ઘર આનદનુ ભુવન હતુ વિદ્યાનુ સ્થાન હતું ત્યા આજ,—
"એક જ આશા એક જ દૃષ્ટિ, એક જ ભક્તિ, સર્વ સ્થળે,
રાજયોગી રચી ચાલી ગયા, ઇષ્ટ છબી પાછળ રવડે"

એવો દેખાવ મન આગળ ખડો રહે છે, તરવરી કરે છે, શરીરમા રોમાચ ખડા કરે છે, હૃદયને શૂન્ય બનાવી નાંખે છે ને હવે તો કુસુમસુદરીની માફક સાગર શ્રીની બાબતમા હિંદને નીચે પ્રમાણે કહેવાનુ રહ્યુ છે એવુ આ હૃદય ધારે છે

"ગિરિ શિખરે, ઘનમા ને નભમા ઉંચો તુ ઉડશે જ્યારે,
સૂર્ય બિમ્બથી સળગી ઉતરતા કર અબાર વિશે જ્યારે,
સુવર્ણ પક્ષની જશે ભભક ભળી, તે સમય તુજ કીર્તિને,
જોઈ જોઈ પૃથ્વી પરથી પુજીશુ ઉરમર્મથી અનુમોદીને"

રાજેંદ્ર.

## સ્વર્ગસ્થ સાક્ષરોત્તમ ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી.

"Life, when it is *real*, is *not* evanescent, it is *not* slight, does *not* vanish away, every noble life leaves the fibre of it interwoven for ever in the work of the world by so much evermore, the strength of the human race has gained"
*Ruskin*

એવુ કહેવાય છે કે અર્વાચીન કાળમાં લેખક અને તત્ત્વવેત્તા તરીકે પ્રથમ પંક્તિમાં મૂકી શકાય તેવા કાર્લાઇલને જ્યારે જર્મનીના સુપ્રસિદ્ધ કવિ અને લેખક ગીટીના જીવન ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવવા વિનતી કરવામાં આવી ત્યારે તેણે એવો પ્રત્યુત્તર વાળ્યો હતો કે "કોઇપણ વસ્તુનું અવલોકન કરવું હોય ત્યારે તે વસ્તુ કરતાં સહેજ ઉંચા ઉભા રહીને જોવી

સારી રીતે તેનુ અવલોકન કરી શકાય છે તેવુ જ સારૂં અવલોકન તે વસ્તુની માત્ર સમીપ ઉભા રહેવાથી કરી શકાતું નથી, તેથી ગીરીના જીવનનુ અવલોકન તેનાથી ઉચ્ચતર સ્થિતિમા ઉભા રહ્યા વિના બરાબર કરી શકાશે નહિ " સ્વર્ગસ્થ સાક્ષરોત્તર ગોવર્ધનરામને ઉદ્દેશીને પણ તે ઉક્તિ યથાર્થ કહેવાશે તેમના જીવનનું અવલોકન જેઓ તેમના સમાનવયસ્કો, અથવા સહાધ્યાયીઓ હોઇને તેમની સાથે ગાઢ પરિચયમા આવેલા છે તેઓ જેવી સારી રીતે કરી શકશે તેવી જ સારી રીતે અન્યથી થઇ શકશે નહિ કોઇ ગુરુના ચરણારવિન્દ સમીપ બેસીને કોઇ શિષ્ય વિદ્યાભ્યાસ કરતો હોય તેવો સબધ તેમનો અને મારી વચ્ચે હતો એમ કહેવાયે, અને તેટલા જ કારણથી કાવાઇલની ઉક્તિ પ્રમાણે સ્વ ગોવર્ધનરામના જીવનનું અવલોકન કરવા હું શક્તિમાન થઇશ નહિ તેમના દર્શનનો અને તેમની સાથે વાતચિત કર્યાનો લાભ મને ફક્ત દશેક વાર જ મળ્યો હશે એમ હું માનુ છુ, તથા આટલા ટુકા સમાગમે આ બાલશિષ્યના હ્રદયમા જે અનેક પ્રકારની ઉપયોગી છાપો પાડી છે તે જ તેમના જીવનની ઉચ્ચ સ્થિતિનુ મને સહજ ભાન કરાવે છે પોતાના આત્માનું અને પોતાના કુટુબનું કલ્યાણ ઇચ્છવામાં પોતાનું જીવનસાફલ્ય સમાઈ રહ્યુ છે એવુ સમજનાર આ દુનિયામા અનેક પુરુષો થઈ ગયા હશે, પરતુ પોતાના આત્માનુ અને તે સાથે પોતાના કુટુબનું કલ્યાણ ઇચ્છ્યા ઉપરાંત જનસમાજનુ-પોતાના દેશનું-કલ્યાણ ઇચ્છવામા પોતાના જીવનનો ધર્મ સમાયેલો છે એવુ મનમાં દૃઢ સમજનાર સ્વ ગોવર્ધનરામ જેવા પુરુષો આપણા દેશમા વિરલ થશે પોતાના દેશની સેવા બજાવવાની ખાતર પોતે સ્વાર્થ પરિત્યાગ કરવા કેવા તત્પર હતા-તેના દૃષ્ટાતરૂપે એમ કહેવાય છે કે મુબાઈમાં વકીલાતના ધધાની-જાહોજલાલી-ભોગવ્યા બાદ પોતે જ્યારે નડીયાદમાં નિવૃત્તિવાસ કર્યો તે વખતે કચ્છભુજના દિવાન સાહેબનુ મહાન્ પદ સ્વીકારવા તેમને વિનતિ કરવામા આવી હતી ત્યારે તેમણે તે પદ સ્વીકાર્યા કરતા વાનપ્રસ્થાશ્રમમા જ રહીને દેશસેવા વધારે સારી રીતે બજાવી શકાશે એવુ ધારીને ના પાડી હતી સ્વાર્થપરિત્યાગનુ દૃષ્ટાત આથી વધારે સારૂ બીજુ કયુ હોઇ શકે! વળી અગ્રેજીમાં લખાતા "ઇસ્ટ એન્ડ વેસ્ટ" નામના આપણા ગના એક માસિક પત્રમા તેમના લેખ પ્રકટ થતા હતા, તે સબધી એક દિવસે તેમની અને મારી વચ્ચે સહેજ વાત નિકળી હતી ત્યારે મેં તેમની સમક્ષ નમ્રતાથી પ્રશ્ન મૂક્યો હતો કે 'એ પત્રમા આપના લેખ પ્રસિદ્ધ થાય છે તે ખાતે રિવાજાનુસાર પારિતોષિકનો આપ સ્વિકાર તો નહિ જ કરતા હો ને!" મારા પ્રશ્નનો પ્રત્યુત્તર વાળતા તેમણે મને કહ્યુ કે "ઇસ્ટ એન્ડ વેસ્ટ" મા પ્રથમ મેં કશુ સ્વીકાર્યું નહોતુ કારણ તે વખતે તે પત્ર માત્ર તેની બાલ્યાવસ્થામા જ હતુ તેથી તેની કનેથી આધારભૂત કારણ લેઈ લેવુ મને ઉચિત લાગ્યુ નહિ, તેમ જ પાછળથી જ્યારે, તે પત્રની ચઢતી થતી ગઈ ત્યારે જ્યારે મને આપવા માડ્યુ ત્યારે મેં તે તો સ્વીકાર્યું નહિ પણ તે જ માસિકપત્ર મૂલ્યવિના મને મળે એવી શરત કરાવી!" મારા અલ્પ અનુભવથી હું એટલુ તો દૃઢતાપૂર્વક કહી શકુ છુ કે જેટલો સમય આપણે તેમની સાથે વાતચિત કરવાનો મળતો હતો, તેમાની એક ક્ષણ પણ એવી જતી નહોતી કે જેમા આપણે તેમની તરફથી-રાજકીય, ધાર્મિક, નૈતિક, વા સાસારિક-એવા હરકોઈ વિષયનો સાર ગ્રહણ કર્યો નથી એમ કહેવાય

"Every moment, spent in conversing with him clearly indicated, to us the richness of his imagination, the depth of his understanding (learning) and the universality of his genius"

'સાધારણ સ્થિતિમા જીવનનો નિર્વાહ કરનાર માબાપને ત્યાં જન્મ લેઇને, માત્ર પોતાની જ નૈસર્ગિક બુદ્ધિના પ્રભાવવડે પોતાને અને પોતાના કુટુબને ઉચ્ચતર સ્થિતિએ પહોંચાડનાર પુરુષોમાંના તે એક હતા. આ દુનિયામા આજન્માત્ પ્રત્યેક મનુષ્યને માથે નાના પ્રકારના ક્લેશ, ઉદ્વેગ અને વ્યવસાયાદિક આવે છે તેમ તેમને માથે પણ આવ્યા હશે તથાપિ તેવા સમયે ધૈર્ય ધારણ કરીને પોતે પોતાનો માર્ગ કેવા શાંત ચિત્તથી કાઢ્યો હતો તે વાત તેમના જીવનવૃત્તાંત જાણનાર પુરુષોને વિદિત જ હશે અગ્રેજી સુપ્રસિદ્ધ કવિ શેકસપીઅર વિષે એવું કહેવાય છે કે તેના ઉત્તમ પુસ્તકોએ, તેનું નામ આ દુનિયામા અમર કર્યું, અને જર્મન લેખક ગીટીવિષે એમ કહેવાય છે કે તેના નામે તેના પુસ્તકોને અમર કર્યાં છે આ બન્ને ઉક્તિઓનું મિશ્રણ સ્વ ગોવર્ધનરામ અને તેમના "સરસ્વતીચન્દ્ર" મા થયેલુ છે સ્વ. ગોવર્ધનરામની અલૌકિક—ચૈતુરી—બુદ્ધિવડે સરસ્વતીચન્દ્ર જેવુ ઉત્તમ પુસ્તક રચાયું અને વિખ્યાતીમા આવ્યું, અને "સરસ્વતીચન્દ્ર" જેવા અનુપમ પુસ્તકે તેમની કીર્તિને વિશેષ ઉજ્જ્વલ કરી આ દુનિયામા અનુભવાતાં અનેક પ્રકારનાં સુખ, દુખ અને ઉપાધિઓનું યથાર્થ દર્શન ગ્રથકર્તાએ "સરસ્વતીચન્દ્ર" માં આપણને સાક્ષાત્ આપ્યું છે આધુનિક સમયમા આપણા ગુજરાતમાં પ્રચલિત એવા રાજકીય, સાંસારિક, નૈતિક અને ધાર્મિક રીતરિવાજોનું ચિત્ર તેમણે એ પુસ્તકદ્વારા આપણી સમક્ષ ચિતર્યું છે અહો! તે પુસ્તકમાના પ્રત્યેક બનાવ કોઈ ચિતારાએ ચિત્રરૂપે આપણી સમક્ષ મૂક્યા હોય તો શું! એમ સહજ ઉદ્ગાર કોઇક વાર થઈ આવે છે! અગ્રેજી લેખક સર મેથ્યુ આર્નોલ્ડે ગીટીને ઉદ્દેશીને જે ઉક્તિ વાપરી છે તે જ ઉક્તિ સ્વ ગોવર્ધનરામને ઉદ્દેશીને વાપરી શકાશે અને કહેવાશે કે "he saw life steadily and saw the whole of it." તેમણે જીવનસ્થિતિનો અભ્યાસ સ્વસ્થ ચિત્તે કર્યો હતો એટલું જ નહિ પણ જીવનસ્થિતિનું અવલોકન તેમણે પૂર્ણ રીતે કર્યું હતું જેમ બગાલામા કેશવચન્દ્રસેન, ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર, સુરેન્દ્રનાથ, ટાગોર, મુંબાઈ ઈલાકામાં દક્ષિણમા—મહર્ષિ રાનડે અને તેલંગ, અને ગુજરાતમા નવલરામ, નર્મદાશંકર અને મણીલાલ જેવા નીરરત્નો થઈ ગયા તેઓની પક્તિમા તે મૂકાશે અને તેમના સ્વર્ગગમનથી આપણા દેશને તેમા મુખ્યત્વે કરીને ગુજરાતને ભારે ખોટ પડી છે રસ્કીનના શબ્દોમા કહીશું તો "પ્રત્યેક, મનુષ્યનુ જીવન જો તે સત્ય હોય એટલે સત્યને માર્ગે—સન્માર્ગે—દોરવવામા આવ્યું હોય તો તે કદાપિ નષ્ટ—લોપ—થતુ નથી સન્માર્ગે દોરવાયેલુ જીવન—પ્રત્યેક જીવન—આ દુનિયામા એક ચિરસ્થાયી તંતુરૂપે છે, અને તે જીવન આપણા જીવનની સાથે એવું જોડાઈ ગયેલુ રહે છે કે તે જીવનથી આપણી દુનિયાને એટલે અંશે લાભ થયો છે એમ માનવુ પડશે." સ્વ ગોવર્ધનરામનું જીવન પણ સન્માર્ગે દોરવાયેલુ હોવાથી તેવા જ પ્રકારનું ઉત્તમ હતુ અને તેથી તેમના વિરહથી તે આપણામાથી અદૃશ્ય થયા છે તેમ માનવાનું આપણને કારણ રહ્યું નથી તેમનો સત્ય, જીવનચ, જોબનચ અને તે કરેલી ચોટમાં તો ચોવચ્ચન્દ્રદિવાકરૌ આપણી સમક્ષ જ રહેશે!

તેમના સવગુણસંપન્ન આત્માને પરમકૃપાળુ પરમાત્મા કૈલાસમા ચિરકાળ શાતિ આપો એવી આપણી તેને સતત પ્રાર્થના હોવી જોઇએ

છેવટ અમેરિકન કવિ લોંગફેલો સાથે વદીશુ. કે—

"Lives of great men often remind us,
They make our lives sublime,

And departing leave behind them,
Footprints on the sands of time'

૨૬-૨-૧૯૦૭ }
અમદાવાદ }

જ્ઞાનભક્તિ.

---

## સ્વપ્ન.

કચ્છ રણના કિનારા ઉપર આવેલા કોઇએક પ્રદેશમા ઉદરનિર્વાહઅર્થે પડેલા મારા દેહે ફેબ્રુઆરી માસની તારીખ દશમીને રોજ લગભગ પ્રાત કાળના સમયમા આશરે ચારેક વાગ્યાને સુમારે નિદ્રાદેવીને દૂર કરી અને આવેલા સ્વપ્નથી ભ્રમિત થએલું મન આ ક્ષણભગુર સસારરૂપી સમુદ્રના મોજાઓ ઉપર આલોચન કરવા લાગ્યુ અવ્યવસ્થિત થએલા મગજમા અનેક ભણકારા થયા અને બહારની ઓસરીમા મને કોઈ બોલાવતું હોય તેમ જણાયુ ઉઠી બહાર નજર કરી પણ કોઈ જ નહિ માત્ર પહેલી રાતના તોફાન અને સુસ્વાટ મારી રહેલા પવનને બદલે શાતતા સર્વ ઠેકાણે પથરાએલી જોઈ તથા સ્હેજસ્હાજ ઠડી જણાઈ સર્વ શાત હતું પાછો ફરી પથારીમા પદરેક મીનીટ સુધી આળોટતા ફરી સ્વપ્ન યાદ આવ્યુ અને તેની સાથે વિજળીના ચમકારાની માફક મગજમા એકદમ ન અનુભવેલો ચમકારો થયો અને તેની જ સાથે પેટી ઉપર પડેલા કાગળ તથા પેન્સીલ ઉપર નજર પડતા આવેલા સ્વપ્નનો ઉતારો કરવા વિજળીવેગે વિચાર થયો

"હુ કોઇ એક સમુદ્ર કિનારા ઉપર આવેલા સુદર બગલાના મ્હારા કોઇ એક નહિ જોએલા, નહિ અનુભવેલા, નહિ ઓળખતા સદ્‌ગૃહસ્થ સાથે વાતોમાં હતો અમે બને કાઈક 'સરસ્વતીચદ્ર' કાઈક 'સ્નેહમુદ્રા' આદિ ગ્રથો ઉપર તથા તેમના કર્ત્તાવિષે તથા તેમના સાધુ જીવનના આચરણ વિષે વાત કરતા હતા

એકાએક અમે બેઠેલા ભુવનને બદલે કાઈ નવીન જ સ્થળ અનુભવ્યુ અને એકાએક વાદ વિવાદમા પડેલો ગૃહસ્થ દૃષ્ટિગોચર થયો હવે હુ એકલો પડ્યો નવીન સ્થળ કાઈ વિચિત્ર પ્રકારનુ જણાયુ, અને પાસે મેજ ઉપર પડેલી ચોપડીઓની ઉપર મારી નજર ગઈ એકાદિક લઈ ઉઘાડી પાછી બધ કરી ત્યા જ મુકી બીજી લીધી, ત્રીજી લીધી, એમ અનેક પુસ્તકો જોયા, માત્ર જોયા જ, અને પાછા તે જ સ્થિતિમા મુક્યા સ્વસ્થ થઈ હિંચકા ઉપર બેઠો ત્યાં એક સાધુવેષમા પવિત્ર મૂર્ત્તિના દર્શન થયા હિંચકાની પછવાડે આવી મારા માથા ઉપર હાથ ફેરવી આશીર્વાદ દેતાં ફુલની માફક તેમના મુખમાથી શબ્દ નિકલ્યા "ક્યારે આવ્યો" શબ્દ કર્ણદ્વારા મગજમા જઇ પહોંચતાં જ તરત હિચકા ઉપરથી ઉઠી તે પવિત્ર મૂર્તિ તરફ જઈ સવિનય દ પ્ર કર્યા અને ફરી "આશીર્વાદ" એ શબ્દનો આભાસ થયો થએલા પ્રશ્નનો ઉત્તર "ગઇકાલે રાતની મેલમા આવ્યો" એમ આપ્યો. શરીર સ્થિતિ વગેરે તબીયતના સમાચાર પૂછી અનેક વાતો કરવા લાગ્યા અનેક શિખામણો આપી, આખરે દેહકલ્યાણનો માર્ગ સૂચવી, તથા મારાં ગૃહની વ્યવસ્થાનો હિસાબ રાખવાની સૂચના, વખત મળતા નાઈ સમય વાચવામા ગાળવો, કરકસર કરી ગરીબ સસાર કેવીરીતે નિભાવવો એના અનેક ઉદાહરણો આપી

દુઃખના સમયમા કેવી રીતે ધીરજ રાખવી, વિગેરે કેટલીએક અમૂલ્ય સૂચનાઓ મારે લાયક હતી તે તેમણે મને જણાવી દીધી

થોડી વાર થતા તેમના પુત્ર રમણીયરામ હાથમાં પુસ્તક ને પુસ્તકના વચાળામાં કાગળ મુકેલું લઈ આવ્યા અને આશ્ચર્ય સહિત એકાએક ઉદ્ગાર કહાડ્યો "કોણ અક્ષરશંકરભાઈ! તમે ક્યારે આવ્યા?" આનો ઉત્તર તેમણે જ દીધો "હા, એ ગઈકાલે રાત્રે આવેલો છે નીચે તેના આવ્યાની ખબર કરજે" હું મળીને ઉપર આવ્યો છુ એમ જણાવ્યુ અને તેની જ સાથે બધી વાત બદલાઇ, ક્યા રમણિક, ક્યા તે આનંદ પમાડતુ સ્થળ, અને ક્યા તે સુશિક્ષા આપનાર દેહ! રમણિક, તથા તે પવિત્ર દેહ સાથે તે સ્થળ જ અદ્રશ્ય થયુ અને એકાએક હુ ચોપાટી ઉપર આવેલા ચર્નીરોડ સ્ટેશનની પછવાડેના સુંદર બાગમાં બેઠેલો માલમ પડ્યો અને ત્યાં ફરવા લાગ્યો ત્યા વળી એક પર્ણકૂટી જણાઈ જેમા હળવે જઈ જોતા એક મૂર્તિના દર્શન થયા માથે શ્વેત કપડાની ટોપી, તથા શ્વેત મલમલનુ ઝીણું પેરણ અંદર એક ગંજીફરાગ, પગમા મોજા તથા શ્વેત સુંદર ધોતીયા ઉપર કેડે ફ્લાનલનો મફો વિંટેલો હતો, બાજુમા પાવડીઓ હતી હું અંદર ગયો જે વેળાએ એ સાધુ મહાત્મા પ્રાણાયામ કરતા હતા તેમને જોતા ચમક્યો અને આ અહિં ક્યાંથી એવો વિચાર થયો કાંઈક પ્રશ્ન કરવા જતો હતો પરંતુ અચક્યો અને પ્રાણાયામ કરતા અડચણ ન પડે જાણી બાહાર આવી બાકડા ઉપર બેઠો તરત જ હું તે બાકડો તથા તે પર્ણકૂટિ સાથે ઉંચે હવામા ઉડ્યા અને એક ભયંકર જંગલમા જઈ પડ્યા આ બધુ જોઈ ગભરાયો સાધુમૂર્તિ મને કાંઇ કહેતા અદ્રશ્ય થયા અને હું પોકેપોક મુકી રોયો, "અશ્રુપાત કર્યો" અને અશ્રુપાત થતાં એકાએક જાગૃત થયો. જાગૃત થતાં બધુ સ્વપ્ન જણાયુ મનમાં ઉદાસીન વૃત્તિ અનુભવવા લાગ્યો એ મૂર્તિના દર્શન શા થવા! વળી તેની સાથે વાત ચિતનો પ્રસંગ તો! વિગેરે વિચારતાં મન અતિ ગ્લાનિ પામ્યુ દેહ ધ્રુજવા લાગ્યો અને મસ્તક વિચાર તથા ગુચવારાના વમળમા પડ્યુ અને તે મૂર્તિને હાથે તેમના જ પવિત્ર સદ્ગત થઇ ગઈ ભગિની અ સૌ સમર્થલક્ષ્મીને ત્રીજા ભાગમા અપાયલી "નિવાપાંજલિ"ની બીજી લીટી તરત જ યાદ આવી-કે "હતી ન હતી કરી દીધ ફુલવાડી મૂખે પવનની ફૂકે"

## ઉપરના સ્વપ્નસાથે સબંધ.

ઉપર જણાવેલા સ્વપ્નમાં સાધુમૂર્તિના દર્શનનો લાભ મને એમના સ્વર્ગવાસ થવા બાદ આટલે દિવસે થયો તે તેના વૃત્તાંત ઉપરથી કળી શકાય તેમ છે સાધુ તથા સાદુ જીવન ગાળનાર, પવિત્ર અને નિ સ્પૃહ વૃત્તિઓને જ ધારણ કરનાર સરસ્વતી દેવીના જ કેવળ ઉપાસક, યથાર્થ જ્ઞાની, એક સમયે મુંબઇની હાઇકોર્ટના માનવંતા વકીલ, બારીસ્ટર અને જડજોના સ્તુતિ પાત્ર થએલા, તથા શ્રી ગુર્જર માતાના પુત્રોને "સરસ્વતીચંદ્ર" "સ્નેહમુદ્રા" "લીલાવતી જીવનકળા" આદી નાના મ્હોટાં પુસ્તકોની પ્રસાદીવડે મન હરણ કરનાર સાક્ષરવર્ય સ્વ શ્રી ગોવર્ધનરામ હતા તેમનો સબંધ મારા ગરીબ કુંટુબ પ્રત્યે સગપણની રાહે ઘણો જ નજીક છે તેમ તેઓ મ્હારા તેમ જ મ્હારા ગરીબ કુટુબના પાલક પિતા હતા, એમ કહું તો આગળ પડતું કોઈપણ કાળે કહી શકાય તેમ નથી તેમનો અગાધ સ્નેહ, નિકટ સબંધ તથા અમૂલ્ય બોધ જે તેઓ વારંવાર આપતા હતા અને અમારું સર્વનું છત્ર હતું તે અકાળે શ્રી પરમાત્માની મરજીથી તેમના પ્રત્યે તેમની પાસે જ વાસ કરવા ગયુ છેલી ઘડીએ સમુદ્રની હવા પસંદ કરનાર મહાત્માની મરજી મુજબ સમુદ્રના મોજાની ઠંડી લહેરો વચ્ચે સદાને વાસ્તે સમુદ્રકિનારે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી શ્રી સચ્ચિદાનંદ પરમાત્મામાં લીન થયા-અદ્રશ્ય થયા આ

હવે તેમના પુસ્તકો સબધે કાઇક સક્ષિપ્તમા લખીએ છપાયલા તથા ન છપાયલા, અપૂર્ણ તથા પૂર્ણ એવી રીતે તેમના લખાણના વિભાગ પાડી શકાય સ્નેહ-મુદ્રા એ એક મૃત-પ્રિયા ઉપર લખાએલ પદ્ય છે **સરસ્વતીચંદ્ર**—કે જેને નાનોદધિ કહેતા કાઈ અતિશયોક્તિ ન કહેવાય—તે પુસ્તક પદર વર્ષમા લખાયુ આ પુસ્તક કેવા કેવા સયોગો વચ્ચે પ્રસિદ્ધિમાં આવી શક્યુ તે ઉપરથી પણ બોધ મળી શકે છે પહેલો ભાગ કે જે તેમના પોતાના જ શબ્દોમા કહીએ તો ‘For the multitude and general novel reading public જનસમુદાય અને નવલ કથા વાચનારાઓને માટે જ સૂજાયલો છે તે ઈ સ ૧૮૮૭ મા પ્રકાશમા આવ્યો તે સમયે એ વકીલાતની પરીક્ષામા ઉત્તીર્ણ થયા હતા અને વરિષ્ઠ અદાલતમાં પોતાનો વ્યવહાર આરભ્યો હતો બીજો તથા ત્રીજો ભાગ તેમના વ્યવહારના ઉત્કૃષ્ટ સમયે રચાયલા છે બીજો ભાગ ‘For females’ સ્ત્રીવર્ગ વાસ્તે છે તથા ત્રીજો ભાગ ‘Political men and aspirers’ રાજદ્વારી મનુષ્યો વાસ્તે નિર્માણ થયેલો છે ચોથો ભાગ ઘણા જ વિઘ્નો પછી પ્રકાશમા આવી શક્યો હતો ત્રીજા અને ચોથા ભાગની મધ્યમા અતિશય અતર રહેલો છે ચોથો ભાગ વ્યવહાર નિવૃત્ત થયા પછી લખાયો છે તેમને અતિશય ભયાવહ વ્યાધિ તેમની કનિષ્ઠ પુત્રીના લગ્ન પછી લાગુ પડયો હતો જેમાથી તે પુન સ્વસ્થતા પ્રાપ્ત કરી શકશે કે નહિ તે અત્યત અનિશ્ચિત્ હતુ આવા સમયમા તેમને વિચાર તરગ ઉદ્ભવ્યો કે ‘મારાથી જો સરસ્વતી-ચદ્ર પુરો નહિ થઈ શકે તો મારે માથે એક Public debt જનઋણ રહી જશે’ આવા સમયમા લખવાનુ શરૂ કર્યું ઈશ્વરેચ્છા જય પામી અને તે સ્વસ્થ થયા સ્વસ્થતા પ્રાપ્ત થયા પછી કાર્યનો પ્રવાહ અવિચ્છિન્ન અને નિયમિત રીતિએ ચાલુ જ રહ્યો અને અતમા ૧૯૦૧ ના વર્ષમા નૂતન વર્ષને દિવસે તેનુ ફળ પ્રકાશમા આવ્યુ ચોથો ભાગ દરેક મનુષ્ય વાસ્તે નથી તે તો ફક્ત ‘For the fortunate few અથવા તો ‘Learned few’ આ આગળીને ટેરવે ગણાય તેવા પડિતોને વાસ્તે જ છે આ ઉપરથી આપણે શિક્ષણ લેવા યોગ્ય શુ છે તે સમજાયુ તો હશે શુ તેમનો ઋણ વિશેનો વિચાર અનુકરણીય નથી? કેટલાક માણસો આ પોતાનો ધર્મ સમજે છે! અરે સમજીને તેવુ વર્તન તો કેટલાક જ રાખે છે! વિઘ્નોથી નિરાશ ન થતા મનને ઉત્તજીત કરવુ એવા પ્રકારનુ આ ચોથો ભાગ શિક્ષણ આપે છે તેમનુ કહેવુ એમ હતુ કે ‘ આ મદવાડ જો ન આવ્યો હત તો પરમાત્મા જાણે કે ક્યારે આ ચોથો ભાગ લખાયો હત એમની નિવૃત્તિના સમયમાં તે ફરી ફરીને ભાષણો પણ આપવાની પ્રવૃત્તિ આનદથી સ્વીકારી લેતા વિલ્સન પાઠશાળામા તેમણે ‘The Classical poets of Gujarat’ ‘ગુજરાતના પ્રાચીન કવિઓ’ ઉપર એક વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપ્યુ હતું ગુજરાત પાઠશાળામા પણ બે વખ ઉપર ‘The Higher Brahmanism in ancient India’ અત્રેની ‘હિંદુ યુનિયન ક્લબ’ની માલામા The mental attitude towards Politics’ ‘રાજદ્વારી વિષયો તરફ માનસિક વલણ’ તથા ‘પ્રાચીન હિંદમા ઉચ્ચ બ્રાહ્મણત્વ’ એ વિષયો ઉપર નિબધ વાચ્યા હતા બીજા અનેક નિબધો તે વાચતા તેમાનુ સાહિત્ય પરિષદ્‌ના અધ્યક્ષ તરીકેનુ ભાષણ તથા “‘દયારામનો અક્ષરદેહ’ અથવા ‘દયારામ જયતી’ એ તો અનુપમ જ સ્થાનને યોગ્ય છે

નિવૃત્તિ નિવાસમા પણ તે કેવી રીતે પોતાનો સમય વ્યતીત કરતા તે જાણવુ કાઇક ઉપયોગી છે એમ વિચારીને તેમની દિનચર્યા આપવી યોગ્ય લાગે છે સવારના સમયે ત્રણ ચાર વાગે ઉ

દીને એકાદ બે કલાક યોગાભ્યાસમા લીન થતા તથા પ્રાત કાળના આઠેકના સમયે અધ્યયન શરૂ કરતા, તે પ્રભાત થતા વર્તમાનપત્રો તથા આવેલા કાગળો વિગેરે વાંચતા પોણો કલાક વ્યતીત થતો પુન અગીઆર સ્હાડાઅગીયાર પર્યંત અભ્યાસમાં નિમગ્ન રહેતા અને ભોજન સમયે જમીને બે કલાક નિદ્રા લેતા ત્રણથી સ્હાડા ચાર પાચ પર્યંત પુન અભ્યાસ ચાલતો અને પશ્ચાત્ વિદેશના કાગળો ઇત્યાદિ કાર્ય આટોપાતા બાકી રહેતા સમયમા કોઈ મળવા આવેલા સાથે વાગ્વિનોદ કરતા અથવા કવચિત્ ગામ બ્હાર ફેરવા જતા સાયંકાળે સાતેક વાગે ગૃહમા આવાગમન થતું અને પુન યોગમા મગ્ન થતા કલાકેક પછી દુધ પી અને કલાકેક વાચીને શયન કરતા આવી રીતે કાળનુ નિગમન થતુ હતું

તેમના અપૂર્ણ ગ્રંથોમાનો એમના અંત સમયે જે લખાતો હતો તેનુ કાંઈક દર્શન કરીએ એ ગ્રંથ જો પૂર્ણ થયો હોત તો સરસ્વતીચંદ્રે જેમ તેમને આ દેશના લોકમાં વિખ્યાતિ અપાવી છે તેવી રીતે તે ગ્રંથે તેમને પાશ્ચાત્ય પ્રજામા કીર્તિવાન્ કર્યા હત એ નિઃશંક છે તે ગ્રંથને વાસ્તે તેમણે સાધનનો સચય કરવામા નિવૃત્તિ પછીનો મુખ્ય કાળ ગાળ્યો હતો પણ તે કાર્યના પ્રસ્તાવના તથા બીજા સાડેક પૃષ્ઠો લખાયા, પરતુ પ્રારબ્ધવશાત્ તે અપૂર્ણ રહ્યુ . તે કાર્ય અંતસુધી કરતા હતા જ્યારે શય્યાવશ વર્તવાની સ્થિતિ પ્રાપ્ત થઇ ત્યારે નિરૂપાય તે કાર્ય માથી નિવૃત્ત થયા તેમના કહેવાપ્રમાણે જો પ્રતિદિન એકેક પ્રકરણ દશ બાર પૃષ્ઠોનુ લખાયુ હત તો ચાર માસનુ કાર્ય હતુ પણ ઈશ્વરેચ્છા બલીયસી થઈ અને

## 'મનના રથ તે મનમા જ વહ્યા.'

હવે તેમના ભિન્ન ભિન્ન પ્રકારના વિષય ભોગપ્રતિ દૃષ્ટિપાત કરીએ સાહિત્યના વિષય ઉપરાત તેમને ગાનનો શોખ હતો નિઃસંશય છે કે ગાન એટલે નાટક વિગેરેના ગાયન નહિ પરતુ પ્રાચીન ભજન વૈરાગ્ય વિગેરેના પદો ઉપર તેમને અત્યત પ્રીતિ હતી અને તે પ્રીતિ તેમના સરસ્વતી ચંદ્રના પૃષ્ઠોમા વિવિધ જગ્યાઓએ દૃષ્ટિપથમા આવતા લોક ગીત ઉપરથી સહજ મનમા આવી શકે તેમ છે વિશેષમા ગૃહે આવતા ભિક્ષુક-વર્ગમા પણ કેટલાક સારગી લઇને તથા કેટલાક કાંઈ પણ વાદ્ય શિવાય ગાવામા મગ્ન થઈ જતા લોકને પૈસા અથવા તો ધાન્ય આપીને સતુષ્ટ કરીને ગવડાવતા તે ઉપરથી તેમની પ્રીતિ પ્રતીત થાય છે. પ્રાચીન ગીતો તે તેમના સ્વર્ગસ્થ માતુશ્રીપાસે શીખ્યા હતા આ અંતિમ મંદવાડમા પણ તેમના અ. સૌ બ્હેનકને કવચિત્ કવચિત્ ગવડાવીને આનદ મેળવતા હતા તેમને પોતાને પણ ગાન આવડતુ હતું અને સમયપરત્વે શ્લોકો વિગેરે ગાતા હતા સાયંકાળે ભોજન કર્યા પછી ગૃહમા બાળ વર્ગને એકત્ર કરીને તેમને ઉપદેશ આપતા તથા વિધવિધ રીતિએ પોતે પણ તેમની સાથે રમત ગમતમા ભાગ લઈ આનદ મેળવતા અને બીજાને આપતા. સક્ષેપમા કહીએ તો પોતે છોકરા સાથે છોકરૂ થતા

વિશેષમા જાણવાથી આશ્ચર્ય ઉત્પન્ન થશે કે તે પોતે એક પ્રકારના વૈદ્ય હતા હોમીઓપેથી નામની આંગ્લરીતિએ દવા કરતા હતા. તેમનુ તત્સબધી જ્ઞાન એટલુ તો વિસ્તૃત હતુ કે પોતાના ગૃહમા જ સર્વ બાળક વર્ગને તથા સ્ત્રી નોકર વિગેરેને તે જ આપતા, એટલુ જ નહિ પરતુ નડીઆદમા એક તે જ દવાના ઔષધ શાસ્ત્રમા કુશળતાસૂચક પદ્વી ધરાવનાર ડાક્ટર તેમની સલાહ વારવાર પુછતા અને તેઓના ઉત્તરથી સમાધાન પામી પોતાની આશ્ચર્ય વૃત્તિ અને સતોષ બતાવતા તેમને પ્રાણવિનિમય તથા સત્વવિનિમય ( hypnotism &c ) વિગેરે વિદ્યાનુ પણ યત્કિંચિત્ જ્ઞાન હતુ યોગનો તો પ્રતિદિન અભ્યાસ ચાલુ જ હતો પોતે એક જ્યો-

**તિષી** હતા. આ ઉપરથી સિદ્ધ થશે કે તેમને તે વિદ્યામા શ્રદ્ધા હતી હાલમા જ્યોતિષીઓ જેમ ઉદરનિર્વાહ નિમિત્ત માથામા ટિપ્પણ ખોસીને ગૃહે ગૃહે યાચતા ફરે છે તથા સ્ત્રીવર્ગને છેતરે છે તેવાઓમા એમને શ્રદ્ધા હતી એમ કહેવાનુ તાત્પર્ય નથી હાલના સમયના જ્યોતિષીઓ ખરી વિદ્યા જાણતા જ નથી કાઇ સે'જ સાજ જાણે છે, પરતુ તેના બધા તત્ત્વો જાણતા નહિ હોવાથી તેમની ગણત્રી સત્ય નીવડતી નથી એમ તેમનુ માનવુ હતું

હવે તેમની વિચારમાળાનુ અવલોકન કરીએ અર્વાચીન સુધારકોના મુખ્ય સિદ્ધાતો (પુનર્લગ્ન, જ્ઞાતિભજન) ના તે અનુયાયિ નહોતા પરતુ બાળલગ્નની વિરૂદ્ધમા હતા માત્ર તે બોલીને જ બેસી રહેતા નહિ, પરતુ વ્યવહારમાં પણ તેનો ઉપયોગ કરતા તેમના પોતાના કુટુબમા એક પણ બાળલગ્ન કોઈ બતાવી શકશે નહિ તેમના વૃદ્ધ પિતાશ્રીની ઇચ્છા એવી હતી કે તેમના મૃત્યુ પ્હેલા સ્વ રા ગોવર્દ્ધનરામભાઇ, પોતાના ચિરજીવીને લગ્નના પવિત્ર ગ્રથીબધનથી બધાય તો જોઈ આખ ઠારે સ્વ રા ગોવર્દ્ધનરામ ભાઇએ પોતાના સિદ્ધાતને આવે સમયે ઉંચે ન મુકતા પિતાને વિનયપુરસર લાભ હાનિનુ દર્શન કરાવી પોતાના મતમા લીધા અને પિતાની ઇચ્છાનુ પાલન કરવા પોતાના પુત્રનો વાગ્દાન સબધ એવી કન્યા સાથે કર્યો કે તેમના સિદ્ધાતને બાધ આવે નહિ તેમનો મત લગ્ન વિષયમાં એવો હતો જે વર તથા કન્યા વચ્ચે પાચ વર્ષનો અતર તો હોવો જ જોઇએ અને વધારેમા વધારે પદર વર્ષ, તેથી ઉપરાંત નહિ તેવી જ રીતિએ કન્યાની બાબતમા પણ પિતાએ અતર રાખીને જ કામ કરવુ જોઇએ વિવાહ કરવાના વિષયમા એમનો મત એવો હતો કે જ્યારે ગૃહસ્થાશ્રમ શરૂ કરે તે વખતે પુરુષની સ્થિતિ એવી જોઇએ કે પોતે પોતાનો નિર્વાહ સારી સ્થિતિએ રહીને કરી શકે નિવાહ પુરતુ વિત્તોપાર્જન કરવાની શક્તિ જોઇએ

**સ્ત્રીકેળવણી**ના વિષયમા તેમનો મત એવો હતો કે લગ્ન પ્હેલા પિતાએ શિક્ષણ આપવુ લેખન, વાંચન, ગૃહોપયોગિ વ્યાવહારિક ગણિત શાસ્ત્ર વિગેરેનુ શિક્ષણ શાળા તરફથી અથવા સ્ત્રીશિક્ષક પાસે અપાવવુ લગ્ન પછી પતિને યોગ્ય લાગે તેવી વિદ્યા ગમે તો સસ્કૃત, આગ્લ વિગેરે શિખવે શિવણ, ભરત, ગુથણ તથા પાકશાસ્ત્ર વિગેરેનુ જ્ઞાન તો અવસ્ય જ, હોવુ જોઇએ આ સર્વનુ પ્રતિબિબ **લીલાવતી જીવનકલા**મા છે

**વિદેશગમનપ્રતિ** તેમને અભાવ નહોતો તે સિદ્ધાતના એક ઉત્કટ અનુયાયિ હતા વિદેશગમન શા અર્થે કરાય છે તે પ્હેલા જાણી લેવુ એમ એમનુ માનવુ હતું ક્વચિત્ ધારા શાસ્ત્રના અભ્યાસી તરીકે, ક્વચિત્ અમુક વિષયમા નિપુણતા મેળવવા માટે, ક્વચિત્ ધધાર્થે તથા આનદ જ ભોગવવા અર્થ મનુષ્યો પરદેશ ગમન કરે છે અમુક ધધાના કેળાવિજ્ઞાનાર્થ પરદેશ ગમન કરવુ તે તેમના વિચાર પ્રમાણે ઉત્તમ હતુ અમુક વ્યાપાર ત્યા શીખી, પોતાના દેશમા પ્રવેશ કરાવવાની શક્તિ પ્રાપ્ત થયે, સ્વભૂમિમા તેના યત્રો ગોઠવી અને વ્યાપારનો આરભ કરવો એ શ્રેષ્ઠ છે માત્ર આનદ અર્થ ગમન કરવુ એ મિથ્યા કાળક્ષેપ કરવા જેવુ તેમને લાગતું પરતુ ત્યા જવા ઇચ્છનારની યોગ્યતાનો વિચાર કરવો એ તેમના વડિલોનું પ્રાથમિક કર્તવ્ય છે જનાર મનુષ્યનામા દૃઢતા, હૃદયબળ, સ્વદેશાભિમાન વિગેરે ગુણો હોવા જોઇએ પુ. તે મિતવ્યયી જોઇએ તત ગમન કરવા પહેલા સારાસાર, ગુણદોષ વિગેરેનુ નિષ્પક્ષપાત રીતિએ તેમાનુ મનન કરવુ જોઇએ અહીં રહીને તે કાર્યસિદ્ધ થઇ શકશે કે કેમ? ત્યા જવાથી વિશેષ લાભના પ્રમાણમા ધનવ્યય ઉચિત છે, કે નહિ? વિગેરે અન્ય સર્વ વાતનો પરિપૂર્ણ વિચાર કર્યા પછી પરદેશ ગમનનો નિશ્ચય કરવો એમ તે માનતા

જ્ઞાતિભોજન વિશે તેમનું કહેવું એમ હતું કે '—— —— —— સ્મૃતિ
મુક્તાસ્મૃતે નવવર્ગ ' પરંતુ કોઈક વિકટ સમયે અમુક નિયમ
કદાપિ તોડતા નહિ તેની સાથે તેમનું જ્ઞાતિના
જનોને મ્હોટે કહેવાને સંકોચાતા નહિ એક સમ સ્પષ્ટ
ભાષણમાં કહ્યું કે 'સમય આવે હું બ્રાહ્મણના હાથનું ખાઉં છું દુધનું પાણીનું નહિ' પરંતુ આથી વધારે ભીમોત્ધન તેમણે કદાપિ કર્યું નથી ગૃહે મદવાડના સમયમાં પણ નાહ્યા વગર પાણીનું તે જમ્યા નથી સર્વને ઉપદેશ પણ એનો જ દેતા કે ' હું તો ઉપાય રહિત હોવાથી આટલી સ્વતન્ત્રતાનો ઉપયોગ કરૂં છું પરંતુ આપણા ધર્મનો સંપ્રદાય શો છે તે તમારાથી અજાણ્યો નથી તે પ્રમાણે જ વર્તન રાખજો એક મહવધાર્થી મિત્ર સાથે આ ઉપર વાત ની કળતાં તેમણે કહ્યું હતું કે ' વિનાયન જઈ આવીને ન્યાતમાં આવવાને પ્રયત્ન શા માટે કરવો? એક અન્ય ન્યાત કાઢવી તેમાં કોઈને આવવા દેવા વાસ્તે પ્રતિબંધન રાખવો પુનશ્ચ, જ્ઞાતિભજન,—સહ ભોજન કરનારા મનુષ્યો વિગેરેની એક જુદી શાખા કાઢવી તેમાં ને તેમાં જ લગ્ન કરવા. કેટલાક એમ કહે છે કે અમે તો જ્ઞાતિની પરવા કરતા નથી પરંતુ છોકરા રહ્યા તેમને શું કરીએ તેવી પ્રાયશ્ચિત કરીને પણ ન્યાતમાં પ્રવેશ કરવો પડે છે ' આ ઉપરથી તે પરદેશગમન વિરૂદ્ધમાં હતા એમ કોઈ કહેશે, પરંતુ તેમનો મત ઉપર જણાવ્યા પ્રમાણે હતો '

એ વર ઉપર East and Westમાં The l.r.stone of Domestic Economy' ઉપર લખેલી લેખમાળામાં જ્ઞાતિભોજન વિગેરેની સંસ્થા મનન અને તત્ત્વત દેવા ઉપયોગી પાયા ઉપર રચવામાં આવેલી હતી અને તેમને જો આધુનિક સંયોગો પ્રમાણે સારા પાયા ઉપર મૂકવામાં આવે તો તેમનાથી કેટલું સામાજક કાર્ય સિદ્ધ થવા સંભવિત છે તેનું તેમણે ઘણા જ પ્રયાસપૂર્વક દર્શન કરાવ્યું છે સારાંશ સમાર સુધારા વિષયે તેમના વિચારોનું મુખ્ય વળણ અત્યાચારના ખડકથી સંભાળ રાખવા પ્રતિ હતું અને પ્રત્યેક સવાલના સાધક બાધક પ્રમાણો આધુનિક સંયોગો અને ધારેલા સુધારાની પ્રસ્તુત તાત્પર્યતા અને મર્યાદા વિગેરેનું પૂર્ણ વિચાર કરી અમુક મત નક્કી કરવાનો તેમનો ઉપદેશ હતો સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં અવિભક્ત અને વિભક્ત કુટુંબ પદ્ધતિ માટે ચંદ્રકાન્ત-ઉદ્ધતલાલ તર્કશંકર વિગેરેના પત્રોદ્વારા જે ચર્ચા ચલાવવામાં આવી છે તે દૃષ્ટાંત તરીકે આપી શકાય અને તેમનામાં કોઈપણ સવાલના સર્વપક્ષ સાથે તાદાત્મ્ય કરી લઈને તે પક્ષનો અનુવાદ કરી તે માંહેનો આગ્રહાનો વચક આગળ સ્પષ્ટતાથી મુકવો એ તેમની શક્તિ, કોઈને પણ આશ્ચર્યચકિત કર્યાવિના રહે નહિ અને તેથી તેમનું ગૃહીત પ્રતિપક્ષપાદન કૌશલ્ય (advocacy) કેવું સૂક્ષ્મ અને ઉચ્ચ પ્રકારનું હતું તે જણાશે એ આખો ભાગ ઘણો જ સરસ અને ગુજરાતી ગદ્યની પ્રગલ્ભતા અને ગૌરવતાનો ઉત્તમ નમુનો છે, અને તેનું તે ઉત્તમત આદર્શ હતા

તેમના વેશમાં—વસ્ત્ર વિગેરમાં તે અત્યંત સાદા હતા નડિયાદનાં હવા પાણી તેમની પ્રકૃતિને રૂચિકર ન હોતા નડિયાદની હવા શિયાળામાં અતિશય શીત તથા ઉન્હાળામાં અત્યંત ઉષ્ણ હોય છે તેમને ચાંદિવાનું દર્દ હોવાથી શિયાળાની ઋતુ માફક ન હોતી ઉન્હાળામાં પોતે આરોગ્યાવહ સ્થળમાં જતા એમને બહુશઃ મુંબાઈમાં જ જીવન ગાળેલું હોવાને લીધે નડિયાદના હવા પાણી અરૂચિકર નીવડે તે સંભવિત છે.

અને તેમના ધર્મ સબંધી કાંઈક લખીએ તો અનુચિત નહિ કહેવાય. પિતૃધર્મ વૈષ્ણવ હતો પરતુ તેમને મન હિન્દુધર્મ, શૈવમત વિગેરે સઘળા એક જ હતા અને સર્વ મત પરમાત્માના ભિન્ન ભિન્ન રૂપ હતા બેસતા, ઊઠતા તેમના મુખમાથી પરમાત્મા શબ્દ વારવાર સ્ખલિત થતો હતો લીલાવતી જીવનકલામા તેમનો ધર્મ સ્પષ્ટ રીતે નીચેના શબ્દોમા બતલાવેલો છે એમ તે કહેતા 'લ્હેરીબાના વ્હેમી દેવ, દાદાજીના પ્રભુ તથા મોટાકાકાના પરમાત્મા' આ જ ઉદાત્ત પરમાત્મરૂપ બુદ્ધિ સુદરગિરિ ઉપરના સરસ્વતીચંદ્રના રૂપમા સ્વત અવતરતી હોય તેમ વાચકને ભાસ થયા વગર રહેશે નહિ તે શકરમતના અનુયાયી હતા માત્ર શુષ્ક વેદાન્તી નહિ પણ વેદાન્તનો વ્યવહારમા પણ ઉપયોગ કરનારા તત્ત્વવેત્તા હતા તે જે કાંઈ કરતા તે શુદ્ધ હૃદયથી જ કરતા કદાપિ પણ મનમા કલુષતા રાખીને કરતા નહિ

હવે તેમની ગૃહસૂત્ર ચલાવવાની રીતિનુ દર્શન કરીએ વડિલનુ આજ્ઞાપાલન એ પ્રથમ ધર્મ તેમના પિતાશ્રી જ્યારે માંદા હતા તે વખતે તેમણે ઇચ્છા પ્રદર્શિત કરી હતી કે તેમના ગૃહના દેવને પ્રતિષ્ઠા કરીને મંદિરમા પધરાવવા

પિતાની આજ્ઞાનુ પાલન તેમણે કર્યું અને મદિર પિતાના દેહ વિલય પછી બાર માસમાં જ બધાવવા માડ્યુ એમને પૂજ્ય અને વડિલજન ઉપર અનુરાગ હતો જેને આપણે ભક્તિ કહીશુ આ ભક્તિના એકાદ બે દૃષ્ટાત અસ્થાને નહિ કહેવાય તેમના અતિમ મદવાડ વખતે તેમને જોવાને તેમના વડિલ રા મન સુખરામભાઈ મુબાઈથી નટપુર આવ્યા હતા. આવતાં વાર જ 'ગોરધન'ને જોવાને તેમના શયન ગૃહમા પ્રવેશ કરીને જેવુ તેમણે આસન લીધુ કે તરત જ શય્યામાથી ઊઠીને સાષ્ટાગ દડવત્ પ્રણામ કર્યાં (અન્ય સમયે તો બે ત્રણ માણસની સાહાય્યા શિવાય ઉઠી પણ શકતા નહિ ) પછીથી રા મન સુખરામભાઇએ એમની પાસે આવવુ બધ કર્યું અને માત્ર બ્હારોબ્હાર જ ખબર પૂછીને સતોષ માનતા સ્વ રા ગોવર્દ્ધનભાઇને ખબર પડતા તેમણે તેમને બોલાવીને પૂછ્યુ કે 'તમે કેમ આવતા નથી' ત્યારે તેમણે પ્રત્યુત્તર દીધો કે 'તું જો વિવેક ન કરે તો હુ આવુ' આ શબ્દો સાભળતા જ તે ગદ્દદ કંઠે બોલ્યા કે 'શુ તમે આ વિવેક વૃત્તિને લીધે છે એમ સમજ્યા?' એમણે કહ્યુ 'ના શુદ્ધ મનનુ છે પરતુ આવે વખતે શિથિલતા વધારે થઇ જાય વાસ્તે સાવચેતી રાખવી' લોકરીતિ પ્રમાણે નાનાભાઇના ગૃહનુ કાઇ ન લેવાય તેમ જાણીને રા ગોવર્દ્ધનરામભાઇએ મોકલેલા વ્યવહારોપયોગી સામાનની રા મનસુખરામભાઇએ ના પાડી ત્યારે તેમણે પોતાના નાનાભાઇ, રા નરહરિરામ, સાથે તેમને સદેશો કહાવ્યો કે "Tell him these are my last services to you" 'મારા તરફથી આ તેમની છેલ્લી જ સેવા છે એમ કહો' અને તેમ થતા તેમણે તેનો સ્વીકાર કર્યો મુબાઇમા આવ્યા પછી ભાવનગરવાળા રા વિઠ્ઠલદાસભાઈ તેમને જોવાને આવ્યા હતા તે દાક્તરોના કહેવા પ્રમાણે માત્ર બ્હારથી જ ખબર પૂછીને ચાલ્યા જતા હતા. પરતુ તે સ્વ રા ગોવર્દ્ધનરામ ભાઇને ખબર મળતા તેમણે આસપાસના સ્નેહિ વર્ગને કહ્યુ કે મારે તેમને એક વખત જોવા છે શુ નહિ જોવા દો? એમણે તો મા બહુ જ ભર્યું કર્યું છે રા વિઠ્ઠલદાસભાઇ અંદર આવતા પ્રણામ કર્યાં અને ગદ્દદ થઇ ગયા પરતુ ઉચ્ચાર કરી શક્યા નહિ આ તેમની ભક્તિ તે દુ ખી જનને આશ્વાસન આપતા વય અને જ્ઞાનમા બાળક તેમ જ સમાન જન ઉપરનો અનુરાગ તેને આપણે સ્નેહ કહીશુ સર્વની સાથે માયાળુ રીતે તથા શુદ્ધ પ્રેમથી વર્તતા અને કોઇની ઉપર દ્વેષ બુદ્ધિ રાખતા નહિ તેમને અસત્યનો બહુ તિરસ્કાર હતો તથા સત્ય ઉપર પ્રેમ હતો.

ગૃહસંસારમાં તેમનું નોકર સાથેનું વર્તન પણ અનુકરણીય છે નોકર વર્ગની એકાદ બે, નાની ભુલ માફ કરતા અને પુનઃ જો તે માણસ તે જ કાર્યમાં અસાવધ માલમ પડતો તો દંડ કરતા દંડ માત્ર નામનો-ત્રણ ચાર રૂપિઆના પગારદાર હને દંડ કેટલો લેવાય! એક પૈસો, બે પૈસા તો હદ થઈ આજ્ઞાનુરક્ત મનુષ્યોને વારંવાર પ્રસંગ જોઈને પારિતોષિક આપતા તથા વચનથી પણ પ્રોત્સાહન દેતા આ અંતિમ પ્રસંગ। જ્યારે મુંબાઈ આવવાનું નિશ્ચિત થયું ત્યાં એક નોકરને-મુનિમને-પોતાની પાસે બોલાવીને કહ્યું કે 'હું મુંબાઈ જાઉં છુ તો ખરો ઈશ્વરેચ્છા હશે તો પાછો આવીશ પરંતુ કદાચિત્ ને ન અવાય તો તું નોકરી કરીશ કે રજા લઈશ?' આવો પ્રશ્ન પૂછવાનું કારણ માત્ર એટલું જ હતું કે તેને માત્ર સ્વ. રા. ગોવર્દ્ધનરામભાઈ સિવાય ગૃહમાં બીજા કોઈ સાથે બનતું નહિ તેણે જવાબ દીધો ભાઈ, હું તો રહીશ.' સ્વ રા ગોવર્દ્ધનરામભાઈએ પોતાના ચિરંજીવીને પાસે બોલાવીને પૂછ્યું 'તું આ માણસને રાખીશ કે રહડીશ ' જવાબ મળ્યો કે 'હું રાખીશ આવી રીતે વારંવાર પરોક્ષ-અપરોક્ષ ઉપદેશ આપતા તે જ સમયે પોતાની સમાનવયના મનુષ્યો સાથે સંયુક્ત કુટુંબમાં કુસંપ તથા કલેશ ચાલે છે તે સંબંધમાં વાત નિકળી હતી 'કડવા હોયે લીંબડા, શીળી હોયે છાંય, બોલકણા હોય બાંધવા, તોય પોતાની બ્હાય' સંપ રહે ત્યાં સુધી તો ઉત્તમ, પરંતુ ન જ રહે તો પછી વિયુક્ત થઈ જવું એ જ ડહાપણ ભરેલો માર્ગ છે એમ તે માનતા કાકા, ભત્રિજા, મોટાભાઈ, નાનાભાઈ, વિગેરે વચ્ચે ક્રમશ ભાઈ કે પિતા જતા વારંવાર કલહ થાય છે, તેવી રીતે અમુક વ્યક્તિને ઉદ્દેશ્યાવિના સામાન્ય મજ્ઞામાં વાતચિત કરતા કે જે ઉપરથી પાર્શ્વસ્થ સંબંધીઓ તથા બાળકો સંપ રાખતા શીખે અને ઉચ્છૃંખલ થઈ ન જાય

એ પોતે બહુ જ નિખાલસ દિલના તથા સરલ સ્વભાવના હતા પોતાની ભુલ થતા તરત જ કબુલ કરતા એક વખતે તેમની કનિષ્ઠ પુત્રીએ કાંઈ ભૂલ કરી ત્યારે તેની માતાએ તેને ઠપકો દીધો તથા પિતાએ પણ કાંઈ કહ્યું ત્યારે તેણે જવાબ દીધો કે 'મ્હોટાકાકા, મારી તો ભુલ થઈ પરંતુ ન્હાન પણમાં તમે મને એવી ભુલો અનેકવાર કરતા કેમ મારી નહિ અને વારી નહિ જો તેમ કર્યું હોત તો આજે ભુલ ન થાત ' આ ભૂલ કાંઈ ગંભીર પ્રકારની નહોતી સ્વ રા ગોવર્દ્ધનરામ ભાઈએ શાંતતાથી ઉપદેશ આપ્યો કે 'બ્હેન તે મ્હારી ભૂલ પણ હવે તારામાં તારાપણું ક્યારે કે જ્યારે પોતાની મેળે તું સુધરે ત્યારે' પ્રત્યેક મનુષ્યના દોષ તેને મ્હોંએ જ કહી દેતા. તેમના આવા સરળ તેમ જ સ્પષ્ટવાદી સ્વભાવને તેમનામાં કેટલાક મનુષ્યો દોષપાત્ર ગણતા હતા તેવી જ રીતે એક સમયે પોતે ભોજન લેતા હતા. એમના ભોજનમાં માત્ર બે રોટલી દૂધ તથા ભાત અને કિંચિત્ શાક એટલાનો જ સમાવેશ હતો તેમની પ્રકૃતિ મંદ હોવાને લીધે બીજું કાંઈ જ ખાતા નહિ 'રખેને મને નડે' એવી તેમના મનમાં ભિતી રહેતી તે દિવસે ભોજન વાસ્તે અમુક પદાર્થ તરફ તેમને વૃત્તિ થઈ અને તરત જ હસી પડ્યા કોઈકે હસવાનું કારણ પૂછ્યું કે, 'કેમ હસ્યા?' જવાબ મળ્યો કે 'મને ખાવાની રૂચી કોઈ દિવસ ન થતા આજે થઈ જ્યાં માટે તે વૃત્તિ દાબવી જોઈએ એમ એક વખત છૂટ લેતા અનેક સમય લેવાનો લોભ થાય તેવી જ રીતે આચાર વિચારસંબંધે પણ તારે સમજવું '

શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હર-શિરે,  
પડવા માંડેલી પડી પાછી! ટકી ન, હર! હર-શિરે શુભ્ર૦  
પડી! ગિરિપર, ઉચ્ચ ગિરિવર સુધી પડી એ પાછી—  
અવનિપર આળોટતી ચાલી ધુળવાળી ઘણી થાતી શુભ્ર૦

ચલાવી નિવૃત્ત થવા વિશે હતા એમના વિચાર રાષ્ટ્રીય સમાજ વિશે શા તથા કેવા હતા તે એક સહજ પ્રશ્ન છે તેમના કહેવા પ્રમાણે પ્હેલુ Charity begins at home તેવી રીતે ગૃહને સારી સ્થિતિમા લાવ્યા પછી, ગામનુ, દેશનુ પછી સમગ્ર દેશનુ એટલે દુનિયાનુ, ભલુ થાય તેવુ કર્તવ્ય કરવુ જોઇએ એમણે પોતે પણ તેવી જ રીતે વર્ત્તન રાખ્યુ છે સરસ્વતી-ચંદ્રે પોતાના દેશનુ ભલુ કર્યું છે તથા Physics in India' એ સર્વ દેશીય ભલુ કર્યું હત અને પણ કર્યુ હતુ ! એમ જ કહેવાનો સમય આવ્યો આવી રીતે પોતાનુ કર્તવ્ય પોતાના વિષયમા પુરૂ થયા પછી નિવૃત્તિ નિવાસનો સ્વીકાર કર્યો હતો અને તેનુ અંત સુધી પરિપાલન કર્યું હતું निर्वाहः प्रतिपन्नवस्तुषु सतामेक हि गोत्रव्रतम्। अगीकृत सुकृतिनः परिपालयन्ति થોડા મનુષ્યો વિચારમા ને વિચારમા સમય વ્યતીત કરી નાખેછે ! કેટલા વિચારનુ આચરણ કર્યા પછી અંત સુધી તેનું ગૌરવ જાળવી રહેછે ? આ અવાંતર કથન પછી રાષ્ટ્રીય સમાજના વિષય ઉપર તેમનો મત જોઇએ તેમનુ કહેવુ એમ હતુ કે 'મ્હેં સાર્વજનિક જીવન ગાળ્યુ નથી કારણ દેશ સેવા કરનારા ઘણા પુરુષો છે પરતુ જે કાર્યનો ભાર મ્હેં મારા માથા ઉપર લીધો છે તે કાર્યમા હું એકાકી જ છુ મારા જેવા અન્યસો મનુષ્યો જો આ ક્ષેત્રમા કામ કરે તોપણ અંત આવે કે કેમ તે સશય પડતી વાત છે અન્ય કારણ મારી પ્રકૃતિનું અધારણ છે તે એની તો સહજ શિથિળ છે કે મારામા ચલન વલન કરવા જેટલી પણ શક્તિ નથી પોતાની પ્રકૃતિની શિથિલતા વાસ્તે તેમને અમુક કારણો હતા પરતુ ગૃહમા યુવક મડળના મન ઉપર વ્યાયામની આવશ્યકતા ઉપર સચોટ છાપ પાડી હતી એમના ચિરજીવીની શરીર સ્થિતિ ઘણી સારી છે તે તે જાણતા અને તેમને કહી જ મુક્યુ હતુ કે પ્હેલા શરીરને સાચવજો પછી સર્વ કાર્ય કરજો શરીર શિવાય બધુ વૃથા છે જ્ઞાનમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ કે જેઓ માત્ર માનસિક કાર્યમા જ દિવસ ગાળે છે અને કિંચિત્ પણ વ્યાયામ લેતા નથી તેમને શુ આમાથી બોધ નહિ મળે ?

અને સ્વ રા ગોવર્દ્ધનરામભાઈ કઈ ચોપડીઓ કયા વિષયને લગતી વાચતા હતા તે જાણવાથી ઉપયોગિ થઇ પડશે રા ગોવર્દ્ધનરામભાઈ અંતના સમયમા યોગ ચરક-સુશ્રુત રામાયણ મહાભારત—ઉપનિષદો—આગમ ભાષાની રસાયણશાસ્ત્રની ચોપડીઓ, પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર તથા પ્રાણી ધર્મ ગુણ વિદ્યાના પુસ્તકોનુ અધ્યયન કરતા હતા પ્રતિવર્ષમાં પોતે શુ લાભ મેળવ્યો, કેટલુ વાચ્યુ તે વિગેરેનું નિરીક્ષણ કરી જતા અને આગામિ વર્ષમા પોતે શુ કરવા ઇચ્છા રાખે છે તેનુ પણ સક્ષિપ્ત ટિપ્પણ બનાવી મુકતા

તેમનામા દયા ભાવ એ એક પ્રધાન ગુણ હતો એક સમયે કોઇએ પોપટ પકડીને તેમને બતલાવ્યો અને કહ્યુ કે આપણે એને પાળીશુ 'પોપટ આવ્યો, પોપટ આવ્યો એમ કહીને બાળ વર્ગ ખુશી થતો હતો તેમાથી એકાદને બોલાવીને કહ્યુ કે 'ચાનો તને બાધુ' બાળકે કહ્યુ 'ના, ના મને નહિ બાધવા દઉ' તે ઉપરથી તેમણે તેને પોપટને પણ છોડી મુકવાની સૂચના કરી તે સૂચનાનુ પાલન કેવી રીતે થાય છે તે જોવા પોતે તપાસ કરવા ગયા અને એક જણે સર્વને એકાંત કરી પોપટને ખવડાવીને છોડી મુક્યો

તેવી જ રીતે આધુનિક એક નાટકમા તેમની નવલ કથાનો થોડો ભાગ તથા કેટલાક ગીત શબ્દશ ઉતારી લીધેલું તે નાટક જોવા ગયેલા તેમના એક સબંધીને દૃષ્ટિગોચર થયુ તેણે રા ગોવર્દ્ધનરામભાઈને વિદિત કર્યું અને કહ્યુ કે તેના ઉપર દાવો ના મડાય ?' 'મ્હારે પ્રવૃત્તિ હવે નથી જોઇતી ને કેમ ભુલી જાય છે' આવો તેમનો ઉત્તર હતો

માલિન ગંગા! ક્ષાર સમુદ્રે પેઠી અને એ તો!
ભ્રષ્ટ થયુ જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો!
ભ્રષ્ટ થઈ મતિ તેનો ;

આવી રીતે પ્રત્યેક બાબતમા નિયમસર જ ચાલતા હતા એ જે ધારતા તે જ બોલતા અ બોલતા તે જ કરતા કહેવાનુ કઈક અને કરવાનુ કઈક એમ એમની રીતિ નહોતી દરેક વિષયમા નિર્ધાર કરીને જ વદતા પોતે જે છેલ્લો ગ્રંથ લખતા હતા તેનુ અભિધાન 'Physiology and Physics in Ancient India' રાખ્યુ હતુ તેમા જે વિદિત કરવાનુ હતુ તે એ જ હતુ કે જુનુ તેટલુ કાઈ ખરાબ નથી તેમ જ નવુ તેટલુ કાઈ સારૂ નથી પ્રત્યેકમા સા તથા નઠારૂ છે વાસ્તે હંસક્ષીરન્યાયવદ્ દરેકમાથી સાર ગ્રહણ કરવો અને અસારનો ત્યાગ કરવો પ્રત્યેક વિષયમાથી સાર ગ્રહણ કરવા વિશે એ કથતા કે 'अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः । सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः' હાલનો પવન એમ વાયછે કે જુનુ તેટલુ નઠારૂ અને નવીન તેટલુ સા જુનામા પણ કાઈક કાઈક સત્ત્વ વિગાગાથી નજર પડે છે પરતુ તેટલા જ વાસ્તે तातस्य कूपोऽयमिति ब्रुवाणा क्षारं जलं कापुरुषा पिबन्ति । એવુ ન કરવાનો બોધ આપતા

એમને વાતો કરવાનો બહુ સ્વભાવ અને અભિલાષ હતો વાતો કરવામા કલાકના કલાક નીકળી જાય પરતુ તેમને ખબર પડતી નહિ અતિમના વ્યાધિના સમયમા પણ કોઈ અને કોઇ માણસ વાતો કરવાને પોતાની પાસે જોઈતુ આ મદવાડ વખતે 'વસત' પત્રના અધિપતિ અને ગુજરાત મહાપાઠશાળાના સસ્કૃત શિખવનાર પ્રોફેસર' અમદાવાદથી તેમને મળવા આવ્યા હતા તે પ્રત્યેક સમયે જ્યારે નટપુરમા આવતા ત્યારે સ્વ ર ગોવર્ધનરામભાઇને ત્યા જ ઉતરતા પરતુ આ સમયે મદવાડનુ ગૃહ જાણીને પોતે પોતાના ભાણેજને ગૃહે સ્થિતિ રાખી હતી ત્યાથી રા ગોવર્ધનરામભાઈની પ્રકૃતિ જોવાને આવ્યા હતા આવ્યા તે વખતે રા ગોવર્દ્ધનરામભાઈ પોતાના સ્વભાવ પ્રમાણે વાતો બહુ કરવા મડ્યા તે સમયે તેમના પત્નીએ રા આનદશકરભાઇને કહ્યુ કે ડાક્તર સાહેબે બહુ વાતો કરવાથી શ્રમ પડશે એમ ધારીને વાતો કરવા દેવાની ના કહી છે' રા આનન્દશકરભાઈ તત્કાળ ભોજન સમય થયો હોવાનુ નિમિત્ત કહાડીને ચાલ્યા ગયા જતા હતા એટલામા જ તેમને પોતાને ગૃહે ન ઉતરવાનુ કારણ પૂછવામા આવ્યુ અને પોતાને ગૃહે ભોજન લેવાની વિનતિ કરવા પોતાના પત્નીને મોકલ્યા રા આણદશકરભાઈ ગયા 'બપોરે આવીશ' એમ કહીને ગયા તે ગયા જ કૂરવિધિ જયવતી થઈ અને એમને પાછા ન જ આવવા દીધા બપોર થયા અને ગૃહે સમાચાર મોકલ્યા કે 'હુ આવીશ તો વાતો વધારે કરશે વાસ્તે હુ અસારની જ ગાડીએ આગેબાર જાઉછુ' આ જ્યારે સ્વ રા ગોવર્દ્ધનરામભાઇએ સાભળ્યુ કે તત્કાળ જ બો યા 'કો ઈ વાત કરવા જેવુ માણસ આવે ત્યારે આમ ચાલ્યુ જાય એમની સાથે વાત કરવામા મને કેટલો આનદ મળતો હતો એમની સાથે Philosophy તત્ત્વજ્ઞાનને લગતા વિષયો ઉપર વિવેચન તથા વાત કેવા આનદથી થતી હતી કઇ ડાક્તરોએ ગાડા થયા લાગેછે કે વાતો કરવાથી શ્રમ અતિ માઠુ થાય તેમ કહેછે

એમના અભિલાષ, વધા મુખ્ય અભિલાષ, એક તો કોઇપણ પ્રકારે નોકરી ન કરવા વિશે, તથા એક એવ બી ની પછી ગમે તેમ પ્રાપ્ત કરવા વિશે તથા અમુક વય વ્યવહાર

હતા એ ગજ્જર સાહેબનો પણ આગ્રહ હતો કે મુબાઇમા ઔષધોપચાર સારી રીતે થઈ શકશે અને તે જ કારણને લઇને અને તેમના મલબાર—હીલ ઉપરના બગલામા સ્થિતિ હતી પ્હેલા દાક્તરોએ આશા આપી હતી કે મદવાડ લાબો પોહોંચશે પણ વ્યાધિ અસાધ્ય છે સમાધિસ્થ થવા પ્હેલા ત્રણેક દિવસ ઉપર દાક્તરોએ ભેગા મળીને નિશ્ચય કર્યા કે હવે તો વાત ઈશ્વરના હાથમા છે અમે કાઈ કરી શકતા નથી તેમના અતસમયમાં પણ તેમને બૃહત્સ્તોત્ર-રત્નાકરના અન્તમા આપેલા વેદાન્તસ્તોત્રો ઉપર પ્રીતિ હતી તે વારવાર વચાવતા અને એકાગ્ર બુદ્ધિથી તેનુ મનન કરતા મનુષ્ય પ્રયત્ન સવ વ્યર્થ ગયા અને આ તે નરરત્ન હજારો મનુષ્યોને ઉપદેશ દેતા હોય તેમ

> ' જુઠા જગનો કીધો છે ત્યાગ સાચો રસ ઝીલીશુ રે
> એમા મળે ન આળ પપાળ અદ્વૈતથી રીઝીશુ રે '

અનેક ઉપદેશો આપીને સમાધિસ્થ થયા. જન મડળની દૃષ્ટિમા એ પોતાનુ કર્તવ્ય કરીને ગયા એમ લાગે છે પરંતુ તેમના પોતાના મનમાં તો હજુ માત્ર આ આરભ જ હતો ઍરીસ્ટોટલ ના અનુયાયિ થીઑફ્રેસ્ટસની ફર્યાદ હતી કે 'Human life ended just when the insight into its problems was beginning' આ અક્ષરશ સત્ય જ છે રા ગોવર્દ્ધનરામભાઈ કહેતા કે 'મારૂ કાર્ય પૂરૂ ક્યારે થશે તે તો હુ જાણતો જ નથી કરવાનુ ઘણુ છે પરતુ ઈશ્વરેચ્છા હશે અને જ્યાં સુધી દેહ અને આત્માનો સયોગ નિર્માણ થયો હશે ત્યા સુધી કાર્ય કરાશે' અને ત્યા સુધી ' The highest sense of *Duty* and unflinching obedience to the Highest Principles of the Eternal Code of Morality which can illumine, the Soul of the Humblest and the highest for the weal of the world — these've the *first right* to command and control Intelligence, Power and all ! અતના પ્રેમગ્રમા એક દિવસ લખેલુ વિદિત થાય છે જે 'Still I am working, physically run down, to the best of my capacities but don't know how long I'll be able to continue it આવા મનુષ્યોના વિષયે જ ' नाल्पीयसि निवसति पदं सुमनसः । येषां भुवनत्रयेऽपि नि सीमानो मनोरथा '* લખાયલુ લાગે છે એમનુ જીવન શુદ્ધ તથા પ્રેમી અને સરળ, સંતોષી હતુ

> He was ' the man of life upright,
> Whose guiltless heart is free
> From all dishonest deeds
> Or thought of vanity
> The man whose silent days
> In harmless joys are spent
> Whom hopes cannot delude
> Nor sorrow discontent

* મ્હોટાં ચિત્તવાળાઓને ત્રુભને લાભ થાય તોપણ તેમના મનોરથોની હદ આવતી નથી, તેઓ અલ્પ પદાર્થમાં પોતાના પદને બધન પામવા દેતા નથી

તેમના પુસ્તકના અભ્યાસીઓ ભાવનગર—આફ્રિકા વિગેરેથી પ્રત્યક્ષ તેમના દર્શનાર્થે આવતા અને તેમનું આતિથ્ય રા ગોવર્દ્ધનરામભાઈ બહુ સારૂં કરતા કોઈને કાંઈ સંકોચ પડે કે કેમ તેની સ્વત વ્યવસ્થા રાખીને સભાળ લેતા અને લેવડાવતા

અતમા તે જે સ્થળે લખતા—વાચવા બેસતા ઉઠતા તે સ્થાનનુ વર્ણન કરીએ સર્વ દિશાઓમા પુસ્તકો શિવાય બીજુ કાંઈ જ દૃષ્ટિગોચર થતુ નહિ જ્યા જુઓ ત્યા છબી અથવ પુસ્તક ભીંત જુઓ તો છબીઓથી પૂર્ણ પોતે એક યત્ર ('Binoculars') રાખતા જેનાર્થ અવકાશના સમયમા પોતે છબીઓ નિહાળતા તેમને ત્યા નિ સરિણિ ઉપર ચ્હડતા જ એ તોફાની દરિયા વચ્ચેના વ્હાણનો દેખાવ દૃષ્ટિએ પડતો ઉપર પહોંચ્યા પછી સ્હામે જ મોટી મોટી ટેકરીઓ વચ્ચે શાતસ્થાન, આશ્રમનુ દર્શન થતુ ત્હેમના આસનની સામી બાજુએ જ ત્હેમના પિતાજી, તેની નીચે રા મન સુખરામભાઈ તથા નટપુરના હરિદાસ વિહારિદાસ દેસાઈના કુટુબના મનુષ્યોની છબીઓ દેખાતી એક બાજુએ વકીલ—મડળ, ગ્લૅડસ્ટન, દાદાભાઈ નવરોજજી, ફીરોઝશાહ મેહેતા તથા ટેનીસન, વિગેરેની છબીઓ નજરમા આવતી બીજી બાજુએ લાઠીના દરબાર, દોલાભાઈ કૃપારામ, તથા ત્હેમની પુત્રી અ સૌ. લીલાવતી તથા કુમુદસુદરીને યથાર્થ મૂર્તિમાન્ છબીઓ મુકેલી હતી એક નાના મેજ ઉપર એક સુખમલના પુઠાવાળી ચો પડી રહેતી તેમા જુના સમયના મહાન્ પુરુષોની જેમ કે રા ભોળાનાથભાઈ, હોલ્કર, સિંધિઆ વિગેરે રાજદ્વારી અને અનેક માણસોની છબીઓ હતી આ મનુષ્યોના ગુણનુ ચિંતવન કરતા અને કહેતા કે યાદૃશી भावना यस्य सिद्धिर्भवति तादृशी અને વિચારોની અસર મન ઉપર કેવી સારી થાય છે તેનો પ્રત્યક્ષ અનુભવ લઇને અન્યને શિક્ષણ આપતા

અત સમયે એમના સ્વભાવમા જરા વિકૃતિ થઈ હતી એમને છ એક માસ પ્હેલા પોતાના ભવિષ્યની ખબર પડી હોય એમ લાગતુ હતુ તે વખતના પ્રેક્ષપુમા તે લખે છે કે I feel as if all my tissues are growing nervous and that the sun of my life is on its setting side' મારા જીવનનો સૂર્યાસ્ત સમીપમા જ છે આ મન્દવાડમા તેમને કોઈ કે પ્રશ્ન કર્યો કે' તમને આટલુ બધુ કષ્ટ કેમ સહન કરવુ પડે છે તમારૂં જીવન તો શુદ્ધ છે'તેમણે પ્રત્યુત્તર દીધો કે 'માત્ર આ જન્મના જ કાર્ય ઉપર સુખદુ ખનો આધાર રહેતો નથી ગત જન્મોમા પણ જે કાંઈ ભોગવવાનુ બાકી રહ્યુ હોય તે ભોગવવુ પડે મારી યોગદૃષ્ટિની મર્યાદામા મને એક વખત ભાસ પડ્યો કે મારા પાચ છ ગત જન્મો એવા હતા કે જેમા મેં કાઇ હિંસા કરી હોય, કે જેનુ ફળ આ સમયે ભોગવવુ પડે છે મને તેનુ કાંઈ ન થી આપણે તો પરવાર્યા છીએ આજ્ઞાની જ રાહ જેનો આત્મા અત્રે સ્થિતિ કરી રહ્યો છે પરમાત્માનુ ત્હેણુ આવશે કે દેહથી સબધ છુટી જશે એમા શોક કરવા જેવુ શુ હોય આવી આવી વાતોથી તેમના સબધી જનોના કોમળ હૃદય ભેદાતા અને એક સમયે તો મનસુખરામભાઇને પોતાને પણ તેમને ઉપદેશ દેવો પડ્યો હતો કે ' જે થશે તેની કાઇ આપણે ના નથી ઇશ્વરેચ્છા આગળ ઉપાય નથી પણ જો તુ આવા શબ્દો બોલે તો સર્વના જીવને દુ ખ થાય વાસ્તે હવેથી એવી વાત જ કરવી નહિ ' મદવાડમા બહુ જનો ''ઓ બાપ' એમ કહીને બાપને કેમ સભારતા હશે? બાપ કાંઇ સાથે જતો નથી " આવી રીતે પ્રશ્ન પુછાવાથી તેમણે જવાબ દીધો કે 'ત્હેનું કારણ અન્ય કાઇ જ નહિ પરતુ તે બાપ તે મહાનપિતા, જગત્પ્રતિપાલક કે જે સર્વનો જ પિતા છે તેનુ સ્મરણ કરાય છે તથા તેની દુ ખ સહન કરવાની શક્તિ આવવા વાસ્તે પ્રાર્થના થાય છે

એમને મુબઇની ઋતુ એમની પ્રકૃતિને અનુકૂળ થઇ પડશે એમ લાગવાથી અને એમનો એ વિષયે આગ્રહ હોવાથી સમાધિસ્થ થતા પ્હેલાં નવેક દિવસ ઉપર મુબાઈ આણ્યા

હતા પ્રો ગજ્જર સાહેબનો પણ આગ્રહ હતો કે મુબાઇમા ઔષધોપચાર સારી રીતે થઈ શકશે અને તે જ કારણને લઇને અત્રે તેમના મલબાર—હીલ ઉપરના બગલામાં સ્થિતિ હતી પ્હેલા દાક્તરોએ આશા આપી હતી કે મંદવાડ લાબો પોહોંચશે પણ વ્યાધિ અસાધ્ય છે સમાધિસ્થ થવા પ્હેલા ત્રણેક દિવસ ઉપર દાક્તરોએ ભેગા મળીને નિશ્ચય કર્યા કે હવે તો વાત ઇશ્વરના હાથમા છે અમે કાંઈ કરી શક્તા નથી તેમના અતસમયમા પણ તેમને બૃહત્સ્તોત્ર રત્નાકરના અન્તમા આપેલા વેદાન્તસ્તોત્રો ઉપર પ્રીતિ હતી તે વારવાર વચાવતા અને એકાગ્ર બુદ્ધિથી તેનુ મનન કરતા મનુષ્ય પ્રયત્ન સવ વ્યર્થ ગયા અને આ નરરત્ન હજારો મનુષ્યોને ઉપદેશ દેતા હોય તેમ

‘ જુઠા જગનો કીધો છે ત્યાગ સાચો રસ ઝીલીશુ રે
એમા મળે ન આળ પપાળ અદ્વૈતથી રીઝીશુ રે ’

અનેક ઉપદેશો આપીને સમાધિસ્થ થયા. જન મડળની દૃષ્ટિમા એ પોતાનુ કર્ત્તવ્ય કરીને ગયા એમ લાગે છે પરતુ તેમના પોતાના મનમા તો હજી માત્ર આ આરભ જ હતો ઍરીસસ્ટોટલ ના અનુયાયિ થીઑફ્રેસ્ટસની ફર્યાદ હતી કે ‘Human life ended just when the insight, into its problems was beginning આ અક્ષરશ સત્ય જ છે રા ગોવર્દ્ધનરામભાઈ કહેતા કે ‘મારૂ કાર્ય પૂર્ણ ક્યારે થશે તે તો હુ જાણતો જ નથી કરવાનુ ઘણુ છે પરતુ ઇશ્વરેચ્છા હશે અને જ્યા સુધી દેહ અને આત્માનો સયોગ નિર્માણ થયો હશે ત્યા સુધી કામ કરાશે’ અને ત્યા સુધી ‘The highest sense of *Duty* and unflinching obedience to the Highest Principles of the Eternal Code of Morality which can illumine the Soul of the Humblest and the highest for the weal of the world.—these've the *first right* to command and control Intelligence, Power and all! અતના પ્રેક્ષણમા એક દિવસ લખેલુ વિદિત થાય છે જે ‘Still I am working, physically run down, to the best of my capacities but dont know how long I'll be able to continue it આવા મનુષ્યોના વિષયે જ ‘नाल्पीयसि निवसति पद मुक्तचेतस । येषां भुवनलाभेऽपि नि सीमानो मनोरथा ’* લખાયલુ લાગે છે એમનુ જીવન શુદ્ધ તથા પ્રેમી અને સરળ, સતોષી હતુ

He was ‘ the man of life upright
Whose guiltless heart is free
From all dishonest deeds
Or thought of vanity
The man whose silent days
In harmless joys are spent
Whom hopes cannot delude
Nor sorrow discontent

* મ્હોટા ચિત્તવાળાઓને ભુવને લાભ થાય તોપણ તેમના મનોરથોની હદ આવતી નથી, તેઓ અલ્પ પદાર્થમા પોતાના પદને બધન પામવા દેતા નથી

That man needs neither towers
Nor armour for defence

ગુર્જરદેશ વિલાપ કરી રહ્યો છે —

'ગયો ચંદ્ર ક્ષિતિજ તજી ક્યાંય? પડ્યું તિમિરે કુમુદ મીંચાય,
ગુંજ્યું, ભ્રમર, તને શાથી આવું રે? કેમ કમળ તજી દઇ જવાયું રે?'

ગુજરગિરા અનુપૂર્ણ નયનોથી ગદ્દગદ કંઠે બોલતી લાગે છે '

'તું મુજ જીવિત, તું મુજ હૃદય જ, તું કૌમુદિ મુજ નેત્રતણી,
તું મુજ પીયૂષ, તું મુજ વ્હાલી",–એમ જ પ્રિયશત કઈ–કઈ
એમ જ જુદાં જુદાં જુદાં પ્રિયશત કઇ કઇ કહી કહી,
ભોળી મુગ્ધાને ભરમાવી,–વ્હાલે વ્હાઇ ઘણી ઘણી—
આખર કીધું શું–શા અર્થ–એ–એ

એક દિશામાંથી સાહિત્ય પરિષદ્ આવાહન કરતી હોય તેમ–

'જોગીરાજ! ઉભારહો જરી,
મને વાટ બતાવોની ખરી,
પડી વનમાં આ રાત અંધારી,
ભમું એકલી ઘરને વિસારી'

રા ગોવર્દ્ધનરામભાઈના ઉચ્ચ અભિલાષો પણ

'ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર!
ઓ માત! પ્રજા! સુખ સૂત્ર!

મુજ હૃદય પ્રીતિનાં અંગ તમે સઉ! અંગ સર્વ છો મ્હારાં!
જન–પરું જગના કલ્યાણ યત્ન પર હોમું અંગ સઉ મ્હારાં!'

આહા! આખરે અંગ હોમ્યાં જ હોમ્યાં કર્તવ્યપરાયણે અંતસુધી જ કાર્ય હાથમાંથી નીચે મૂક્યું નહિ અને એ કાર્યનું ઘણું બહુ જ વિપરીત બન્યું હશે મનુષ્યના હાથમાં શું છે!

'ઇશ્વરના ઘરના ખેલ જન શું કરશે રે?
પ્રભુ પુરે જેવું તેલ તેવા દીપ બળશે રે'

આપણને જેટલો લાભ મળ્યો તેટલો ખરો

क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका।

આખર એમના ગુણોનું દૃષ્ટાંત આધુનિક પ્રજા વાસ્તે શેષ રહ્યું અને તેમાંથી હજારમાં એક પણ જો તેમના તુલ્ય નીકળે તો તેમના આત્માને અહર્નિશ શાંતિ થાય અંગ્રેજ કવિ કીટ્સ કહે છે કે —

Bards of Passion and of Mirth,
Ye have left your souls on earth!

Ye have souls in heaven too,
Double-lived in Regions new!

અંતમા પરમાત્મા તેમના આત્માને શાંતિ અર્પો એવી પ્રાર્થના કરવી તે પણ લૌકિક અને તેમના ઉદાત્ત ચરીતને માટે પાપી શકા બતાવવા જેવુ વરો

અત્રે રા ગોવર્દ્ધનરામભાઈ વિશે લખવાનું પૂર્ણ થાય છે સહૃદયવાચક! આ લેખનુ-પરતુ આને લેખ જ કહેવાય કે નહિ તે સશયાત્મક છે-ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરવાથી, ગમે તો તુ વૃદ્ધ હો કે યુવક, બાળ કે બાળા, સ્ત્રી કે પુરુષ, નિવૃત્તિવાન્ કે પ્રવૃત્તિવાન્, યોગિ કે ભોગી, આસ્તિક કે નાસ્તિક-ગમે તે હો, પરતુ યત્કિંચિત પણ નવીન જાણવા લાયક જાણ્યુ હોય, અથવા આ લેખમાથી કાઇપણ ઉપદેશ મળ્યો હોય અને ઉચ્ચ ભાવનાઓ ત્હારા મનમા પ્રકટી હશે તો આ લેખનુ કાઇક અંશે સાફલ્ય થયુ ગણાશે તે સદ્ગત મહાપુરુષના જીવનવિષયે ભિન્ન ભિન્ન મનુષ્યો તરફથી આ અંકમા કાઈ કાઈ પુરાશે તે સ્તવની એકાવળીમા આ પણ એક ફૂલની પાંદડી પુરાશે. જતે જતે પણ વાચી લે કે તેમનો અમર આત્મા સર્વને નીચેનો ઉપદેશ આપતો ગયો અને તે સર્વના મનોબળમા વૃદ્ધિ કરશે

'O star of strength! I see thee stand,
And smile upn my pain
Thou beckonest with thy mailed hand,
And I am strong again

सन्तोऽपि सन्त इह किरन्तु तेज*
क्व नु ज्वलन्तु क्व नु च प्रथन्ताम् ।
विधाय रुद्धा ननु वेधसैव
ब्रह्माण्डकोणे घटदीपकल्पा ॥

ભાગિનેય,

## સાક્ષરવર્ય રા. રા ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

આજકાલ ગુજરાતી સાહિત્યની સેવા બજાવવામા પ્રથમ પંક્તિના પુરુષોની ગણના કરીશુ તો તરત જ કનિષ્ઠિકા નિર્દેશ આવી જશે અને તે પંક્તિની અગ્રે રા રા ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠીને જો આપણે મુકીશુ તો કોઇપણ પ્રકારનો બાધ નથી ઉક્ત મહાશયની અભિનવ કલ્પનાનુસાર લેખન પદ્ધતિમાં તો નિષ્પક્ષપાતી યાવત્ સાહિત્ય રસિકોએ શિર કંપ કરવો પડશે, એટલુ જ નહિ પરતુ તેમની અદ્ભુત રચનાની ખુબીમા નિમગ્ન બુદ્ધિને ધન્યવાદ આપવો જોઇશે તે મહાશયના યાવત્ પુસ્તકો મેં મારી રીતે આપાતત અવલોકન કર્યાં છે અને

* નોટ —જેટલા સત્પુરુષો દુનિયામા છે તેમની વાત કરીએ તોપણ તેઓ પોતાનુ તેજ ક્યા વેરે! ક્યા જ્વલમાન્ થાય! ક્યા વિસ્તાર વિકાસ પામે, વારૂ! તેમને બ્રહ્માએ ઉત્પન્ન કર્યા છે ખરા પણ દીવો સળગાવી તેને ઘડામાં રૂધી રાખીએ તેમ એ તેમને ઉત્પન્ન કરી બ્રહ્માણ્ડરૂપ ખુણામા કેદ કરી રાખ્યા છે ને પોતાનુ તેજ બાર કાઢવા દેતો નથી બાકી તો સત્પુરુષોની જ્વાલાઓ તો બ્રહ્માંડ ભેદીને પણ 'ઞાને તો બા'ર નીકળુ' કરી રહેલી છે

# સ્વર્ગસ્થ ગોવર્ધનરામવિષે બે બોલ

—o◇o—

વાચકવર્ગમાં મરહુમ ગોવર્ધનરામનું નામ 'સરસ્વતીચંદ્ર'ના કર્તા તરીકે એટલું છે કે સ્વાભાવિક રીતે એમની જીંદગીનું વૃત્તાંત જાણવાની એમના લેખો વાંચનારને ઉ... ય જુલાઈ સન ૧૯૦૬ ના સમાલોચકના અંકમાં વિદ્યમાન ગુર્જર ગ્રંથકારોની નોંધમાં ...રામનું જ મનૃત્તાંત આપવામાં આવ્યું છે તે લખતી વખતે એ લેખકના લક્ષમાં પણ નહિ ...ડુંક મુદ્દતમાં એ જીંદગીનો આ દુનિયા જોડેનો સંબંધ તૂટવાનો છે દૈવી ગતિ એવી ...છે કે થોડા જ મહીનામાં સમાલોચકમાં સ્વર્ગસ્થ ગોવર્ધનરામની જીન્દગીની નોંધ લે... ખન આવ્યો હશે! ઈશ્વરેચ્છા બલિષ્ઠ છે ગોવર્ધનરામના સ્વર્ગવાસ થયા પછી એમની ...નો સંક્ષિપ્ત ઇતિહાસ વર્તમાનપત્રોમાં આવ્યો છે તથા આ તથા અન્ય માસિકમાં એમના ...પરિચયમાં આવેલા મિત્રો તરફથી લખવામાં આવ્યો છે એટલે આ નોંધમાં પુનરુક્ત કરવું ...ધાર્યું નથી એમના જીવનના મુખ્ય ભાગ નીચે પ્રમાણે થઈ શકે —

(૧) નવલકથાકાર
(૨) કવિ
(૩) લેખક
(૪) સાક્ષર
(૫) ગૃહસ્થ
(૬) વકીલ
(૭) ધર્મજિજ્ઞાસુ તત્ત્વચિંતક વેદાંતી

...ખનો ઉદ્દેશ એમના જીવનના મુખ્ય લક્ષણો કેવાં હતા તે પ્રદર્શિત કરવાનો છે ...માં પણ વિશેષ કરીને એક ગૃહસ્થ તથા વ[કી]લ તરીકે એમની જીન્દગી કેવા પ્રકારની હતી ...બાબત વધારે લક્ષ આપવા ધાર્યું છે.

નાગર બ્રાહ્મણની ઉચ્ચ સરકારી જાતિમાં જન્મ ને ઉચ્ચ પ્રકારની કેળવણી લીધેલી એટલે ગોવર્ધનરામ ઉચ્ચાભિલાષી હોય એમાં શી નવાઈ! કેટલાક સંયોગોને લીધે કુટુંબ પોષણ માટે નોકરી સહેલી પડેલી તે છતાં કાયદાની પરીક્ષા પાસ કરી વકીલનો સ્વતંત્ર ધંધો કરવો એ મૂળ નિશ્ચયને વળગી રહી મહાકષ્ટે બે વખત નિષ્ફળ થયા છતાં શ્રમ તથા દુઃખ વેઠી એલ. એલ. બી.ની પરીક્ષા પાસ કરીને એમણે મુંબાઈની હાઈકોર્ટમાં સન ૧૮૮૪ માં વકીલાત કરવા માંડી એ વખત વકીલાતના ધંધામાં કતેહ મેળવવાને અનુકૂળ હતો, કારણ કે ગુજરાતી વકીલો હાઇકોર્ટમાં ગણ્યાગાંઠ્યા હતા. થોડો વખત અનુભવ મેળવ્યા પછી એમનો ધંધો સારો ચાલવા માંડ્યો હતો ને ધીમે ધીમે આખા ગુજરાતમાંથી તથા દક્ષિણમાંથી પણ એમની પાસે કામો આવવા માંડ્યા હતા. સન ૧૮૯૮ માં જ વકીલ તરીકે હાઈકોર્ટમાં દાખલ થયો ત્યારે ગોવર્ધનરામનો ધંધો અતિ વિસ્તાર પામેલો હતો, એમ કહીએ તો ચાલે કે એ વખતે વકીલાતના ધંધામાં એ ટોચપર ચડ્યા હતા. ત્યાર પછી પણ સન ૧૮૯૮ ના અક્ટોબર મહીનામાં વકીલાત છોડી વાનપ્રસ્થ થવાનો વિચાર અમલમાં મુકવાનો નિશ્ચય કર્યો ત્યાં લગણ કામના બોજાથી એ દબાઈ ગયા હતા. અતિશય કામને લીધે એમની તબીયત જોઇએ તેવી રહેતી નહિ હતી તે

પણ કેટલેક અંશે વાનપ્રસ્થ થવાનો વિચાર એમણે જલદી અમલમા મુક્યો હોય લક્ષ્મીના પ્રવાહનો પૂર વહેતો હતો તેને બારણા બધ કરી આવતો અટકાવી પોતાના વતન નડિયાદમાં જઇ પ્રવૃત્તિમાર્ગ મુકી નિવૃત્તિમા જીંદગીનો બાકી રહેલો વખત કાઢવાનું પસદ કર્યું એ દૃઢ નિશ્ચય તથા ત્યાગ માટે એમને ધન્યવાદ આપવો ઘટે છે

વકીલ તરીકે કામ કરવાની એમની પદ્ધતિ નવા શિખાઉને કેટલીક બાબતમા અનુકરણ કરવા જેવી હતી ઉદ્યમ ને ખત એમના પોતાના કહેવાડતા દરેક કામમા, પછી ગમે તો હજારો રૂપીયાનો અથવા તેટલી જ કીંમતની મીલકતનો સવાલ હોય અથવા નજીવી જેવી બીજી અપીલોમા તકરારો આવે છે એવો ક્ષુલ્લક હોય, તોપણ અથાગ શ્રમ લઈ બધા કાગળો વાચી જરૂરના હોય તેટલાની નોધ કરી લેવી એ એમનો અચૂક નિયમ હતો એમના બધા બ્રીફોપર એમના હાથનુ પેન્સીલનુ ટાચણ કાઢેલુ હોયાવિના રહે નહિ આધારો શોધી કાઢવા માટે ઘણી મહેનત લેતા હતા

જે મુદ્દાપર તકરાર કરવાની હોય તેને લગતા તમામ આધારો કાયદાસગ્રહમાથી નોધી લઈ સીધી રીતે અથવા આડકતરી રીતે કોર્ટ સન્મુખ તેમનો સચોટ ઉપયોગ કરતા નામદાર ન્યાયાધીશો તથા સામાપક્ષના વકીલો ઘણી વખત અજાયબ પામતા કે અમુક આધાર શા માટે એમણે બતલાવ્યો હશે પણ ગોવર્ધનરામની બુદ્ધિ એવી તીવ્ર હતી કે પોતે કાઢેલો આધાર પોતાના કામને કેવી રીતે લાગુ પડે છે તે અજાયબ રીતે બતાવતા તથા ભલભલા ન્યાયાધીશો તથા સામાના વકીલને ગુચવાડામા નાખી દેતા આધારોના સૂક્ષ્મ તફાવતો શોધી કાઢવામા નિપુણ હતા ને એ કામમા એમની સૂક્ષ્મ અવલોકન શક્તિ બહુ પ્રદર્શિત થતી હતી

તકરારમા એમને જે હકીગત તથા મુદ્દા ... રૂપમા કહેવા ધાર્યો હોય તેવી રીતે ને તે જ રૂપમા કહ્યા વિના રહેતા નહિ અર્ધ ... યાધીશો ગમે તેટલી વાર એમને અટકાવે અથવા પુનરૂક્તિ દોષનો આક્ષેપ મુકે તોપણ તે ... દરકાર કર્યાવિના એમના મનમા લાગે કે ન્યાયાધીશો પોતાની હકીગત અથવા મુદ્દો ... નથી તો ઉલટાવી ઉલટાવી જુદી જુદી રીતે તથા જુદી જુદી ભાષા વાપરી ન્યાયાધીશો ... કહેવાનુ હોય તે સમજ્યા છે એમ એમની ખાતરી થાય નહિં ત્યા લગણ છેડો છોડતા ... ઘણી વખત તટસ્થને એમ લાગે કે અમુક કામમા કોર્ટ એમની ... છે ને એમનુ કંઈ વળવાનુ નથી તેવા કામોમા ન્યાયાધીશોના અભિપ્રાયો એમણે ફેરવાવ્યા હતા મરહૂમ સર ચાર્લ્સ સારજટ તથા ફેરન વીફ જસટીસોના તથા નામદાર પારસન્સ તથા સર એડવર્ડ કેન્ડી જેવા જડજોના તીક્ષ્ણ કટાક્ષવાળા સવાલોના ગભરાયા વિના માત નહીં થાય એવી રીતે હાજર જવાબો આપતા નામદાર પારસન્સ જેવા અધીરા ન્યાયાધીશ ઘણે પ્રસગે એમને ટોકતા કે તમારી અમુક તકરાર અડધો ડઝન વખત, રજુ થઈ ગઈ છે, તેનો એ ઠંડે પેટે જવાબ આપતા કે પોતે પુનરૂક્તિ કરતા નથી પણ નામદાર જડજના બરાબર ધ્યાનમા આવે તેટલા માટે વધારે ખુલી ભાષામા મુકવા પોતે પ્રયત્ન કરે છે સર ચાર્લ્સ સારજટ એમની લખાણુ તકરાર કરવાની પદ્ધતિ માટે એમને ખાસ ઓળખતા હતા, એટલે લગણુ કે ઈગ્લાડ ગયા પછી કોઇ મુબાઇનો ગૃહસ્થ એમને મળવા ગયો તેમને ગોવર્ધનરામ વિશે હકીગત પુછી હતી

ગોવર્ધનરામની અગ્રેજી ભાષા સરળ નહીં પણ ગુચવાડા ભરેલી, કર્કશ તથા કિલષ્ટ ... વકીલ કરતાં ભાષાપર વધારે ધ્યાન નહીં આપતા પોતાને જે સવાલો તથા ...

હકીગત રજુ કરવી હોય તે ગમે તે કરીને કેટલીક વખત શબ્દના આડમ્બરમા લિપ્ત કરી કોર્ટ સન્મુખ મુકતા કલાકોના કલાકો લગણ તકરાર કરતા પણ એ થાકતા નહીં જોઇએ તેના કરતા વધારે વખત કોર્ટનો રોકયો છે એવુ એમના લક્ષમા આવતુ નહીં કેટલીક વખત તો ન્યાયાધીશોને પણ એમનો શુ મુદ્દો છે તે સમજતા મુશ્કેલી પડતી અંગ્રેજી શબ્દોના એમના કેટલાક ઉચ્ચારો વિચિત્ર પ્રકારના હતા ક્યાં તો એ દોષ જોવાની દરકાર કરતા નહીં અથવા તો અજાણપણે એમને ઉચ્ચાર કરવાની ટેવ પડી ગયેલી તેથી એમનો ઉચ્ચાર બરાબર નથી એ એમના લક્ષમા પણ આવતું નહીં સર રેમન્ડ વેસ્ટ ઘણીવાર એમને ટોકતા ને ખરો ઉચ્ચાર બતલાવતા એક પ્રસગે જમીન(Land) શબ્દના ઉચ્ચાર બાબત સર રેમન્ડ વેસ્ટે બે ત્રણવાર કહેલુ કે 'Mr Govardhanram, it is Land' ( મી ગોવર્ધનરામ એનો ઉચ્ચાર લૅંડ છે) તેનો એમણે ઉત્તર આપેલો કે 'Yes my lord, it is lund (હા સાહેબ એનો ઉચ્ચાર લૅંડ છે) આ પ્રસગ પરથી જણાય છે કે એ પોતાના મનથી ધારતા કે પોતે ખ્હોળો ઉચ્ચાર કરે છે ને ભુલ કરતા નથી ને અજાણપણે સાકડા ઉચ્ચાર થયાં જતા

ન્યાયાધીશોથી ડર્યાવિના પ્રસગ આવે ખરુ કહી દેતા એ બીલકુલ બ્હીતા નહીં એક પ્રસગે એક કામમા એમનો એક પ્રસિદ્ધ બેરીસ્ટર અસીલ તરફથી રોકેલો તે બીજી કોર્ટમા રોકાઈ ગયેલો ને પહેલી કોર્ટમા એમનુ કામ નીકળ્યુ ત્યારે પોતાનો બેરીસ્ટર બીજી કોર્ટમા રોકાવાથી કામ મુલતવી રાખવાની સર ચા સ ફેરનને અરજ કરેલી તે વખતે નામદાર ચીફ જસટીસે ટીકા કરેલી કે હાઇકોર્ટમા આટલા બધા બેરીસ્ટરો છે તેમાથી ગમે તેને રોકવાને બદલે અમુકને જ માટે બધાએ રોકવા ને કોર્ટને અડચણ પાડવી? તેનો જવાબ ગોવર્ધનરામે આપેલો — 'There are junior counsel and senior counsel and we are bound to instruct those counsel who we think will do justice to our clients' cause or whom the clients want us to engage " (બેરીસ્ટરો બે જાતના છે નવા તથા જુના અનુભવી ને અમને લાગે કે અમારા અસીલનુ હિત સાચવશે તેવાને કે અસીલો જેમને રોકવાનુ કહે તેને રોકવાને અમે બધાએલા છીએ ) બીજો પ્રસગ એવો આવેલો કે એપેલેટ સાઈડની પહેલી કોર્ટમા ગોવર્ધનરામ એક અપીલની તકરાર ચલાવતા હતા તેટલામા બીજી કોર્ટમાં એમનુ કામ નીકળ્યુ સાધારણ રીતે ધારો એવો છે કે એક કોર્ટમા વકીલ રોકાયલો હોય તો બીજી કોર્ટમાનું કામ તે વકીલ મુક્ત થાએ ત્યાર પછી લેવુ નામદાર પારસન્સે એ પ્રમાણે નહીં ચાલતા સિરસ્તેદાર મારફતે એમને બે ત્રણ વાર તેડવા મોકલ્યાં હવે એમની સ્થિતિ કઢંગી થઈ પડી પણ ગભરાયા વિના પહેલી કોર્ટમા સર ચાર્લ્સ ફેરનને પોતાની સ્થિતિ કહી ફેરન સાહેબે એમને ચાલતે કામે બીજી કોર્ટમા જવાની રજા આપી ને નામદાર પારસન્સને એવી રીતે કામ નહીં લેવા કહેવાનુ કહ્યુ

અસીલ પ્રત્યે વકીલ તરીકેની પોતાની ફરજનો એમનો ખ્યાલ ઉંચા પ્રકારનો હતો અસીલ પ્રત્યે પોતાની ફરજ બજાવતા તકરારમાં વખત ઘણો રોકાય જેથી ને તેથી ન્યાયાધીશને ઠીક નહીં લાગે ને ગુસ્સે થશે એ વિચાર એમના મનમા ભાગ્યેજ આવતો ન્યાયાધીશને ખુશ રાખવા ખાતર લબાણ તકરાર નહીં કરતા ટુકમા પતાવી દઈ પોતાના અસીલના લાભનો ભોગ આપી પોતાને માટે ન્યાયાધીશનો સારો અભિપ્રાય બધાય નહીં એવી કેટલાક વકીલની પદ્ધતિ હોય છે તે એમને ગ્રાહ્ય નહીં હતી પોતાને માટે ગમે તેવો વિચાર કોર્ટને આવે તેની દરકાર નહીં કરતા અસીલનું ભલું થાય એમ વર્તન કરવુ એ પોતાની ફરજ છે એમ એ માનતા

પણ કેટલેક અશે વાનપ્રસ્થ થવાનો વિચાર એમણે જલદી અમલમા મુક્યો હોય લક્ષ્મીના પ્રવાહનો પૂર વહેતો હતો તેને બારણા બધ કરી આવતો અટકાવી પોતાના વતન નડિયાદમા જઈ પ્રવૃત્તિમાર્ગ મુકી નિવૃત્તિમા જીદગીનો બાકી રહેલો વખત કાઢવાનુ પસદ કર્યુ એ દૃઢ નિશ્ચય તથા ત્યાગ માટે એમને ધન્યવાદ આપવો ઘટે છે

વકીલ તરીકે કામ કરવાની એમની પદ્ધતિ નવા શિખાઉને કેટલીક બાબતમા અનુકરણ કરવા જેવી હતી ઉદ્યમ ને ખત એમના પોતાના કહેવાડતા દરેક કામમાં, પછી ગમે તો હજારો રૂપીયાનો અથવા તેટલી જ કીમતની મીલકતનો સવાલ હોય અથવા નજીવી જેવી બીજી અપીલોમા તકરારો આવે છે એવો ક્ષુલ્લક હોય, તોપણ અથાગ શ્રમ લઈ બધા કાગળો વાચી જરૂરના હોય તેટલાની નોધ કરી લેવી એ એમનો અચૂક નિયમ હતો એમના બધા બ્રીફોપર એમના હાથનુ પેન્સીલનુ ટાચણ કાઢેલુ હોયાવિના રહે નહિ આધારો શોધી કાઢવા માટે ઘણી મહેનત લેતા હતા

જે મુદ્દાપર તકરાર કરવાની હોય તેને લગતા તમામ આધારો કાયદાસગ્રહમાથી નોધી લઈ સીધી રીતે અથવા આડકતરી રીતે કોર્ટ સન્મુખ તેમનો સચોટ ઉપયોગ કરતા નામદાર ન્યાયાધીશો તથા સામાપક્ષના વકીલો ઘણી વખત અજાયબ પામતા કે અમુક આધાર શા માટે એમણે બતલાવ્યો હશે પણ ગોવર્ધનરામની બુદ્ધિ એવી તીવ્ર હતી કે પોતે કાઢેલો આધાર પોતાના કામને કેવી રીતે લાગુ પડે છે તે અજાયબ રીતે બતાવતા તથા ભલભલા ન્યાયાધીશો તથા સામાના વકીલને ગુચવાડામા નાખી દેતા આધારોના સૂક્ષ્મ તફાવતો શોધી કાઢવામા નિપુણ હતા ને એ કામમા એમની સૂક્ષ્મ અવલોકન શક્તિ જણી પ્રદર્શિત થતી હતી

તકરારમાં એમને જે હકીકત તથા મુદ્દા જે રૂપમા કહેવા ધાર્યા હોય તેવી રીતે ને તે જ રૂપમા કહ્યા વિના રહેતા નહિ અર્ધે માગમ ન્યાયાધીશો ગમે તેટલી વાર એમને અટકાવે અથવા પુનરૂક્તિ દોષનો આક્ષેપ મુકે તોપણ તેની પાછ દરકાર કર્યાવિના એમના મનમા લાગે કે ન્યાયાધીશો પોતાની હકીગત અથવા મુદ્દો સારી રીતે નથી તો ઉલટાવી પલટાવી જુદી જુદી રીતે તથા જુદી જુદી ભાષા વાપરી ન્યાયાધીશો તેઓએ પ્રમ કહેવાનુ હોય તે સમજ્યા છે એમ એમની ખાતરી થાય નહિ ત્યા લગણ છેડો છોડતા ઘણી વખત તટસ્થને એમ લાગે કે અમુક કામમા કોર્ટ એમની ... છે ને એમનુ કઈ વળવાનુ નથી તેવા કામોમા ન્યાયાધીશોના અભિપ્રાયો એમણે ફેરવાવ્યા હતા મરહૂમ સર ચાર્લ્સ સારજટ તથા ફેરન ચીફ જસ્ટીસોના તથા નામદાર પારસન્સ તથા સર એડવર્ડ કેન્ડી જેવા જડજોના તીક્ષ્ણ કટાક્ષવાળા સવાલોના ગભરાયા વિના માત નહીં થાય એવી રીતે હાજર જવાબો આપતા નામદાર પારસન્સ જેવા અધીરા ન્યાયાધીશ ઘણે પ્રસગે એમને ટોકતા કે તમારી અમુક તકરાર અડધો ડજન વખત રજુ થઈ ગઈ છે, તેનો એ ઠડે પેટે જવાબ આપતા કે પોતે પુનરૂક્તિ કરતા નથી પણ નામદાર જડજના બરાબર ધ્યાનમા આવે તેટલા માટે વધારે ખુલી ભાષામા મુકવા પોતે પ્રયત્ન કરે છે સર ચાર્લ્સ સારજટ એમની લબાણ તકરાર કરવાની પદ્ધતિ માટે એમને ખાસ ઓળખતા હતા, એટલે લગણ કે ઇગ્લાડ ગયા પછી કોઇ મુબાઇનો ગૃહસ્થ એમને મળવા ગયો તેમને ગોવર્ધનરામ વિશે હકીગત પુછી હતી,

ગોવર્ધનરામની અગ્રેજી ભાષા સરળ નહીં પણ ગુચવણ ભરેલી કઠણ તથા ક્લિષ્ટ હતી કોર્ટમા દલીલ કરતા ભાષાપર વધારે ધ્યાન નહા આપતા પોતાને જે મુદ્દાઓ તથા હ

હકીકત રજુ કરી હોય તે ગમે તે કરીને કેટલીક વખત શબ્દના આડમ્બરમા લિપ્ત કરી કોર્ટ સન્મુખ મુકતા કલાકોના કલાકો લગણ તકરાર કરતા પણ એ થાકતા નહી જોઇએ તેના કરતા વધારે વખત કોર્ટનો રોકયો છે એવુ એમના લક્ષમા આવતુ નહી કેટલીક વખત તો ન્યાયાધીશોને પણ એમનો શુ મુદ્દો છે તે સમજતા મુશકેલી પડતી અંગ્રેજી શબ્દોના એમના કેટલાક ઉચ્ચારો વિચિત્ર પ્રકારના હતા ત્યાં તો એ કોષ જોવાની દરકાર કરતા નહી અથવા તો અજાણપણે એમને ઉચ્ચાર કરવાની ટેવ પડી ગયેલી તેથી એમનો ઉચ્ચાર બરાબર નથી એ એમના લક્ષમા પણ આવતુ નહી સર રેમડ વેસ્ટ ઘણીવાર એમને ટોકતા ને ખરો ઉચ્ચાર બતલાવતા એક પ્રસગે જમીન(Land) શબ્દના ઉચ્ચાર બાબત સર રેમડ વેસ્ટે બે ત્રણવાર કહેલુ કે 'Mr Govardhanram, it is Land (મી ગોવર્ધનરામ એનો ઉચ્ચાર લેંડ છે) તેનો એમણે ઉત્તર આપેલો કે 'Yes my lord, it is land' (હા સાહેબ એનો ઉચ્ચાર લૅંડ છે) આ પ્રસગ પરથી જણાય છે કે એ પોતાના મનથી ધારતા કે પોતે ખોટો ઉચ્ચાર કરે છે ને શુદ્ધ કરતા નથી ને અજાણપણે સાકડા ઉચ્ચાર કર્યા જતા

ન્યાયાધીશોથી ડર્યાવિના પ્રસગ આવે ખરુ કહી દેતા એ બીલકુલ બ્હીતા નહી એક પ્રસગે એક કામમા એમણે એક પ્રસિદ્ધ બેરીસ્ટર અનીન તરફથી રોકેલો તે બીજી કોર્ટમા રોકાઈ ગએલો ને પહેલી કોર્ટમા એમનુ કામ નીકળ્યુ ત્યારે પોતાનો બેરીસ્ટર બીજી કોર્ટમા રોકાવાથી કામ મુલતવી રાખવાની સર ચાર્લ્સ ફેરનને અરજ કરેલી તે વખતે નામદાર ચીફ જસટીસે ટીકા કરેલી કે હાઇકોર્ટમા આટલા બધા બેરીસ્ટરો છે તેમાથી ગમે તેને રોકવાને બદલે અમુકને જ શા માટે બધાએ રોકવા ને કોર્ટને અડચણ પાડવી? તેનો જવાબ ગોવર્ધનરામે આપેલો — 'There are junior counsel and senior counsel and we are bound to instruct those counsel who we think will do justice to our clients cause or whom the clients want us to engage" (બેરીસ્ટરો બે જાતના છે, નવા તથા જુના અનુભવી ને અમને લાગે કે અમારા અસીલનુ હિત સાચવશે તેવાને કે અસીલો જેમને રોકવાનુ કહે તેને રોકવાને અમે બધાએલા છીએ) બીજે પ્રસગ એવો આવેલો કે એપેલેટ સાઈડની પહેલી કોર્ટમા ગોવર્ધનરામ એક અપીલની તકરાર ચલાવતા હતા તેટલામા બીજી કોર્ટમા એમનુ કામ નીકળ્યુ સાધારણ રીતે ધારો એવો છે કે એક કોર્ટમા વકીલ રોકાયલો હોય તો બીજી કોર્ટમાનુ કામ તે વકીલ મુક્ત થાએ ત્યાર પછી લેવુ નામદાર પારસસે એ પ્રમાણે નહી ચાલતા શિરસ્તેદાર મારફતે એમને બે ત્રણ વાર તેડાં મોકલ્યાં હવે એમની સ્થિતિ કફોડી થઈ પણ પણ ગભરાયા વિના પહેલી કોર્ટમા સર ચાર્લ્સ ફેરનને પોતાની સ્થિતિ કહી ફેરન સાહેબે એમને ચાલતે કામે બીજી કોર્ટમા જવાની રજા આપી ને નામદાર પારસસને એવી રીતે કામ નહી લેવા કહેવાનુ કહ્યુ

અસીલ પ્રત્યે વકીલ તરીકેની પોતાની ફરજનો એમનો ખ્યાલ ઉચા પ્રકારનો હતો અસીલ પ્રત્યે પોતાની ફરજ બજાવતા તકરારમા વખત ઘણો રોકાઈ જશે ને તેથી ન્યાયાધીશને ઠીક નહી લાગે ને ગુસ્સે થશે એ વિચાર એમના મનમા આવતો જ નહી ન્યાયાધીશને ખુશ રાખવા ખાતર લબાણ તકરાર નહી કરતા ટુકમાં પતાવી દઈ પોતાના અસીલના લાભનો ભોગ આપી પોતાને માટે ન્યાયાધીશનો સારો અભિપ્રાય બધાય નહી એવી કેટલાક વકીલની પદ્ધતિ હોય છે તે એમને ગ્રાહ્ય નહી હતી પોતાને માટે ગમે તેવો વિચાર બંધાય તેની દરકાર નહી કરતા અસીલનું ભલું થાય એમ વર્તન કરવુ એ પોતાની ફરજ છે એમ એ માનતા

તથા તે પ્રમાણે ચાલતા પોતાના અસીલના લાભ માટે વખાણ તકરાર કરતા તેની સાથે કોર્ટ પ્રત્યે ઘટતા માનથી વર્તતા કોર્ટને માઠુ લાગે એવી અયોગ્ય ભાષા જાણી જોઇને કોઈ પણ વખત વાપરતા નહી ન્યાયાધીશ એમની તકરારથી કંટાળી જઈ ગુસ્સે થયા હોય તેવે પ્રસંગે ન્યાયાધીશને રીઝવવા હસતે મ્હોડે ખુશ કરી તેની તે તકરાર રજુ કરતા સર એડવર્ડ કેન્ડી એમના સ્વભાવ મુજબ એક પ્રસંગે ઘણા ગુસ્સે થઈ ગયા હતા ત્યારે ગોવર્ધનરામે ધીમે રહીને કહેલુ —"I believe, Your Lordship is alright" ( હું માનુ છુ કે આપની તબીયત તો ઠિક છે ) ને પાછુ પોતાને જે કહેવાનુ હતુ તે કહેવાનુ શરૂ કરેલુ

ગોવર્ધનરામનો પોતાના વકીલ ભાઈઓ જોડેનો સબધ મિત્રાચારી ભરેલો હતો પોતાથી મોટા તથા નાના દરેક જોડે યોગ્યતા પ્રમાણે તથા પરિચય પ્રમાણે વાતચિત તથા વર્તન કરતા. વકીલમડળમા એમનો કોઈ પણ દુશ્મન હતો નહીં કોઈપણ વકીલભાઇ તરફ ઈર્ષાથી જોતા નહીં તથા ભુંડુ અથવા અરુચિકર બોલતા નહીં દક્ષણી ગુજરાતી કે પારસી બધા જોડે સમાનતાથી વર્તત

એમને કામનુ દબાણ એટલુ હતુ કે જ્યારે કોર્ટમા રોકાયલા હોય અથવા વકીલના ઓરડામા ટેબલપર બેસી બ્રીફોના કાગળો ઉથલાવતા હોય છેક વાચીને થાકી જાય ત્યારે વિશ્રાન્તિ લેવા આરામ ખુરસીપર પડતા તે વખત પણ ફેક રીતે નકામો જવા દેતા નહીં ક્યાર જોડે બેઠેલા મિત્ર જોડે વાતો વિનોદમા અથવા કોઈ પણ હકીગત મેળવવામા અથવા પો વાચ્યુ હોય કે અનુભવ્યુ હોય તેનુ ગુઢ ભાષામા ધ્યાન આપવામા પોતાનો નવરાસનો વખ કાઢતા ઘેર પણ બ્રીફો વાચતા થાક લાગે ને મગજ કામ કરે નહીં ત્યારે દસ પદર મીનીટ કો પણ પુસ્તક વાચતા ને થાક ઉતારીને પાછુ પોતાનુ કામ શરૂ કરતા આરામ લેવાની એમન આ પદ્ધતિ હતી એ ઘણીવાર એમને મ્હોડેથી સાભળેલુ નવરા તો એ બેસતા જ નહીં ક પણ વિચાર કરતા હોય અથવા વાર્તા વિનોદથી રમુજસાથે પોતાના જ્ઞાનમા ઉમેરો કરતા હોય ઘરમા એકાતમા બેસી પોતાનુ કામ કરવાની તથા વાચવાની એમની ટેવ હતી તે છતાં હ ઇકોર્ટમા તો લાઇબ્રેરીમા એકાતમા બેસી પોતાના બ્રીફો તથા આધારો જોવાને બદલે વકીલન ઓરડામા સામાન્ય ટેબલપર એક ખુણે બેસવાનુ પસદ કરતા ને ત્યા આગળ આસપાસ ગ ટલો અવાજ થતો હોય તે છતા પોતાના વાચવામા રોકાયલા રહેતા વકીલાતના પાછલ વખતમા અતિશય બ્રીફોના ઢગના વાચવાથી થાક લાગી માથુ દુખે ને આખને શ્રમ લાગે ત્યા રે પોઇન્ લગાડી ક્ષણિક શાન્તિ મેળવી પોતાના વાચનમા પાછા ગુથાતા

વકીલ તરીકે અસીલ જોડે જરૂર જેટલો વાતનો પ્રસગ રાખતા અસીલો પોતાના દુખની વીગતી કોર્ટના અન્યાયની, અથવા કામને લગતી હકીગતો કહે તો શાત રીતે ખુશીથી સાભળતા મીઠા શબ્દોમા જવાબ આપી અસીલોને ખુશ રાખતા અસીલો જોડે વાત કરવાનું કામ પોતાના કારકુન શાસ્ત્રી ગિરજાશકરને ઘણે ભાગે સોંપતા અથવા તો એમનો કારકુન જાતે જ ઉપાડી લેતો એમનો કારકુન વૃદ્ધ વયનો હાઇકોર્ટના કામનો અનુભવી હતો તેથી હાસ્ય ભરેલી રીતે જુના વખતની પોતાની હોશીયારીની અથવા અનુભવની વાતાઓના પ્રસગો કહે તે હસતે મ્હોડે સાભળતા

કપડા પહેરવામા સાદાઈ રાખતા વકીલ તરીકે ભભકો મારવા ઉચી જાતના કપડાં કે પાટલુન કોઈ દહાડો એમણે પહેર્યા નહીં હતા મોટી રેશમી કોરનુ ધોતીઉ, વારનીશના બુટ તથા સફેત મોજા એ એમનો કોર્ટનો પોશાક હતો સારી કમાણી છતા દમામ અથવા સગવડ ખાતર ઘોડાની ગાડી એમણે કોઈ દીવસ રાખી હતી નહીં થોડા બ્રીફો હોય તો લેધર કલોથમાં

કચેરી બગલમા પોટલુ મારી કોર્ટનો વખત પૂરો થયો કે બારોબાર ઘેર જતા ચાલતા ફરવા જવાની એમને ટેવ નહીં હતી કોઈવાર ચાલવાનુ મન થાય તો વાડે લગણ કોર્ટમા ચાલતા જાય ને તરત ટ્રામમા બેસી ઘેર જાય હને પૈસે આટલી સાદાઈ રાખવી એ સહેલી વાત નહીં હતી મનની સ્થિરતા હોય હોય તો જ આવુ વર્તન થઈ શકે

નિવૃત્ત થયા તે વખતે એમણે હજારો રૂપીયા સંચિત કર્યા હતા પોતાને વતન નડિયાદમા જઈ આગ્રમર રહેવાય એટલી માસિક રકમ આવે એટલો સચય થયો છે એમ એમને લાગ્યુ કે પોતાના પૂજ્ય કાકા મનસુખરામભાઈની આજ્ઞા લઈ નિવૃત્ત થવાનો અસલ સ. ૧ અમલમા મુકવાનો નિશ્ચય કર્યો એમના કાકાએ રજા તો આપી પણ એક શરત મૂકી કે કોઈ મોટુ કામ આવે ને અમીનનો અતિશય આગ્રહ હોય તો તે કામ હાથ લેવુ ને તેટલુ કામ કરવુ એ શરત મુજબ મારા જાણવા પ્રમાણે એક જ કામમા એ સન બેરીસ્ટરને સમજુત આપવા તથા વકીલ તરીકે કોર્ટ સમુખ કામ કરવા મુબાઈ આવ્યા હતા તે સિવાય મુબાઈ આવી વકીલાતનું કામ કર્યું હોય એ મને ખબર નથી મિત્રોને કાયદાની ખાનગી સલાહ આપના પણુ ફી લઈને થોડા બહારગામના પ્રસગો સિવાય વકીલાતનુ કામ કર્યું નહિ હતુ

પોતાના જીવનનો નકશો કરી રાખ્યો હતો તેની જ રીતે દરેક બાબતમા એ નિયમિત હતા આવા નિયમિત સ્વભાવને લીધે પોતાની ઉપજના પ્રમાણમા વ્યય કરતા ને તેથી પિતાનું દેવુ આપવુ પડેલુ તથા કુટુબ પોષવુ કરવુ પડેલુ તે છતા પાચ ૫ ૨ વર્ષની વકીલાતમા દ્રવ્ય એકઠુ કરવાને શક્તિમાન થયા હતા એમના નિયમિતપણાનો એક દાખલો એ છે કે એમણે નિશ્ચય કરેલો કે દરેક મહીને અમુક રૂપીયાની પોતાને ઉપયોગી ચોપડી ખરીદ કરવી ને તેટલા માટે ચોપડી વેચનારાની યાદીમાથી પુસ્તકો પસદ કરતા ને તે વીશે મિત્રોમા પુછપરછ કરતા આ ટેવથી એમની પાસે વિવિધ વિષયસબધી પુસ્તકોનો નાનો ભડાર થયો હતો

ગોવર્ધનરામની મુખમુદ્રા શાંત ગભીર વિચારશીલ તથા નિશ્ચયાત્મક સ્વભાવ સૂચવતી હતી ને તે જ પ્રમાણે કોમળ હૃદયના ઠડા મિજાજના ગમુજી હતા ગુસ્સે તો ભાગ્યે થતા એમણે ક્રોધને તાબે કીધો હતો ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણે પોતાને જ્યા ગુણવાળો ભક્ત પ્રિય છે તે કહેતા જે ગુણો ગણા્યા છે તેમાના ઘણા ગુણો ઉત્તરાવસ્થામા એમનામા હતા એમ કહેવામા બાધ નથી —

अद्वेष्टा सर्वभूताना मैत्र करुण एव च ।
निर्ममो निरहकार समदु खसुख क्षमी ॥
सतुष्ट सतत योगी यतात्मा दृढनिश्चय ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्त स मे प्रिय ॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च य ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो य स च मे प्रिय ॥
सम शत्रौ च मित्रे च तथा मानापमानयो ।
शीतोष्णसुखदु खेषु सम सगविवर्जित ॥
तुल्यनिंदास्तुतिर्मौनी सतुष्टो येन केनचित् ।
अनिकेत स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नर ॥

એમની મુખાકૃતિપરથી એમ નહિ લાગે કે ''સરસ્વતીચંદ્ર'મા જે પ્રસંગો તથા વિચારો દર્શાવ્યા છે તે વર્ણન કરનાર પોતે હોય ' એમાના કેટલાક વિચારો જોસ્સાવાળી પ્રકૃતિ વિના આવી શકે જ નહિ, એ પરથી એમ કહી શકાય કે એમની અંદરની પ્રકૃતિ કેટલીક બાબતમા બહારના દેખાવ કરતા જુદા પ્રકારની હતી 'સરસ્વતીચંદ્ર' એમના જ્ઞાન, અનુભવ, તથા વાચનનુ ભડારસ્થાન છે ને પ્રેમાનંદ તથા નર્મદાશકરના ગ્રન્થોની જોડે ગુજરાતી ભાષામા પતાકા રૂપ છે, ને ગુજરાતી નવલકથાઓમા પ્રથમ પદે છે કાઠીયાવાડના રજવાડાઓના રાજ્ય કારભારનો, ગુજરાતના જુના વિચારના તથા નવીન અગ્રેજી કેળવણી પામેલા વર્ગના ગૃહસસારનો, માનસિક પ્રેમ તથા લગ્નનો, રામાયણ તથા મહાભારતમાથી ઉપજતી ઢાઢેવા મારનો રૂપક તરીકે યથાર્થ ચિતાર જોવો હોય તો 'સરસ્વતીચન્દ્ર'માથી મળી આવશે વ્યાવહારિક પ્રસગોનુ સૂક્ષ્મ અવલોકન કરવાની શક્તિનો એ પૂર્ણ નમુનો છે પાશ્ચિમાત્ય પદ્ધતિની ઉત્તમ નવલકથાઓનુ ખરેખર સ્વરૂપ ગુજરાતી વાચકવર્ગને 'સરસ્વતીચદ્ર'મા બતલાવ્યુ છે એ નવલકથાએ ગુજરાતી ભાષા બોલતા મુલકના લોકોના વિચારોપર સાબિત છાપ બેસાડી છે, એટલે લગણુ કે એમના મુખ્ય સ્ત્રીપાત્રોના નામો પોતાના છોકરાને આપવામા ઉચ્ચ કુટુબો માન સમજે છે આધુનિક ગુજરાતના ગૃહસસારનુ આબેહુબ ચિત્ર આપ્યુ છે રાજકીય, સસારિક, વ્યાવહારિક, ધાર્મિક સવાલો સબધી એમના વિચારોનો ઝોક કે એમ કહીએ તો ચાલે

નાના સાથે નાના તથા મોટા સાથે મોટા થવુ એવી એમની પ્રકૃતિ હતી એમનામા દમ્ભ તથા મોટાઈ હતા નહિ કેટલેક પ્રસગે એમનો સ્વભાવ બાળક જેવો ભોળો લાગતો એમની કેટલીક વાતોમા સાભળનારને હસવા જેવુ કઈ લાગે નહિ પણ પોતે આનદ પામી પેટ ભરીને હસતા ગમે તેવુ દુ ખ આવી પડે તોપણુ શાતિથી નીડરપણે સહન કરતા ઓરીએન્ટલ બેંકમા એમણે રૂપીઆ જમા કર્યા હતા તે બક ભાગવાની સ્થિતિપર આવી છે ને યોગ્ય સમયમા નાણા આપવા બધ કરનાર છે એવી એમને ખબર મળતા તપાસ કરી તો માલમ પડયુ કે બેંકે દેવાળુ કાઢયુ છે તથા બારણા બધ કીધા છે આવે પ્રસગે ગમે તેવો સખત તથા હીંમત વાળો માણસ હોય તોપણ તે ઘભરાઇ જાએ, તેને બદલે ઘેર આવી પોતાના કુટુમ્બ આગળ હસી પડ્યા એ ગોવર્ધનરામ જ કરી શકે એટલા પૈસા જવાના હશે તેથી મોટી ખબર કાઢવાની સૂઝ પડી એ ઈશ્વિરની અગાધ ગતિથી એમને હસવુ આવેલુ આવે સમયે માણસના મનની મોટાઇ તથા દૃઢતાની પરીક્ષા થાય છે એ કસોટીમા ગોવર્ધનરામ અનેક પ્રસગે પાર ઉતર્યા હતા

કુટુમ્બવાત્સલ્ય, વડીલ પ્રત્યે પૂજ્યભાવ, સુજનતા, ખરી દેશલાગણી એમના સ્વભાવના મુખ્ય લક્ષણો હતા જુના આર્ય આચાર વિચાર, રૂઢિ, સસ્થાઓને પૂર્ણ માન આપતા તથા તે જાળવી રાખવામા આર્ય દેશનુ હિત સમાયલુ છે એમ માનતા ( જુઓ અમદાવાદની સોશીયલ અને લીટરરી એસોસીએશન તરફથી "આપણી જીવન ભાવનાના વ્યવહારમા જણાતાં સ્વરૂપ ' વિષયપર અપાએલા એમના ભાષણના વચનો —"હિંદુ, સમજીને કે સમજ્યા વગર, પણ વસ્તુત –એના કુટુમ્બ માટે જીવે છે, કુટુમ્બ એ જ્ઞાતિ માટે જીવેછે, જ્ઞાતિ એ કરતા મ્હોટા મડળ માટે મહાજન યા ચોરાશી માટે જીવેછે, અને એ મ્હોટ્ટુ મડળ સમસ્ત લોક માટે જીવે છે પાશ્ચાત્ય માણસ એના જનસમાજમા એક સ્વતન્ત્ર વ્યક્તિ છે, અને હિંદુ એ એના જનસમાજનો એક અવયવ છે આપણુ અવિભક્ત કુટુમ્બ જીવન, આપણી નાતની આજ્ઞાનુ મહત્ત્વ, આપણા શાસ્ત્રીય રૂઢિ સપ્રદાય વગેરેના નિયમો માટે માન—એ સર્વનુ રહસ્ય અને તત્ત્વ આ છે ...'મનુષ્યમાત્રની સમાનતા' એ શબ્દો પશ્ચિમમા દરેક જણને મુખે આપ

જુ માબળીએ છીએ આપણી ભાવનામા 'સમાનતા', 'અસમાનતા 'ને સ્થાન ન તો પરસ્પર 'કર્તવ્ય' કરવાના છે ") 'સરસ્વતીચદ્ર'માં પણ વણે ઠેકાણે જુની સસ્થાઓનો બચાવ કર્યા છે સ્ત્રી કેળવણી, વિધવા વિવાહ વિગેરે એમના વિચારો આગળ પડતા એ એમના લેખો પરથી જણાય છે તે છતા જનસમાજ તૈયાર નહીં હોય તોપણ લોકમત વિરુધ વ્યવહારમાં દાખલ કરવા એ એમને માન્ય નહીં હતુ જુની ચાલી આવેલી પદ્ધતિ માટે માન ને અસલી વિચારના વડીલો બેડેના સંબંધને લીધે એમના કેટલાક વિચારો અમલમાં મુકી શકયા નહીં હતા આસરે વીસ બાવીસ વરપર 'સ્ટુડન્ટ્સ લીટરરી સોસાઈટી' તરફથી મરહૂમ ન્યાયમૂર્તિ ટેલગે "સસાર સુધારો ને રાજકીય સુવારો સાથે સાથે થઈ શકે કે સસાર સુધારો પેહલો થવો જોઈએ" એ વિષયપર ફરામજી કાવસજી ઈન્સ્ટીટ્યુટમા જાહેર ભાષણ આપ્યુ હતુ તે પ્રસગે તકરાર ચાલી હતી તેમા એમણે પણ પોતાના વિચારો દર્શાવ્યા હતા ને જુની સસ્થાઓનો બચાવ કીધો હતો તે કેટલાકને સાભરતુ હશે પોતાની પુત્રીના સ્મરણાર્થ લખેલી "લીલાવતી—જીવનકલા" નામના ચરિત્રમા સ્ત્રી કેળવણી સબધી એમના વિચારો કેવા હતા તે જણાય છે પોતાની પુત્રીને કેવી યુક્તિપૂર્વક યોગ્ય સગીન જરૂર જેટલી ગુજરાતી અંગ્રેજી તથા સસ્કૃતમાં ઘરગથ્થુ કેળવણી આપી હતી! એમના વિચારો બાળલગ્ન સામે હતા એમ સ્નેહમુદ્રામાના ઉદ્ગારોથી અનુમાન થાય છે

દેશસેવા તથા જનસેવા યથાશક્તિ કરવી એ સકેત એમણે તરૂણાવસ્થામાથી રચ્યો હતો પુસ્તકો લખી, જાહેર ભાષણો આપી, માસિકોમા લેખો છપાવી પોતાનામા જે જ્ઞાન હતુ તેનો ગુર્જર પ્રજાને લાભ આપવો એ ઉદ્દેશ પૂર્ણરીતે અમલમા મુકયો હતો જાહેરમા આવી થોડી મેહેનત કરી ખોટુ અયોગ્ય માન મેળવવુ એ એમને બીલકુલ પસદ નહીં હતુ જનસેવા કરનાર મહાન પુરુષો (જેવા કે ન્યાયમૂર્તિ રાનાડે તથા સર ફીરોઝશાહ મેહેતા) પ્રત્યે ખરો 'પૂજ્ય' ભાવ રાખતા તથા બતાવતા પોતાથી જાહેર કામોમા ભાગ લેવાનું એમના શાંત સ્વભાવને લીધે બની શકેલુ નહીં તોપણ એવા જનસેવાના કામ કરનારના કૃત્યોમા છીદ્રો શોધી તેમની ટીકા કરવામા અથવા પાછળથી નિંદા કરવામા કેટલાએક છિદ્રસતોષીની પેઠે બીલકુલ ભાગ લેતા નહીં ચાલતા રાજકીય તથા અન્ય સવાલોની વર્તમાનપત્ર દ્વારા કે પુછપરછ કરીને માહિતી રાખતા મુબાઈ વિદ્યાલયના કામકાજમા, સભાસદ નિમાયા ત્યારથી પૂર્ણ ભાગ લેતા હતા—કેળવણીનો વિષય, (તેમા પ્રધાનપણે ઉંચી વિદ્યાલય કેળવણીનો વિષય) એમના નિશ્ચય કરેલા કર્તવ્ય મડળમાં આવી જતો તેથી એ બાબતમા ખરા મનથી તથા હોંસથી ભાગ લેતા વિદ્યાલયની ઘણી સભામા હાજર રહેતા તથા તકરારમા ભાગ લેતા એ જે વર્ષથી ગુજરાતી ભાષા ઐચ્છિક ભાષા તરીકે એમ એ ની પરીક્ષામા દાખલ કરવામા આવી ત્યારથી પરીક્ષક નિમાતા હતા ને ઉત્સાહથી પરીક્ષકનુ કામ કરતા હતા ગુજરાતીમા પણ ઉચા પ્રકારનુ સાહિત્ય છે એ સવાલપત્રો કાઢી સિદ્ધ કરી આપ્યુ હતુ એ પરીક્ષા લેવાને પ્રસગે ત્રણ ચાર વર્ષે લગભગ એમનુ દરેક વર્ષ મુબાઈ આવવાનુ થતુ હતુ તેથી પોતાના જુના મિત્રોને મળવાનુ બની શકતુ હતુ એમના માનમા એક જુના વૃદ્ધ વકીલ રા બા ઘનશ્યામ નીલકઠ નાડકર્ણી દરેક વર્ષ પોતાને ઘેર નાનો મેળાવડો કરતા ને તેમા ગુજરાતી વકીલો તથા કેટલાક દક્ષણી વકીલોને આમત્રણ કરતા ને કલાક દોઢ કલાક વાર્તા વિનોદમા કાઢી બધા છુટા પડતા હતા

વાર્તા વિનોદ કરવામા ગોવર્ધનરામ પેહેલે નબરે હતા એમની અવલોકન શક્તિ એવી આગળ હતી કે નજીવા જેવા પ્રસગો કે જેમાથી સાધારણ માણસને કઈ પણ બોધ લેવા જેવુ

તેમાથી પણ એમને જુદી જ તરેહનો સાર જડતો આ નૈસર્ગિક શક્તિને લીધે જે પ્રસગોનો તથા એમના વાચવામા આવેલા અનેક પ્રકારના પુસ્તકોનાં દૃષ્ટાતોનો તથા દૃષ્ટાંતોનો એટલો મોટો સગ્રહ એમને યાદ હતો કે વાતચિત કરવા બેસે તો કલાકોના કલાકો ચાલી જાય પણ એમનો ભડાર ખૂટે નહીં એ શિવાય કોઈપણ માણસ જોડે વાત કરવા બેસે તો વિધવિધ વિષયપર તેની પાસેથી તેની માહિતીમા હોય તેવી હકીગત ખેંચી કાઢવાની એમની શક્તિ વિલક્ષણ હતી એમની લહેરમા આવે તો પોતે જ વાત કર્યા જાએ ને મરજીમા આવે તો સામા માણસને સવાલો પુછ્યા જ જાએ વાત કરવામા કેટલીક વખત એટલી ચીકણાઇ તથા લખાણુ કરે કે સાભળનારને કટાળો ઉપજવા જેવુ થાએ પણ પોતે પોતાની વાતનો દોરો ખેચ્યા જ જાએ

વાનપ્રસ્થ થવા પછી પણ એમનો અભ્યાસ જારી જ હતો એ વખામા દૈવયોગે એમની તબીએત સારી રહેલી નહિ, મહીના ને મહીના લગણુ વ્યાધિથી પીડા પામેલા, કુટુમ્બમા મરણ થએલા તો પણ વાચવાનુ મુકી દીધેલુ નહિ યોગાભ્યાસ કરવામા તથા ધર્મસબંધી પુસ્તકો વાચવામા ઘણો વખત ગુજારતા આ અરસામા ગુજરાતમા ઠેકાણે ઠેકાણે પ્રસગોપાત જાહેર ભાષણો આપી પોતાના જ્ઞાનનો લાભ આપ્યો હતો તથા માસિકોમા અંગ્રેજી તથા ગુજરાતીમા વિદ્વત્તા ભરેલા લખાણો મોકલ્યા હતા છેલ્લુ જાહેર ભાષણ ગુજરાત સાહિત્ય પરિષદના અધ્યક્ષ તરીકે "પ્રાચીન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ" એ વિષયપર આપ્યુ હતુ એ ભાષણ પ્રૌઢ ભાષામા તથા નવીન હકીગતોથી ભરપૂર છે એમને અતિસાર તથા અગ્નિમંદનો વ્યાધિ ઘણા વર્ષથી હતો તે પાછળથી વધારે પીડા કરવા લાગ્યો ડાકતરોની દવા કરતા હતા અને પોતે પણ પોતાના રોગવિષે અંગ્રેજી તથા સસ્કૃત વૈદક ગ્રન્થો વાચી પોતાને અનુકુળ પડે એવી દવાઓ ડાકતરની સલાહથી લેતા આર્યવૈદક ગ્રથોમા પણ હાલની ફીઝીઓલોજીની શોધો થઈ છે તે જ્ઞાન હતું એ એમણે શોધી કાઢ્યુ ને એ વિષયપર એમણે નોધો કરી રાખેલીછે તથા એક લેખ લખવા માડયો હતો તે કમનસીબે અપૂર્ણ પડ્યો છે આ લેખ તથા અસલથી જે કાંઈ પુસ્તકો વાચતા તેમાથી પોતે નોધો કરી રાખતા તે નોધપોથીમાથી પ્રસિદ્ધ કરવા જેવી નોધો તથા વિચારો એમના પુત્ર તથા ભાઈ તરફથી પ્રસિદ્ધ કરવામા આવે તો ખરેખર એમના પ્રસિદ્ધ લેખો કરતા અપ્રસિદ્ધ વિચારો જનસમાજને ઓછા ઉપયોગી થઈ પડશે નહિ, બલકે નવુ જ અજવાળુ પાડશે "દ્રૌપદી સ્વયવર" નામનુ નાટક એમણે લખ્યુ હતુ પણ પોતાના મન લાયક નહિ હોવાથી કે ગુજરાતી નાટક વાચનાર તથા જોનાર વર્ગના રસને અનુકૂળ નહિ પડે એમ લાગવાથી કે શા કારણથી પ્રસિદ્ધ કર્યુ નહિ ગુજરાતી જનસમાજને એમના હસ્તે લખાએલુ નાટક વાચવાની સ્વાભાવિક ઉત્કંઠા થાય તે એ નાટક પ્રસિદ્ધ કરી તૃપ્ત કરવામા આવે તો ઠીક

ગોવર્ધનરામ જ્યોતિષશાસ્ત્રમા માનતા તથા પાછળથી થોડો ઘણો અભ્યાસ પણ કર્યો હતો વેદાંતશાસ્ત્રમા સસ્કૃત ગ્રન્થો વાચી ઘણા ઊંડા ઉતર્યા હતા ને અંગ્રેજી તત્વજ્ઞાનનો અભ્યાસ કર્યા હતો તે છતા જ્યોતિષપરથી આસ્થા ગઈ નહિ હતી છેક પ્રારબ્ધવાદી નહિ હતા પ્રવૃત્તિ યોગ્ય સમયે કરવી તથા પછી નિવૃત્તિ કરવી એવો એમનો મત હતો ને તે જ પ્રમાણે પોતાના જીવનમા વર્ત્યા હતા

મનસુખરામ કૃષ્ણસુખરામ મહેતા.

## गोवर्धनरामभाईनु एक व्यक्तिरूपे जीवन.

सुशील सुप्रसन्नात्मा सर्वेषा हिततत्पर ।
कुरु च हि यथाशक्ति कर्तव्य प्रभुश्रद्धया ॥

અર્થ —સદ્ગુણી, સુપ્રસન્નાત્મા, તથા સર્વના હિતમા તત્પર એવો થઇને ત્હારાથી બની શકે તેટલું ત્હારુ કર્તવ્ય પ્રભુશ્રદ્ધાથી તુ અવશ્ય કર

So didst thou travel on life's common way
In cheerful godliness, and yet thy heart
The lowliest duties on herself did lay

Wordsworth.

અર્થ —(પ્રવાસી!) એવી રીતે જીવનના સામાન્ય માર્ગ ઉપર ત્હેં પ્રસન્ન ચિત્તે ઈશસેવામા તત્પર રહી પ્રયાણ કર્યું, અને તેમ છતા ન્હાનામા ન્હાના ધર્મનો પણ ત્હારા હૃદયે અંગીકાર કર્યો હતો •

---

૧

સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામભાઈના દેહના અકાળ અવસાનથી સમસ્ત ગુર્જર પ્રજામા અત્યન્ત શોક વ્યાપી રહ્યો છે અને તેમ કેમ ન થાય? ગોવર્ધનરામભાઇએ પોતાની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓથી અનેક રીતે ગુર્જર પ્રજાની એવી તો સેવા કરેલી છે કે કોઈ પણ કૃતજ્ઞ પ્રજા તે કદાપિ વિસરી શકે તેમ નથી એક ઉત્તમ પ્રતિના વિદ્વાન તથા વિચારકરૂપે, તત્ત્વશાસ્ત્રના અભ્યાસી તથા કવિરૂપે, નવલકથાકાર તથા નિબન્ધલેખકરૂપે, તેમ જ અન્યથા "ત્રિપાઠી" સમગ્ર ગુર્જર પ્રજામા સુવિખ્યાત છે એવા કીર્તિમાન્ પુરુષના સમ્બન્ધમા અનેક રીતની જિજ્ઞાસા થાય એ સર્વાંશે સ્વાભાવિક છે, પર તુ આ જીજ્ઞાસાને અત્ર સપૂર્ણ રીતે તૃપ્ત કરી શકાય તેમ નથી કારણ કે लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हसि ।—ઉત્તમ પુરુષના હૃદયના અ તર્ગત હાર્દને બરાબર કોણ જાણી શકે તેમ છે? અને કદાચિત્ તેવા હૃદયનો સ્વયમેવ સાક્ષાત્કાર કર્યો હોય તોપણ ત્હેનું યથાસ્થિત ચિત્ર આલેખવુ એ જ્યારે કઠિન થઈ પડે છે, તો પછી તેવા હૃદયનો જેણે સપૂર્ણ રીતે અનુભવ કર્યા નથી તેવો પુરુષ ત્હેનુ યથાસ્થિત ચિત્ર કેવી રીતે આલેખી શકે? વળી ગોવર્ધનરામભાઈની પ્રવૃત્તિઓ અનેકદેશીય હોવાથી ત્હેમનું સાગોપાગ વર્ણન આ લઘુ લેખનો ઉદ્દેશ ન જ હોઈ શકે અત્ર તો માત્ર જે પુરુષે અનેક રીતે અમર કીર્ત્તિ પ્રાપ્ત કરી છે તે પુરુષનુ એક મનુષ્યરૂપે જીવન કેવા પ્રકારનુ હતું તે યથાશક્તિ બતાવવા પ્રયત્ન કરાયો છે

આ લેખકને ગોવર્ધનરામભાઈના નિકટ સહવાસમા આવવાનુ તથા ત્હેમના આચાર વિચારાદિનું નિરીક્ષણ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ હતું ત્હેમની આ લેખક પ્રતિ એટલી બધી કૃપા હતી અને ત્હેમના સંગથી આ લેખકને એટલો બધો લાભ થયો છે કે તે માટે ત્હેમનો જેટલો ઉપકાર મનાય તેટલો ઓછો તથાપિ સદ્ગતશ્રીની યથાશક્તિ કાંઈ પણ સેવા કરવી એ કર્તવ્ય સમજી આ લેખ લખાયો છે

ગોવર્ધનરામભાઈ એક અત્ય ત બુદ્ધિમાન્ તથા વિદ્વાન્ લેખકરૂપે સુપ્રસિદ્ધ છે પરન્તુ

આ લેખકનુ એમ મત એવુ છે કે જેમ 'સરસ્વતીચન્દ્ર, સ્નેહમુદ્રા' આદિ લેખદ્વારા ત્હેમણે જે કાર્ય સાધ્યુ છે ત્હેની, તેઓ ભવિષ્યમા જે મહત્ કાર્ય કરવાનો અભિલાષ રાખતા હતા અને જેનો હજી તો ત્હેમણે માત્ર પ્રારમ્ભ જ કર્યો હતો, તે કાર્યની સાથે તુલના થઈ શકે તેમ નથી, તેવી જ રીતે જે પવિત્ર હૃદયે ભિન્ન ભિન્ન લેખોદ્વારા ઉદાત્ત ભાવનાઓનો આપણને સાક્ષાત્કાર કરાવ્યો છે તે હૃદયની તત્પ્રેરિત લેખો સાથે કદાપિ તુલના થઈ શકે તેમ નથી ત્હેમના લેખો ત્હેમના નિષ્કલંક હૃદયચન્દ્રના અનુરૂપે હોઈ, મૂળસ્થાનની શુદ્ધ, સૌમ્ય પ્રભાના અંશમાત્ર જ છે ગોવર્ધનરામભાઈની બુદ્ધિની સૂક્ષ્મતા (Keenness) તથા વ્યાપકતા (comprehensiveness), ત્હેમની કલ્પનાની અપૂર્વતા તથા અર્થસૂચકતા, ત્હેમની વિદ્વત્તાની અગાધતા તથા વિશાલતા જેટલી વિરલ તથા વિલક્ષણ હતી, ત્હેનાથી ત્હેમના હૃદયની ઉદાત્તતા તથા ઉદારતા, શુદ્ધતા તથા સાધુતા, સરલતા તથા સાત્ત્વિકતા વિશેષ વિરલ તથા વિલક્ષણ હતી કેટલાએક બુદ્ધિમાન્ લેખકોમા દૃશ્યમાન થતી વિચાર તથા આચારની વિષમતા ત્હેમના અદમ્ભી, ઋજુ હૃદયને અપરિચિત હતી चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता–વિચાર, વાણી તથા ક્રિયામા સાધુઓની એકરૂપતા જ હોય છે, એ વચન ત્હેમના પ્રયાસોનુ લક્ષ્ય હતું એમ કહેવાનો લેશ પણ ઉદ્દેશ નથી કે ગોવર્ધનરામભાઈ સર્વવાતે સપૂર્ણ હતા તથા ત્હેમનામા દોષ વા ન્યૂનતા હતા જ નહિ કહેવાનુ માત્ર એટલુ જ કે ત્હેમના જેવા અનેક સદ્ગુણોના સમૂહો ભાગ્યે જ દૃશ્યમાન થાય છે તેમ જ ત્હેમના જે કાઈ દોષો હતા ત્હેમાંના ઘણાખરાને માટે આગ્લ કવિ ગોલ્ડસ્મિથની "Even his failings leaned on virtues side–ત્હેમના દોષ પણ સદ્ગુણ પ્રતિ વળતા હતા," એ પંક્તિનો પ્રયોગ અતિયોગ્યતાથી થઈ શકે તેમ હતું આ સાધુજીવનસુધાના પ્રવાહના તટસ્થ પ્રેક્ષકને શીતલ પવનની મન્દ મન્દ લહરીદ્વારા અનાયાસે જ સતાપશમન તથા પ્રોત્સાહનનો લાભ પ્રાપ્ત થશે •

અમુક પુરુષે મનુષ્યરૂપે પોતાનુ જીવન કેવી રીતે વ્યતીત કર્યું છે, ત્હેનું સપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉત્તમ માર્ગ એ છે કે જે ભિન્ન ભિન્ન સબન્ધો (relations) તે પુરુષને પ્રાપ્ત થયા હોય, તે તે સબન્ધોના કર્ત્તવ્યો તે પુરુષ કેવા ઉદ્દેશથી તથા કેવી રીતે કરેછે, ત્હેનું તટસ્થ રહીને સૂક્ષ્મ નિરીક્ષણ કરવુ, અને દેશકાલાદિ પરિચ્છેદો લક્ષમા રાખી ત્હેના કર્મોની યોગ્યતા વા અયોગ્યતાનો નિર્ણય કરવો એ રીતિ અનુસરવાનુ જો કે અત્ર સપૂર્ણ રીતે બની શકે તેમ નથી, તથાપિ યથાશક્તિ તેમ કરવા આપણે પ્રયત્ન કરીશુ

પરન્તુ તેમ કરતા પૂર્વે કેટલીએક બાબતો લક્ષમા રાખવાની છે પ્રથમ તો આ કે કાવ્ય તથા નીતિશાસ્ત્રના ઉત્સાહી અભ્યાસી હોવાથી જીવનના ભિન્ન ભિન્ન સબન્ધમા મનુષ્યે કેવી રીતે વર્તવુ જોઈએ તે વિષયમા ત્હેમણે ઉત્તમ ભાવનાઓ (Ideals) કલ્પી હતી, અને દેશકાલાદિ ધ્યાનમા લઈ તે ભાવનાઓનુ આચારમા રૂપાન્તર કરવા તેઓ શુદ્ધ હૃદયથી અનતો પ્રયત્ન કરતા ત્હેમની કર્ત્તવ્યબુદ્ધિ (sense of duty) એવી તો ઉદાત્ત તથા ઉચ્ચ હતી કે જ્યા આપણે સામાન્ય રીતે નીતિમાન્ તથા ધર્મિષ્ઠ કહીએ તેવા પુરુષો નિઃસંકોચે કર્મ કરે ત્યા પણ ગોવર્ધનરામભાઈ પ્રથમ પોતાના કર્ત્તવ્યનો વિચાર કરવા વિરમતા આવી ભાવનામય દૃષ્ટિ તથા કર્ત્તવ્યનિષ્ઠાને લીધે વ્યવહારમાં વારવાર ધર્મસકટોરૂપી કટકો ત્હેમના માર્ગમા આવતા તેવા પ્રસગોમા તેમ જ અન્ય પ્રસગે જેમ બને તેમ પરિણામે હાનિ સ્વલ્પ થાય તથા જેમ બને તેમ ધર્મના કેવલ બાહ્યરૂપનુ જ નહિ પરન્તુ અન્તર્ગત રહસ્યનું રક્ષણ વિશેષ થાય તેની વર્ગ્યેં(?) યુક્તિ (righteous tact) બહુ જ આશ્ચર્યકારક રીતે તેઓ યોજતા ગમે તેમ

કરીને, પોતાનો સ્વાર્થ સાધવો ત્હેમાં જ વ્યવહારકુશલતાનો સમાવેશ થાય છે એમ માનનારાઓ તથા વસ્તુસ્થિતિનો વિચાર કર્યા વિના નૈતિક તથા ધાર્મિક કલ્પનાઓની મ્હોટી મ્હોટી અસાધ્ય વાતો કરનારાઓ ભલે ફાવે તેમ પ્રલાપ કરે, પરન્તુ જેને વિકટ ધમસકટોમાં તેમ જ અન્ય પ્રસંગે મકમ જ કરવા છે અને સત્ય હિત જ સાધવું છે ત્હેને ધર્મયુક્તિ ( righteous craft ) વિના અન્ય ઉત્તમ ઉપાય નથી, એ સિદ્ધાન્ત સર્વદા સુસ્મરણીય છે

બીજી વાત ધ્યાનમાં રાખવા યોગ્ય આ છે કે સંસારના ભિન્ન ભિન્ન સમ્બન્ધીની જે ભાવનાઓ ગોવર્ધનરામભાઈએ કલ્પી હતી તે સવની આધારભૂત ભાવના **અતિથિ-યજમાન-ભાવના** હતી તેઓ એમ માનતા કે જેમ ઉત્તમ યજમાન પોતાના અતિથિની જ અનુકૂલતાનો વિચાર કરે છે, અને ઉત્તમ અતિથિ યજમાનની જ અનુકૂલતાનો વિચાર કરે છે, તેવી રીતે આ સંસારવ્યવહારના ભિન્ન ભિન્ન સબન્ધોમાં ઉભયપક્ષે સામા પક્ષનું હિત કેમ સધાય ત્હેનો વિચાર કરવો જોઈએ

ઉક્ત ઉભય સિદ્ધાન્ત ગોવર્ધનરામભાઈના આચારવિચારના રહસ્યભૂત છે સરસ્વતીચન્દ્ર તથા લીલાવતી જીવનકલાના રસજ્ઞ વાચકને એ સિદ્ધાન્ત સ્પષ્ટ થાય તેમ છે, તેમ જ ત્હેમના આચારવ્યવહારનું નિરીક્ષણ કરનારને પણ તે સમજાય તેમ હતું

તદુપરાન્ત જે દેશકાલમાં આ સિદ્ધાન્તોનો પ્રયોગ ત્હેમને કરવાનો હતો, તે દેશકાલની સ્થિતિનું સ્વરૂપ લક્ષમાં લેવું આવશ્યક છે આગ્લવિદ્યાના પ્રચારનો પ્રારમ્ભ આ દેશમાં થયો ત્યારથી એક પક્ષે પાશ્ચાત્ય વિચાર તથા અન્ય પક્ષે હિંદુલોકમાં પ્રચલિત રૂઢિઓ વચ્ચે તુમુલ યુદ્ધનો આરમ્ભ થયો આ યુદ્ધના પરિણામે સ્નેહીસબધીઓમાં ભેદ પડવા લાગ્યા, અને સ્થાને સ્થાને અશાન્તિ પ્રસરી એક પક્ષે 'હિંદુલોકો જગલી છે, ત્હેમનો ધર્મ કેવલ ભ્રમ જ છે, ત્હેમના શાસ્ત્રો કેવલ ઠગ પહોરના ગપાટા છે," ઇત્યાદિ અન્ધ મત પ્રચલિત હતું, તો અન્ય પક્ષે "અગ્રેજી ભણ્યે માણસ વહી જાય છે અગ્રેજી ભણેલા નાસ્તિક થઈ જાય છે," ઇત્યાદિ અન્ધ મત સામાન્ય લોકવર્ગ નવીન પક્ષવાળા જ્યારે બુદ્ધિને યોગ્ય લાગે તે જ પ્રમાણભૂત ગણવું એમ ધારી, સ્વપક્ષનુ સમર્થન કરવા ખરી ખોટી યુક્તિપૂર્વક દલીલો આપતા, ત્યારે રૂઢિના અનુયાયીઓ તો માત્ર 'રૂઢિ એ જ પ્રમાણ એમ કહી અન્ધ શ્રદ્ધાથી જ રૂઢિનું અનુસરણ કરવાને આગ્રહ કરતા. પરન્તુ જેમ એક પક્ષે આત્મબુદ્ધિને જ પ્રમાણ માની લેવામાં સમાજમાં નિરકુશતા પ્રસરશે તે વાત, તેમ જ મનુષ્યો મ્હોટે ભાગે સકુચિત અનુભવવાળા તથા અજ્ઞ હોય છે એ વાત નવીન પક્ષવાળા વિસ્મરી ગયા હતા, તેમ અન્ય પક્ષે રૂઢિના અનુયાયીઓ પણ ભૂલી ગયા હતા કે અન્ધ શ્રદ્ધા ત્યાંસુધી જ સભવે છે કે જ્યાંસુધી જ્ઞાનના પ્રકાશે બુદ્ધિને જાગૃત કરી નથી જેમ કોઈ પણ પુરુષ ઘોર અન્ધકારમાં હોય ત્યાં સુધી, પોતે જેને માર્ગદર્શક ગણે છે ત્હેના ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી ત્હેના શબ્દાનુસાર વર્તે છે, પરન્તુ જ્યારે પ્રકાશના કિરણો પડવા માંડે છે ત્યારે પોતે પોતાના ઉપર જ આશ્રય રાખતા શિખે છે, તેમ જ્યાંસુધી જ્ઞાનના તેજના કિરણોથી બુદ્ધિ જાગૃત થઈ નહોતી ત્યાંસુધી જ મનુષ્યો અન્ધશ્રદ્ધાથી ગતાનુગતિક બની વર્તતા. તદુપરાન્ત આગ્લ ઇતિહાસના અભ્યાસે આપણા દેશના શિક્ષિત પુરુષોમાં મનુષ્ય હૃદયમાં અન્તર્હિત સ્વાતન્ત્ર્યપ્રીતિને પણ જાગૃત કરી હતી અન્તર્ગત રહસ્ય વા પ્રયોજન સમજ્યાવિના કેવલ બીજા બધા કરે છે માટે જ અમુક કર્મ કરવું એ સ્વતન્ત્ર અને વિચારશીલ પુરુષોને દાસત્વ જ લાગે છે એક પક્ષે ગોવર્ધનરામભાઈની પ્રકૃતિ સ્વતન્ત્ર તથા વિચારશીલ હોવાથી, તેમ જ આગ્લ વિદ્યાના અભ્યાસે ત્હેમની બુદ્ધિને જાગૃત કરેલી હો

"નહિ પૂજાનો ઠાઠ, હૃદયને નહિ પૂજાનો ઠાઠ"

* * * * *

તેમ જ

"મતિ કૃતિ વાણી જો કલ્યાણી તો પૂજાદિક ભૂષણ છે
મતિ કૃતિ વાણી નહિ કલ્યાણી તો બીજું દાંભિક દૂષણ છે"

એ પંક્તિ ગોમા, ત્હેમના અન્ય લેખોમા તેમ જ ત્હેમના આચારમા એ અન્તર્ગત રહસ્ય પ્રતિની દૃષ્ટિ પ્રધાનભૂત હતી ધર્મભાવના સિદ્ધ કરવામા બાહ્યરૂપો નિરર્થક છે એમ નહિ, પરન્તુ અન્તર્ગત પ્રાણપ્રદ રહસ્યને ભૂલી બાહ્ય રૂપને માટે જ વિનાદ કરવામા વૃથા કાલક્ષેપ કરવો એ ધર્મના રહસ્યનુ અજ્ઞાન દર્શાવેછે એમ તેઓ માનતા

"A. Church, a temple, or a Kaba stone,
Koran or Bible or a martyr's bone,—
All these and more my heart can tolerate,
Since my religion is *Love* alone,"

ધર્મના રહસ્યરસનુ પાન કરનાર કોઈ રસિક ભક્તની એ પંક્તિઓ ગોવર્ધનરામભાઈની ધર્મભાવનાનુ ભાન કરાવી શકે તેમ છે દયારામના ઉપર ઉપરથી ભોગપ્રધાન શૃંગારમય ભાસતા કાવ્યોમા પ્રેમલક્ષિના દર્શનનુ રહસ્ય એ શુદ્ધ પ્રેમભાવના જ છે ભિન્ન ભિન્ન અધિકારવાળા અનેક મનુષ્યોને માટે એક ધર્મસ્વરૂપ ન સભવી શકે એવો ત્હેમનો દૃઢ અભિપ્રાય તો પરન્તુ એ તો આક્ષેપ (implication)થી સમજી જ લેવાનુ છે કે શુદ્ધ હૃદય, અતનો ભાવ અને સત્યની તીવ્ર જીજ્ઞાસા એ પારમાર્થિક સિદ્ધિને માટે પ્રત્યેકને આવશ્યક છે

ગોવર્ધનરામભાઈની ઇશ્વર ઉપર શ્રદ્ધા કાઈક વિલક્ષણ જ હતી 'ઇશ્વર જે કરેછે તે સારાને માટે જ કરેછે" એવો ત્હેમને પોતાને અચલ વિશ્વાસ હતો એટલું જ નહિ, પરન્તુ દૃઢ ઇશ્વરપ્રતિ સપૂર્ણ શ્રદ્ધા રાખવાને તેઓ અન્યને વારવાર આગ્રહપૂર્વક બોધ કરતા ની ઇશ્વરશ્રદ્ધાનાં પ્રમાણુ સ્થાને સ્થાને દૃશ્યમાન થાય છે લીલાવતીજીવનકલામા લીલાને સમોધાયેની નીચેની પંક્તિઓ આ વિષયમા ખાસ ધ્યાનમા લેવા યોગ્ય છે—

દુઃખ સમે વિશ્વાસ, પ્રભુપર ધાર્યો ત્હેં દૃઢ વિશ્વાસ
એ વિશ્વાસનું કવચ હૃદયપર પ્હેરી ખમ્યા ત્હેં ઘાવ! પ્રભુ૦
પુરુષ કઈ કહેવાતા દુઃખમા દેતા પ્રભુને શાપ, પ્રભુ૦
સુજ મધુરી તનુજા દુઃખધોંગે અચળ રહી પ્રભુ પાસ! પ્રભુ૦
અચળ રહી પ્રભુપાસ, ધરી વિશ્વાસ કવચનો ભાર, પ્રભુ૦
ભાર ખમતી, કઈ ઘાવ ખમતી મરતી પામી પ્રભુ-સાર! પ્રભુ૦

ગોવર્ધનરામભાઈ તત્ત્વશાસ્ત્રના અને ત્હેમા વિશેષ કરીને વેદાન્તદર્શનના અભ્યાસી ...ર તથા પરમાર્થ તદ્દન ભિન્ન અને અસબદ્ધ હોય તેવા વિભાગ પાડના ત્હેમને ... નહિ શુદ્ધ વ્યવહારદ્વારા પરમાર્થસિદ્ધિ થઈ શકવી જોઇએ એમ ત્હેમને લાગતુ ... નીચેનો શ્લોક, જે સરસ્વતીચંદ્રને દીક્ષામા ત્હેમણે અપાવ્યો છે, તે શ્લોકની ...ાવનાનો સાક્ષાત્કાર કરવો એ ત્હેમના જીવનનુ લક્ષ્ય હતુ

ઇચ્છાને લીધે શાંતિ સચવાઇ રહી હતી. તથાપિ માધવરામભાઈ રૂઢિના અનુયાયી હતા, અને ગોવર્ધનરામભાઇના મન ઉપર તો પાશ્ચાત્ય વિદ્યાના તથા વિચારોના સંસ્કાર પડ્યા હતા એથી તે ઉભય વચ્ચે હિંદુલોકોની ધાર્મિક તથા સામાજિક રૂઢિઓમાં મતભેદ પડતો. પરંતુ ઉભય પક્ષની મતાન્તરસહિષ્ણુતા, પરસ્પર ગાઢ પ્રીતિ, તથા શાન્તિ સાચવી રાખવાની પ્રબળ ઇચ્છાને લીધે પિતાપુત્ર વચ્ચે સ્પૃહણીય સંબંધ જળવાઇ રહ્યો હતો. જ્યારથી પિતાને મુંબઈની દુકાન બન્ધ કરી, અયત્ન જવું પડયું, અને કુટુમ્બ ઉપર વિપત્તિ આવી પડી ત્યારથી કુટુમ્બના પોષણની ચિન્તા ગોવર્ધનરામભાઇને શિરે આવી. અને ત્યાંસુધી નોકરી નહિ કરવાનો નિશ્ચય કર્યો હતો તે નિશ્ચયનો કુટુમ્બપ્રતિના ઉચ્ચતર ધર્મમાટે અલ્પ સમયસારૂ ત્યાગ કરવો પડયો. પિતાની પ્રત્યેક ઇચ્છાને માન આપવા તેઓ તત્પર રહેતા. પોતે વિત્તોપાર્જનથી પિતાને ઋણમાંથી મુક્ત કર્યા એટલું જ નહિ પરન્તુ તેમની ઇચ્છાનુસાર હેમના અવસાન પછી નડિઆદમાં શ્રીનાથજીનુ મન્દિર બંધાવ્યું, અને હેમના સ્મરણાર્થ "માધવરામ સ્મારિકા" એ નામના પુસ્તકમાં નડિઆદની વડનગરા નાગરબ્રાહ્મણ જ્ઞાતિના વંશવૃક્ષાદિ પ્રસિદ્ધ કરી, તે પુસ્તક જ્ઞાતિજનોમાં વ્હેંચ્યું. તે સ્મારિકાના પ્રારંભમાં પોતાના આરૂઢ હરિભક્ત પિતાના સંબન્ધમાં તે પિતૃભક્તે સંસ્કૃતમાં નીચેના રસપૂર્ણ શ્લોકો લખ્યા છે.

न चलित हरितो हरिभक्तितो विपदि सपदि वा गुणसाधुना ।
जगदसारपदात् कलितात् क्षणात् चलितमेव च तेन मुमुक्षुणा ॥ १ ॥
स मम माधवराम इति श्रुत स्मरणशेषपदं गमित पिता ।
हरिपदे गतदेहतया वसन् वसति साधुतया हृदि मादृशाम् ॥ २ ॥
धर्मैकनिष्ट सुखमाप साधुगतिं सता सत्पुरुषैककाम्याम् ।
स ज्ञातिवधुस्मरणीयतासु विराजतामित्ययमल्पयत्न ॥ ३ ॥

અર્થ—જે ગુણસાધુ સંપત્તિ વા વિપત્તિમાં હરિથી કે હરિભક્તિથી ચળ્યા ન હતા, તે મુમુક્ષુ આ ક્ષણિક જગતના અસારપદમાંથી ચાલ્યા ગયા. (૧)

સ્મૃતિશેષ થઈ ગયા છે એવા, "માધવરામ"ની સંજ્ઞાથી વિદિત મ્હારા પિતા પોતાના દેહત્યાગથી હરિપદમાં વસે છે, અને પોતાની સાધુતાથી મ્હારા જેવાના હૃદયમાં વસે છે. (૨)

ધર્મમાં જ નિષ્ઠા રાખનાર તે સાધુપુરુષે સત્પુરુષો જ જેની કામના કરી શકે તેવી સત્પુરુષોની ગતિને સુખથી પ્રાપ્ત કરી છે. જ્ઞાતિબન્ધુઓએ સ્મરણ કરવા યોગ્ય વસ્તુઓમાં તેઓ વિરાજે એવા આશયથી આ અલ્પ પ્રયત્ન કરાયો છે. (૩)

પોતાના પિતા વિદ્યમાન હતા તે સમયે શ્રદ્ધાપૂર્વક હેમની સેવા કરી હેમને પ્રસન્ન રાખવા તે પિતૃભક્તે પોતાથી બનતો પ્રયત્ન કર્યો હતો. તે પિતાના અવસાન પછી પણ હેમની સર્વ ઉત્તર ક્રિયા કરી અને હેમના નિમિત્ત પુણ્યદાનાદિ કર્યું. નડિઆદમાં પોતાના દિવાનખાનામાં જે ઠેકાણે પોતે બેસતા હેની સ્હામે જ ભીંત ઉપર પોતાના પિતાની મ્હોટી છબી ટાંગી હતી. અને હેનાં નિત્ય દર્શન કરતા. જ્યારે જ્યારે તેઓ પોતાના પિતાસંબંધી વાત કરતા ત્યારે તેઓ સન્માન તથા અભિપ્રાય હૃદયે જ બોલતા અને હેમનાં નેત્રોમાં સહજ જ આંસુ આવી જતાં.

હવે હેમના માતુશ્રીની સાથેનો હેમનો સંબંધ લેઇએ. હેમના માતુશ્રી બહુ જ વ્યવહારચતુર, તથા કલાનિપુણ હતા, અને બહુવાતે હેરાન હતા. ગોવર્ધનરામભાઈ વાત કરતા કહેતા કે "મ્હા ! પિતા તો બિચારા પ્રભુના માણસ તે કોઈનું દિલ લેશ પણ ન દુભાય હેની

ચિન્તા રાખ્યા કરે કોઈ લુચ્ચો નુકસાન કરી જાય તોપણ "હરી" કહી સાખી રહે પણ મ્હારી બા તો બહુ પાકુ માણસ હતું અને ભલભલાને પણ હફાવે એવી હતી કોઈથી છેતરાય કે ગાજી જાય એવી ન્હોતી " ત્હેમના માતુશ્રીની વ્યવસ્થાશક્તિ (power of organization) તથા અન્યને સમજાવી ત્હેની પાસે ધાર્યું કામ કરાવવાની શક્તિ કાંઈ વિલક્ષણ જ હતી આ લેખકના એક પ્રોફેસર નડિઆદ આવ્યા હતા તે સમયે આ લેખક ત્હેમને શ્રીનાથજીનુ મન્દિર દેખાડવા લઈ ગયો હતો ત્યા માધવરામભાઈની, તેમ જ ગોવર્ધનરામભાઈના માતુશ્રીની છબીઓ ટાંગેલી જોઈ તેઓ એકદમ જ બોલી ઉઠ્યા કે "આ સ્ત્રી કોઈ રાજ્ય ચલાવી શકે તેવી શક્તિશાળી હોય એમ લાગે છે, અને આ પુરુષ કોઈ દયાળુ સજ્જન લાગે છે" એ છબીઓ કોની હતી તે તેઓ જાણતા ન હતા, માત્ર જોઈને જ તેઓ ઉપરનુ વાક્ય બોલ્યા હતા ગોવર્ધનરામભાઈના માતુશ્રી પોતાના છોકરા પ્રતિ ઘણી જ મમતા રાખતા, અને ત્હેમના બાળકો ત્હેમને અત્યન્ત વ્હાલા પોતાના કુટુમ્બની સબળી તેમ જ નબળી સ્થિતિમા સમય જોઈ વર્તતા અને પોતાના શ્વશુરકુટુમ્બની પ્રતિષ્ઠા જાળવવા તેઓ આગ્રહી બહુ હતા, અને ગમે તેમ કરી પોતાનુ ધાર્યું સ્હામાપાસે કરાવરાવે ત્હેવા હતા પરન્તુ તે પણ કહેતા કે—"આ મ્હોટો (ગોવર્ધનરામભાઈ) મ્હને કાંઈ એવી રીતે સમજાવે છે કે એના આગળ મ્હારું કાંઈ ચાલતુ નથી." એક પક્ષે ત્હેમને પ્રસન્ન રાખવા તેમ જ અન્ય પક્ષે પોતાના પત્નીને પ્રસન્ન રાખવા તે હિન્દુસાંસારિકોને પરિચિત દુષ્કર કાર્ય ગોવર્ધનરામભાઈને શિરે આવી પડતુ આવી વખતે તેઓ ઉભયની પ્રતિષ્ઠા જળવાય, બને ત્યાસુધી ઉભયને ખોટું ન લાગે, પરસ્પર પ્રીતિ વધે, શાન્તિ સચવાય અને અન્યાય ન થાય એવી યુક્તિપૂર્વક રીત શોધી કાઢતા. આ ઉપરાન્ત વ્યાવહારિક રૂઢિઓના સમ્બન્ધમા ત્હેમને અને ત્હેમના માતુશ્રીને મતભેદના પ્રસંગો આવતા. નૈતિક તથા શારીરિક હાનિ ન થતી હોય તેવી રૂઢિઓના સમ્બન્ધમા ગોવર્ધનરામભાઈ આગ્રહ ન કરતા, પરન્તુ જ્યા તેવી હાનિ થાય એમ લાગે ત્યા ત્હેમની યુક્તિથી કામ ન સરે તો લોકલજ્જાનો તે અનાદર કરતા અને ન ચાલ્યે પોતાના માતુશ્રીને ખોટુ લાગે તે ગણકારતા નહિ ત્હેમના માતુશ્રી પ્રતિ ત્હેમને બહુ જ પૂજ્યબુદ્ધિ તથા પ્રીતિ હતી ત્હેમના માતુશ્રી શ્રીનાથજીના મન્દિરમા જ રહેતા અને સેવાર્ચન, કથાશ્રવણ આદિમા પોતાના સમયનો વ્યય કરતા ત્હેમના દર્શનાર્થ ગોવર્ધનરામભાઈ નિત્ય મન્દિરમા જતા ત્હેમના માતુશ્રીના પ્રતિ ત્હેમનો સ્નેહ કેવો હતો તે નીચેના દૃષ્ટાન્ત ઉપરથી પ્રતીત થાય તેમ છે બેસતા વર્ષને દિને શ્રીનાથજીના મન્દિરમા અન્નકૂટ કરાય છે ત્હેમના માતુશ્રી હતા ત્યારે પણ ત્હેમની ઇચ્છાથી તેઓ અન્નકૂટના દર્શન કરવા જતા ત્હેમના માતુશ્રીના અવસાન પછીના પ્હેલા અન્નકૂટના દર્શન કરવા રીત પ્રમાણે ગયા તે સમયે ત્હેમના માતુશ્રી સાંભરી આવ્યા ત્હેમનુ હૃદય ભરાઈ આવ્યુ અને અશ્રુપૂર્ણ નેત્રોસહિત પાછા મેડીએ આવ્યા આ લેખક તે સમયે ત્યા આગળ બેસી વાચતો હતો ત્હેમને આવી સ્થિતિમા આવેલા જોઈ સહજ જ પ્રશ્ન થઈ ગયો કે, 'કેમ, શુ થયુ? આજે આમ કેમ?" ત્હેમણે શાન્તરીતે સ્હામો પ્રશ્ન પૂછ્યો, "શુ ધારી છો?' એટલામા તો ત્હેમના બ્હેન તથા પત્ની દોડતા દોડતા આવ્યા, અને "શુ થયુ? શુ થયુ?" એમ વારવાર પૂછવા લાગ્યા "આ 'શુ થયુ?' ની પ્રશ્નપરપરાને ઉત્તર દેવો જ પડશે ધારી તેઓ બોલ્યા કે, "કાંઈ નહિ આ તો બા જ્યારે જીવતી હતી ત્યારે એની ઇચ્છાથી હુ અન્નકૂટના દર્શન કરવા જતો તેમ આજે પણ ગયો હતો પણ ત્યા ગયા પછી બા બેસતી તે સ્થાન ખાલી દેખીને બા સાંભરી આવી, ને હૈયુ ભરાઈ આવ્યુ, એટલે પાછો આવીને

હવે તેઓ ભ્રાતુરૂપે કેવી રીતે વર્તન કરતા તે જોવા આપણો પ્રયાસ કરીશુ ત્હેમને શ્રીયુત નરહરિરામ નામના કનિષ્ઠ ભ્રાતા છે, જેમના નામ ઉપરથી એન એમ ત્રિપાઠીની કંપનીનુ નામ પડેલુ છે સ્નેહી ભ્રાતૃયુગલને આપણામા "રામ-લક્ષ્મણની જોડી" ની ઉપમા અપાય છે આ ઉપમા એ બે ભાઇઓના સબન્ધમા સર્વ રીતે યથાર્થ છે જેવી ભ્રાતૃવત્સલતા ગોવર્ધનરામભાઈ દર્શાવતા, તેવી જ ભ્રાતૃભક્તિ નરહરિરામ દર્શાવતા એક પ્રસંગે વાતમા આ લેખકને પ્રો ગજ્જર, જેઓ ગોવર્ધનરામભાઇના પરમપ્રિય મિત્ર છે, ત્હેમણે કહ્યુ હતુ કે "આવા ભાઈ ભાઈઓ તો ભાગ્યે જ જોવામા આવે છે ત્હેમાએ તે નરહરિરામની પૂજ્ય બુદ્ધિ તો કાંઈ જુદી જ છે" ઉભયના સબન્ધમા જેઓ આ વાચશે તેઓ આ વચનની સત્યતાને સંપૂર્ણ સમતિ આપ્યા વિના નહિ જ રહે ગોવર્ધનરામભાઈએ નરહરિરામના શિક્ષણ માટે બહુ શ્રમ લીધો હતો પરન્તુ મૅટ્રિક ક્લાસમા આવ્યા પછી આખોની વ્યાધિને લીધે તેમ જ શરીરની નબળાઇને લીધે નરહરિરામને અભ્યાસ મૂકી દેવો પડ્યો ત્યાર પછી ભિન્ન ભિન્ન સ્થાને અનુભવ લેવાવી ગોવર્ધનરામભાઈએ ત્હેમની પાસે એન એમ ત્રિપાઠીની કંપની સ્થપાવી સમાલોચકદ્વારા તેમ જ અન્યથા સાહિત્યની સેવા તે કંપની કરે છે, ત્હેનુ પરોક્ષ રીતે કારણ ગોવર્ધનરામભાઈ હતા એમ ગણી શકાય ગોવર્ધનરામભાઈ "નરહર" નુ દિલ ન દુભાય, ત્હેમને અન્યાય ન થાય ત્હેની બહુ જ ચિન્તા રાખતા સંક્ષેપમા, બન્ને ભાઇઓ વચ્ચે એવો સ્નેહ અને સબન્ધ હતો કે જે લેશ પણ અત્યુક્તિ વિના કોઈ પણ ઉત્તમ નવલકથાનો વિષય થઈ શકે તેમ છે

ગોવર્ધનરામભાઈના બ્હેન શૃંગારલક્ષ્મી પ્રતિ પણ ગોવર્ધનરામભાઈ અત્યન્ત સ્નેહ રાખતા ત્હેમના માતુશ્રીએ અન્તસમયે ત્હેમને તથા ત્હેમના પત્નીને બોલાવી કહ્યુ હતુ કે "આ બાપાને (શૃંગારલક્ષ્મી) તમને સાપીને જાઉ છુ એના ઉપર આજ સુધી જેવો સ્નેહ રાખોછો તેવો જ રાખજો" જો કે આ વાક્યની લેશ પણ આવશ્યકતા ન હતી, તથાપિ અન્તસમયની આ ઇચ્છાને લીધે પોતાનુ કર્તવ્ય દ્વિગુણિત થયુ ગોવર્ધનરામભાઈ સમજતા શૃંગારલક્ષ્મી પણ પોતાના મ્હોટાભાઈ પ્રતિ અત્યન્ત પૂજ્યબુદ્ધિ અને સ્નેહ રાખતા ગોવર્ધનરામભાઈના અન્તસમયે તેઓ ભિન્ન ભિન્ન સ્તોત્રો બોલતા અને ત્હેમના કનિષ્ઠપુત્ર ભાનુશંકરને તેમ જ આ લેખકને ગોવર્ધનરામભાઈના સમક્ષ મ્હોટેથી સ્તોત્રો બોલવા કહેતા તદુપરાન્ત બેભાન થઇ પડેલા દેહના કાનમા સ્નેહી બ્હેન પોતાનું મુખ ઘાલી ઈશ્વરનું નામ કહેતા, તે ચિત્ર બહુ જ મર્મભેદક લાગતું અને જ્યારે ગોવર્ધનરામભાઈના દેહને ભોંય નાખવાનો સમય થયો તે વખતે શૃંગારલક્ષ્મીએ ગદ્‌ગદ કંઠે આ લેખકને કહ્યુ કે "ચન્દ્રશંકર, મ્હારા માબાપના મહદ્‌ભાગ્ય જ કે આવા મહાત્મા ત્હેમની કુખે જન્મ્યા, અને મ્હે પણ કોણ જાણે શાએ પુણ્ય કર્યા હશે કે આવા ભાઈની બ્હેન થવાને ભાગ્યશાળી થઈ"

ગોવર્ધનરામભાઈના ન્હાના બ્હેન અને કાદમ્બરીના ભાષાન્તરકર્તા રા રા છગનલાલ પંડ્યાનાં પત્ની સમર્થલક્ષ્મી યુવાવસ્થામા જ સ્વર્ગસ્થ થયા હતા ત્હેમના પ્રતિ ગોવર્ધનરામભાઈને સવિશેષ પ્રીતિ હતી ત્હેમના શિક્ષણ પાછળ ગોવર્ધનરામભાઈએ ઘણો શ્રમ લીધો હતો અને તે શ્રમની સફળતા ગૃહિણીએ અનુકરણ કરવા યોગ્ય જીવનથી આ સૌ સમર્થલક્ષ્મીએ સિદ્ધ કરી આપી હતી ગોવર્ધનરામભાઈ કહેતા કે "સમરી અને લીલાવતી એ બેઈ બહીણ ઉપર મ્હારો કાંઈક પક્ષપાત હતો" આ સમર્થલક્ષ્મીના સબન્ધી વિવા

પાજલિ સરસ્વતીચદ્રના તૃતીય ભાગમા લખાઇ છે આ ભાઇબ્હેનને રા રા કૃષ્ણલાલ મો. નલાલ ઝવેરીએ સમાલોચકના એક અકમા સુપ્રસિદ્ધ આગ્લ કવિ વર્ડ્ઝવથ તથા ત્હેના વિદુષ બ્હેન ડૉરોની સાથે સરખાવ્યા છે

હવે ગોવર્ધનરામભાઈના પતિરૂપે જીવનનુ દર્શન કરીએ ત્હેમના પ્રથમ પત્ની અ સૌ હરિલક્ષ્મી સાથે ત્હેમને અત્યન્ત ગાઢ સ્નેહ હતો, અને ત્હેમના અકાળ અવસાનથી પ્રેમી પતિન હૃદયને મહાન્ આઘાત ખમવો પડયો તે આઘાતથી થએલી મનોવ્યથાનુ સસ્કૃતમા हृदयरुदितशतक નામનુ કાવ્ય લખી સાન્ત્વન કરવા યત્ન કર્યો, જે કાવ્ય ઉપરથી સુપ્રસિદ્ધ "સ્નેહમુદ્રા' કાવ્ય ગુજરાતીના લખાયુ છે ત્હેમને વંશરક્ષક કોઈ બાલક નહિ હોવાથી, તથા ત્હેમનુ વય માન ઓગણીસ વર્ષનુ જ હોવાથી પુન લગ્ન કરવા ત્હેમના માતાપિતાએ આગ્રહ કરવા માડ્યો ગોવર્ધનરામભાઈએ ઘણીએ ના કહી, પરન્તુ વશવૃદ્ધિ એ આર્યકર્તવ્ય છે એ વાત ત્હેમના મા તુશ્રીએ ત્હેમને આગ્રહપૂર્વક યાદ દેવડાવના માડી આખરે થાકી ત્હેમણે જ્ઞાતિની કુમારિકાઓ ગણી જોઇને કોઈ કન્યા દશ વર્ષ ઉપરની ન હતી એટલે યુક્તિપૂર્વક પોતાની બાને કહ્યુ કે "અગીઆર બાર વર્ષની કન્યા જો મળે તેમ હોય તો મ્હને બાધ નથી, બાકી તો મ્હને એ ખટપટમા નાખવાનો વિચાર ત્હમે માડી વાળજો" દૈવયોગે તે જ સમયે ત્હેમના દ્વિતીય પત્ની લલિતાલક્ષ્મીનો જેની સાથે પ્રથમ વિવાહ થયો હતો તે પુરુષનુ મૃત્યુ થયુ, અને લલિતાલક્ષ્મીનુ વય અગીઆર વર્ષનુ હતુ એટલે પોતાના જ વચનથી બધાઈ ગયા અને પ્રારબ્ધયોગ આગળ યુક્તિ ફાવી નહિ ગોવર્ધનરામભાઈ આ વિષયે વાત કરતા ત્યારે કહેતા કે "આ તો ખૂબ તોફાની ને મસ્તીખોર હતી, અને હુ તો મૂળથી જ રાક અને શાન્ત ગણાતો, એટલે નાતના લોક બિચારા મ્હારી દયા ખાતા પરન્તુ ઈશ્વર કૃપાથી મ્હારો સસાર શાતિ અને સુખમા ગયો" પ્રાપ્ત સ્થિતિનો સતોષથી અગીકાર કરવાની પદ્ધતિ અનુસાર હવે પોતાના નવીન કર્ત વ્યમા તેઓ તત્પર થયા ત્હેમના દ્વિતીય પત્ની લલિતાલક્ષ્મી પ્રતિ તેઓ અત્યન્ત પ્રીતિ રાખતા, અને ત્હેમના હિતની સદૈવ બહુ જ ચિંતા કરતા લલિતાલક્ષ્મી પણ ત્હેમના પતિની સેવા કર વામા તત્પર રહેતા કુટુબવ્યવસ્થાના સબધમા ગોવર્ધનરામભાઇએ કુટુબની સ્ત્રીઓને બહુ જ સ્વતન્ત્રતા આપી હતી, અને જ્યા નૈતિક વા શારીરિક હાની ન થતી હોય ત્યા સર્વને મનગ મતુ કરવા દેતા, અને પોતાને ખાસ આવશ્યક લાગે ત્યારે જ પ્રસગોપાત સૂચના કરતા ત્હે મના દ્વિતીય પત્નીની યુવાવસ્થામા ત્હેમના વિદ્યાસબન્ધી તેમ જ વ્યવહારસબધી શિક્ષણ માટે તેઓએ પુષ્કળ શ્રમ લીધો હતો, પરન્તુ હિન્દુસસારને પરિચિત વિઘ્નોને લીધે પોતાના ધાર્યા પ્રમાણે કાઈ કરી શક્યા ન હતા તથાપિ કથાશ્રવણાદિ તેમ જ સ્ત્રીઓએ વાચવા યોગ્ય પુસ્તકો વિગેરેની તેઓએ વ્યવસ્થા કરી આપી હતી અને તદુપરાન્ત પ્રસગે પ્રસગે પોતે જ સદ્બોધ આપતા, અને કેમ વર્તવુ જોઇએ તે દર્શાવતા ત્હેમના પત્નીની શારીરિક સ્થિતિ અત્યત નબળી છે તેથી તત્સબન્ધી તેઓ સવિશેષ સભાળ રાખતા ગોવર્ધનરામભાઈની છેલ્લી બીમારી સમયે તપાસ કરવા આવનાર ડૉક્ટરોમાના એકને આ લેખકે પૂછ્યુ હતુ કે "ત્હમને ગોવર્ધનરામ ભાઈના સબન્ધમા ખાસ કાઈ લાગ્યુ હતુ?" ડૉક્ટરે ઉત્તર આપ્યો કે "હા, ત્હેમની ઈશ્વર શ્રદ્ધા અને ત્હેમના પત્નીને માટેની ત્હેમની ચિન્તા" પતિપત્ની પરસ્પર બહુ જ ચિન્તા રાખતા છેલ્લી બીમારી સમયે ગોવર્ધનરામભાઈને મેગીએ જ ગખના ત્હેમનાથી કોઈના આધાર વિના. ઉઠાતુ ન હતુ તેઓ દિવાનખાનામા આરામ ખુરશી ઉપર બેઠા હતા ત્હેમના પત્ની નિદ્રામાથી જાગ્યા એટલે બીજી મેડીમાથી ત્હેમના સમાચાર પૂછવા આવ્યા, અને સમાચાર પૂછતે પૂછતે દિવાનખાનાની સીડીએથી ઉતરતા હતા એટલામા પગથીયુ ભૂલ્યા અને પગ લપસ્યો, પડતા

પડતા ચીસ પડાઈ ગઈ, અને નીચે લોખંડનુ પાણીનુ પીપ હતુ ત્હેના ઉપર પડ્યા ત્હેમની ચીસ પડી કે તરત જ ખુરશી ઉપરથી સફાળા ઉઠી ગોવર્ધનરામભાઈ દોડ્યા, અને પોતાની અશક્તિની વાત વિસરી ગયા પરન્તુ દાદરે પહોચતા થાકી ગયા, અને ત્યા જ બેશી ગયા લલિતાલક્ષ્મીને ઇજા બહુ જ થઈ, અને બેભાન થઈ ગયા ત્હેમને પરસાળમા લઈ ગયા, અને નોકરે જઇ ગોવર્ધનરામભાઈને ખુરશી ઉપર બેસાડ્યા ગોવર્ધનરામભાઈએ એકદમ ડૉક્ટરને બોલાવવા માણસ મોકલ્યુ, અને જ્યા સુધી લલિતાલક્ષ્મીને મટે નહિ ત્યા સુધી નીચે પરસાળમા જ રાખવા અને ઉપર આવવા ન દેવા બધાને કહ્યુ પોતાના પતિની સેવામા આમ અચિન્તિત વિઘ્ન આવી પડવાથી લલિતાલક્ષ્મીને બહુ જ લાગતુ હતુ પરન્તુ ઉપાય ન હતો પછી ત્હેમને જરાતરા આરામ થયો એટલે 'મ્હને ઠીક થયુ છે" કરીને પોતાના પતિની સેવામા ફરીથી જોડાયા પતિપત્નીની પરસ્પર ચિન્તાના દૃશ્ય તો ત્હેમના સહવાસમા આવનારને વાર વાર દૃષ્ટિગોચર થતા

હવે પિતારૂપે પ્રાપ્ત થતા કર્ત્તવ્ય ગોવર્ધનરામભાઈ કેવી રીતે કરતા તે જોઇશુ ત્હેમની જ્યેષ્ઠ પુત્રી અ સૌ લીલાવતી પ્રતિની ત્હેમની અત્યન્ત પ્રીતિ લીલાવતી જીવનકલામા સ્થાને સ્થાને પ્રતીત થાય છે લીલાવતીના વ્યાવહારિક, માનસિક તથા આધ્યાત્મિક શિક્ષણ માટે લીધેલા વત્સલ પિતાના સ્નેહપ્રેરિત શ્રમની સફલતા તે પિતૃભક્ત પુત્રીએ, ગોવર્ધનરામભાઈ વારવાર કહેતા તેમ, "પોતે પ્રાપ્ત કરેલા સદ્બોધને પોતાના જીવનમા વણી દઈ," સિદ્ધ કરી આપી હતી લીલાવતી ત્હેમને અત્યંત પ્રિય હતી એટલુ જ નહિ, પરન્તુ ત્હેને માટે ત્હેમને ઘણી જ પૂજ્યબુદ્ધિ હતી તેઓ ભવભૂતિની પ્રસિદ્ધ પંક્તિ વારવાર બોલતા કે "ગુણા પૂજા સ્થાન ગુણિષુ ન ચ લિંગ ન ચ વય ।"–અર્થાત્ ગુણી જનોમા ગુણ એ જ પૂજાનુ સ્થાન છે, જાતિ પણ નહિ અને વય પણ નહિ" લીલાવતીના ગુણના ગાન કરતા વત્સલ પિતા કદી પણ થાકતા નહિ આ લેખકને એક પ્રસગે ત્હેમણે કહ્યુ હતુ કે "જેમ જેમ હુ વધારે વિચાર કરુછુ તેમ તેમ લીલાવતીના ગુણ મ્હને વધારે ને વધારે પ્રતીત થાય છે, અને એના દોષ શોધ્યા જડતા નથી મ્હને કેટલી વખત તો એમ થાય છે કે લીલાવતી પુત્રરૂપે જ મી હોત તો સારુ થાત"

ત્હેમની બીજી બે પુત્રીઓને વિવિધ કારણોને લીધે લીલાવતી જેવુ શિક્ષણ આપી શક્યા ન હતા આથી તેઓ વારવાર શોક અને પશ્ચાત્તાપ કરતા એક પ્રસગ ખાસ ધ્યાનમા લેવા યોગ્ય હોવાથી અત્ર આપ્યો છે તેઓ એમ એ ની પરીક્ષામા ગુજરાતીના પરીક્ષક હોવાથી મુંબઈ આવવાના હતા આ લેખક ત્હેમને મળવા ગયો હતો એટલામા ત્હેમની કનિષ્ઠ પુત્રી જયન્તી આવી, અને ગરીબડે મ્હોએ કહ્યુ "મ્હોટાકાકા, મ્હારેમાટે મુબાઇથી સોમવારની કથાની ચોપડી લેતા આવશો?" વત્સલ પિતાએ ત્હેમની સહજ કૃપાળુ મુખમુદ્રાથી કહ્યુ "હા બ્હેન, લેતો આવીશ બીજુ કાઇ?" જયન્તીએ ઉત્તર આપ્યો કે 'ના" ત્હેના ગયા પછી ત્હેમણે દીર્ઘ નિશ્વાસ નાખ્યો આ લેખકે ત્હેનુ કારણ પૂછ્યુ, ત્યારે શોકપૂર્ણ વદને ત્હેમણે કહ્યુ કે "આ બિચારીને કાઈ શિખવી ન શક્યો ત્યારે તે, "સોમવારની કથા' જેવુ પુસ્તક મગાવે ને? નહિ તો લીલાવતીની માફક ઉત્તમ પુસ્તકો ન માગે? પણ એ બિચારી બહુ પ્રેમાળ છે, અને એનુ હૃદય બહુ જ કોમળ છે એ જોઈ મ્હને સતોષ થાય છે"

ત્હેમના પુત્ર રમણીયરામને માટે પણ તેઓ બહુ જ ચિ તા રાખતા પોતાનુ શરીર નબળુ હતુ તેથી રમણીયનુ શરીર બહુ સારુ થાય તે માટે ત્હેને ખૂબ રમવા દીધો હતો, અને એક દિવસે આ વખતની સમજ ત્હેને કહ્યુ હતુ કે "રમણી જ્યાર હુ એમ સાભળીશ કે રમણીએ કસરત કરવી બધ કરી છે કે તરત જ ત્હારુ ભણવાનુ બન્ધ કરાવી કૉલેજમાથી પાછો

બોલાવી લઇશ એ નહી બને ?" પોતે જ ત્હેને ભણાવવો એ વિશેષ હિતકર છે એમ સમજી, નિવૃત્તિનિવાસ પછી પોતે જ રમણીયરામને શિખવવા પરન્તુ પોતાની ભયંકર બીમારીને લીધે ત્હેમા વિક્ષેપ પડ્યો, અને રમણીયરામનો સ્કૂલનો અભ્યાસ કાચો રહી ગયો પરન્તુ ત્હેના અક્ષરપ્રતિ, ત્હેના શરીરપ્રતિ તથા ત્હેનામા 'સ્વદેશપ્રેમ'ની ધૂન લગાડવા પ્રતિ ત્હેમણે કરેલા પ્રયાસો સફળ થયા એક દિવસ શ્રીનડિઆદ નાગર-યુવકમંડળની સભા સમક્ષ "સ્વદેશભક્તિ" એ વિષય ઉપર રમણીયરામે બહુ જ પ્રોત્સાહક ભાષણ આપ્યુ હતુ આ ભાષણના સમાચાર જ્યારે આ લેખકે ગોવર્ધનરામભાઈને કહ્યા ત્યારે ત્હેમણે ઉત્તર દીધો કે "જૂઓ, ચન્દ્રશંકર રમણીકને કમાવામાટે તો ભણવાની અગત્ય જ નથી મ્હે તો એમ ધાર્યુ છે કે એને ભણવુ હોય ત્યા સુધી ભણે પણ મ્હારી ખાસ ઇચ્છા તો એટલી જ કે 'સત્પુસ્તકો વાચવા પ્રતિ ત્હેની રુચિ જાગૃત થાય, અને કોઈપણ રીતે ત્હેના દેશની સેવા કરવા ઉપર ત્હેને પ્રીતિ થાય કાંઈ યુનિવર્સિટીની ડિગ્રી મેળવે જ જ્ઞાન કે ગુણ સપાદન કરી શકાય છે એમ છે નહિ આપણા આટલા બધા ગ્રૅજ્યુએટો સ્વાર્થમય-જીવન ગાળે છે અને દેશહિત માટે માઈ કરતા નથી અને પોતાના ભાતુંતરમા ધૂળ ઘાલે છે તેવો ભણેલો મ્હારો રમણીક થાય ત્હેના કરતાં અભણ રહે, અને ત્હેના દેશની યથાશક્તિ સેવા કરે એ મ્હને વધારે ઇચ્છવા યોગ્ય લાગે છે.' પોતાના પુત્રને પણ વારવાર એ જ બોધ આપતા

નીચેનો પ્રસગ લખવા યોગ્ય લાગે છે રમણીયરામ બહુ તોફાની હતો તેથી ગેરફરિઆદો બહુ આવતી ત્હેમના સોળમા વર્ષમા એક દિવસે, કોઇને મારીને આવ્યો હતો તેથી તે મારખાનાર ફરિઆદ કરવા આવ્યો હતો તપાસ કરતા રમણીયરામ અપરાધી લાગવાથી ગોવર્ધનરામભાઈએ ત્હેને ધોલ મારી એટલે રમણીયરામે હસતે હસતે કહ્યુ કે "મ્હોટાકાકા, હવે મ્હને સોળ વર્ષ થયા છે, અને તમ્હેં જ વારવાર કહોછો ને કે છોકરાને પાચ વર્ષ સુધી લડાવવો, ત્યાર પછીના દશવર્ષ સુધી મારવો, અને સોળ વર્ષનો થાય એટલે પછી ત્હેને મિત્ર સમાન ગણવો" આ બુદ્ધિયુક્ત બચાવ સાભળી ગોવર્ધનરામભાઇને પોતાને પણ હસવુ તો આવી ગયુ પરન્તુ પોતાના બચાવમા કહ્યુ કે "ત્હને પાચ વર્ષ કરતા વધારે વર્ષ અમ્હે લડા યો હતો, એટલે જેમ લડાવવાની મુદ્દત વધારી ત્હેમ મારવાની મુદ્દત પણ વધે જ ને ?"

ગોવર્ધનરામભાઈના કુટુમ્બનુ આટલામા જ પર્યવસાન થતું ન હતુ ત્હેમના ભાણાભાણીઓ, ત્હેમના જમાઇઓ વિગેરે પ્રતિ પણ તેઓ સ્નેહ રાખતા ત્હેમના ભાણાભાણીઓ ત્હેમને ત્યા જ ઉછરીને મ્હોટા થયા હતા અને ત્હેમના પ્રતિ પિતૃભાવના રાખતા ગોવર્ધનરામભાઈ બહુ જ આનદી અને ટિખળી સ્વભાવના હતા, અને છોકરા સાથે છોકરા જેવા જ થઈ જતા છોકરાને ગોરી ઘેલી મશ્કરીઓ કરી ખેલવે કે તેમને સ્નેહયુક્ત અડપલા કરી જરા ખીજવે, તેથી છોકરા ત્હેમની સાથે હળીમળી ગયા હતા In wit a man, in simplicity a child—બુદ્ધિમા પકવદશાના માણસ, સાદાઇમા બાળક, એ પક્તિનો ત્હેમના સબન્ધમા બહુ જ યોગ્ય રીતે પ્રયોગ કરી શકાય તેમ હતુ ત્હેમનુ કુટુમ્બ વિસ્તારી હતુ, તથાપિ સર્વની પ્રતિ પોતાના કર્તવ્ય કરવા તેઓ ચુકતા નહિ સરસ્વતીચન્દ્ર તેમ જ લીલાવતી જીવનકલામા દૃશ્યમાન થતી ઉદાત્ત કુટુમ્બભાવનાઓ ત્હેમની જીવન ભાવનાઓના પ્રતિબિમ્બરૂપે જ છે. ત્હેમની કુટુમ્બવત્સલતા અનુકરણીય હતી તે વત્સલતા કેવળ સ્વાર્થમૂલક જ ન હતી, પરન્તુ કર્તવ્યબુદ્ધિથી પ્રેરિત થઈ હતી પ્રાપ્ત સબન્ધીઓ પ્રતિ વત્સલતા અને મમતાને તેઓ ધર્મ્ય ગણતા આ વિચારથી જ લીલાવતી જીવનકલાના નીચેની પક્તિઓ લખાઈ છે :-

પક્ષપાતી અહીં એહ ઉગતા અંકુર ત્હેના બેય,
એક ધર્મ્ય ને અધર્મ્ય બીજો વિનાસશાખા એક પક્ષ૦
પ્રભુએ જેવું યોગ જ સાધ્યો તેપર ધર સંતોષ,
પક્ષપાતી સંતોષ ધર્મએ, નહિ એમાં કંઈ દોષ પક્ષ૦
પ્રસન્ન આવા ધર્મ ધરાવી પ્રભુએ મૂકી માયા,
પક્ષપાત એ ધર્મ ધરીને ધર્મ્ય ફુરવી કાયા પક્ષ૦
જેવું પ્રીતિ વધારવી પ્રભુએ નિર્મી ધર્મ ધરાવી,
તેના ગુણ શોધી શાધી, ગણુ ધર્મ્ય કથા તે ગાવી. પક્ષ૦
પક્ષપાત એ સંતોષે એ ફુરને, ને એ ગાવે,
માત્ર ન ધર્મ્ય જ, ધર્મરૂપ તે, ધર, મન! શુદ્ધ સ્વભાવે પક્ષ૦
તું લીલાવતી ધર્મ સમજી એ, સમજણ ઉગતા સાથે,
વિરક્ત છું પણ સુરક્ત રહું છું એ જ પંથમાં પાથે પક્ષ૦

નિરપેક્ષ, નિઃસ્વાર્થ, કર્તવ્યબુદ્ધિપ્રેરિત સ્નેહ એ જ આત્મકુટુમ્બભાવનાનું રહસ્ય છે તે ભાવનાનો સાક્ષાત્કાર પોતે કરવો તેમ જ અન્યને કરાવવો એ ત્હેમનો ઉચ્ચ અભિલાષ હતો.

આ પ્રમાણે પોતાના કૌટુમ્બિકો પ્રતિ તેઓ સ્નેહથી વર્તતા તો ત્હેમના કૌટુમ્બિકો પણ ત્હેમના પ્રતિ અત્યંત પૂજ્યબુદ્ધિથી તથા પ્રીતિપૂર્વક વર્તન કરતાં સર્વ ત્હેમનો પડતો બોલ ઝીલી લેવા તત્પર રહેતા ત્હેમની છેલ્લી બીમારી વખતે ત્હેમના કુટુમ્બજનોએ ઘણી જ પ્રીતિથી ત્હેમની સેવા કરી હતી તે સમયે પ્રસંગે પ્રસંગે આ લેખક પાસે વેદાન્તના તેમ જ અન્ય સ્તોત્રો તેઓ વંચાવતા એક પ્રસંગે આ લેખક શંકરાચાર્યકૃત ચર્પટપંજરિકા ત્હેમના સમક્ષ વાંચતો હતો ત્હેમાં નીચેની પંક્તિઓ વાંચી રહ્યો એટલે ઘડીક બન્ધ કરવા કહ્યું

यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्त ।
पश्चाद्धावति जर्जरदेहे वार्त्तां पृच्छति कोऽपि न गेहे ।
भज गोविन्द भज गोविन्द गोविन्द भज मूढमते ॥

અર્થ'—જ્યાસુધી પૈસા કમાવાની શક્તિ હોય છે ત્યાંસુધી જ પોતાના સગા સમ્બન્ધીઓ પ્રીતિ રાખે છે પરન્તુ પછીથી જ્યારે દેહ જર્જરીભૂત થાય છે, ત્યારે ઘરમાં કોઈ પણ ખબર પૂછતું નથી. માટે હે મૂઢમતે! ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ એ પંક્તિઓ ફરી વાંચવા કહી, પછી પૂછ્યું "સમજ્યા ચ દ્રશંકર?" આ લેખકે ઉત્તર આપ્યો "જી, હા" "પણ મ્હારા ઉપર તો ઈશ્વરની કૃપા છે મ્હારાં સગાસમ્બન્ધીઓ તો મ્હારા ઉપર એટલી બધી મમતા રાખે છે, કે તે જોઇને મ્હારા મનને ઓછું, ઓછું આવી જાય છે, કે મ્હારું શરીર આવું ત્યારે તમ્મારે બધાને આટલો બધો શ્રમ લેવો પડે ને?" આ ઉપરાંત બીજું દૃષ્ટાંત પણ જાણવા યોગ્ય છે જ્યારે રા. રા. કેશવલાલ હુવદરાય ધ્રુવ ત્હેમને જોવા આવ્યા ત્યારે આ લેખક હાજર હતો ધ્રુવને ત્હેમણે ગદ્ગદસ્વરે કહ્યું કે 'કેશવલાલ, બહુએ ખમાય છે પણ છેકની તે આ બધા મ્હારા અન્તકાળે મમતા વધારે છે તે નથી સ્હેવાતું" સંક્ષેપમાં ત્હેમનું ઉદાત્તભાવનામય કુટુમ્બજીવન અનુકરણીય તથા આદર્શરૂપે સમક્ષ ધરવા યોગ્ય હતું

પરન્તુ ત્હેમની કર્તવ્યભાવનાની પરિસમાપ્તિ કુટુમ્બવત્સલતામા જ થતી તેમ ન હતુ ત્હેમના સગા સબન્ધી તેમ જ જ્ઞાતિજનો પ્રતિ પોતાના કર્તવ્યો કરવા તેઓ યથાશક્તિ પ્રયાસ કરતા અત્ર સર્વ સવિસ્તર લખી શકાય તેમ નથી, પરન્તુ મન સુખરામભાઈ સાથેનો ત્હેમનો સબન્ધ ખાસ જાણવા યોગ્ય છે ઉભયના કુટુબો વચ્ચે ગાઢ સબન્ધ હતો. ગોવર્ધનરામભાઈ તો મન સુખરામભાઈની આખ નીચે જ ઉછર્યા હતા, અને તેથી ત્હેમને પિતૃતુલ્ય જ ગણતા મન સુખરામભાઈને માટે ત્હેમને એટલો બધો સ્નેહ તથા પૂજ્યભાવ હતો કે ત્હેમનુ જરા પણ ખોટુ બોલતા નહિ એટલુ જ નહિ, પરન્તુ તેવુ કોઈ બોલે તો તે સાભળવા વારવાર સાફ ના પાડતા આ લેખક જ્યારે જ્યારે મુબાઈથી નડિઆદ જતો ત્યારે લગભગ પ્રથમ પ્રશ્ન જ "ભાણાકાકા" સબન્ધી કરતા, અને આ લેખકને જે જે વાતો થઈ હોય તે સઘળી અથથી ઇતિસુધી કહેવા આગ્રહ કરતા એક પ્રસગે આ લેખક મુબાઈ આવવાનો હતો તે પ્રસગે મર્મ ભેદક રીતે ગોવર્ધનરામભાઇએ કહ્યુ હતુ કે "ચન્દ્રરાવ, મ્હારાથી તો ભાણાકાકાની સેવા કરવાનુ અહીંઆ રહુ છુ એટલે બની શકે એવુ નથી પણ મહાન્ પુરુષોને માટે લેશ પણ પૂજ્ય ભાવ હોય તો ત્હેમની બને તેટલી સેવા કરજો ભાણાકાકા જેવુ માણસ થવુ નથી " મન સુખરામભાઈ પણ ગોવર્ધનરામભાઈનાપ્રતિ વાત્સલ્યપૂર્ણ નેત્રોએ જ જોતા મન સુખરામભાઈ જેવા કુશલ માળીએ ગોવર્ધનરામભાઈના મન જેવી રસાળ ભૂમિમા સત્સસ્કારનુ જે બીજ વાવ્યુ હતુ, ત્હેનુ તે માળી અત્યન્ત સભાળથી પોષણવર્ધન કરતા, અને કાઇક પોતાના પ્રેમપૂર્ણ પ્રયાસથી, કાઇક તે ભૂમિની જ રસાળતાને લીધે, કાઇક બીજની જ અતર્હિત શક્તિઓને લીધે, કાઇક બ્હારથી પડતા વિદ્યાવર્ષાદને લીધે એમ ભિન્ન ભિન્ન સાધનોથી ક્રમે ક્રમે વાર્ધિત થતા, તથા ફલપુષ્પાદિથી શોભતા ગોવર્ધનરામભાઈના વિચારવૃક્ષનુ સ્નેહભરી આખે નિરીક્ષણ કરી પોતાને કૃતકૃત્ય માનેતા હતા મન સુખરામભાઈની પોતાની જ પ્રકૃતિ અતિ મન્દ થઈ ગઈ હતી, અને વૃદ્ધાવસ્થાથી શરીર શિથિલ થઇ ગયુ હતુ તેવે સમયે ગોવર્ધનરામભાઈને જોવા અને આવશ્યક હોય તો મુબાઈ લાવવા, તેઓ નડિઆદ ગયા હતા તે સમયે આ ઉભય સ્નેહીજન વચ્ચે જે મર્મભેદક પ્રસગ બન્યો હતો તે જાણવા યોગ્ય છે ગોવર્ધનરામભાઈનાથી ઉઠાતુ ન હતુ, તથાપિ "ભાણાકાકા, આવ્યા" એમ સાભળ્યુ કે તરત જ સફાળા બેઠા થઈ, મન સુખરામભાઈને પગે લાગ્યા, અને ગળગળા થઈ જઈ કહ્યુ કે "તમ્હારી આવી નબળી અવસ્થામા મ્હારે માટે આટલો બધો શ્રમ લઈ મુબાઈથી શુ કરવા આવ્યા? મ્હારે તમ્હારી સેવા કરવી જોઇએ ત્હેને સ્થાને આ શુ?" મન સુખરામભાઇએ ત્હેમને વાર્યા, અને પુન તેમ ન કરવા કહ્યુ ગોવર્ધન રામભાઈને મુબાઈમા પ્રો ગજ્જરને બગલે રાખ્યા હતા, ત્યા ત્હેમને જોવા નિત્ય સાયકાળે મન સુખરામભાઈ જતા, અને દિવસમા વારવાર ત્હેમના સમાચાર પૂછાવતા ગોવર્ધનરામભાઈના દેહત્યાગના સમાચાર શ્રુણી તેઓની આખમાથી અશ્રુધારા ચાલી હતી, અને જ્યારે જ્યારે ત્હેમની વાત કરતા ત્યારે ત્હેમના નેત્રોમાં વારવાર અશ્રુ સહજ આવી જતા.

ત્હેમનુ મિત્રમડળ ઘણુ મ્હોટ હતુ આપણા દેશના ઘણા સુવિખ્યાત તથા ઉચ્ચ પદવી વાળા પુરુષોનો સમાવેશ તે મડળમાં થતો હતો ત્હેમનો પ્રો ગજ્જરની સાથેનો સબન્ધ ખાસ જાણવા યોગ્ય છે તેઓનો સબન્ધ જો કે માત્ર સાત કે આઠ વર્ષથી જ થયો હતો, પરન્તુ તે અલ્પ સમયમા અત્યન્ત ગાઢ થઈ ગયો હતો ઉભય પરસ્પર બહુ જ માનભાવ તથા સ્નેહ રાખતા અને પરસ્પર ઉપયોગી થવાના અભિલાષ રાખતા એક પ્રસગે આ લેખક ગોવર્ધનરામભાઇને મળવા ગયો હતો, તે સમયે તેઓ દિવાનખાનામા હીંચકા ઉપર બેઠા હતા

અને સ્હામી ભીંત ઉપર ટાંગેલી છબીઓ ઉપર એકી ટશે જોઈ રહ્યા હતા આ લેખકે પૂછયું કે શો વિચાર કરોછો? ત્હેમણે ઉત્તરમાં પ્રશ્ન કર્યો કે "આ બધી છબીઓ છે, તેમાંથી ઉત્તમમાં ઉત્તમ (noblest) પુરુષ કોણ લાગેછે?" આ લેખકે ઉત્તર દીધો કે "દાદાભાઈ" ત્હેમણે કહ્યું "એમ નહિ હું મ્હારા અંગત ઓળખાણવાળામાંથી પુછુછુ" આ લેખકે ઉત્તર આપ્યો કે "હું આ બધા વિષે જે કંઈ જાણુ છુ, તે ઉપરથી હું તો પ્રો ગજ્જરનું નામ દઉ" "બસ મ્હારો પણ એ જ અભિપ્રાય છે એમના જેવા ઉદાર અને પરહિતચિન્તક મ્હારા ઓળખીતામાંથી તો કોઈ હોય એમ મ્હારા જાણવામાં નથી" અન્ય પ્રસગે પોતાને અને પ્રો ગજ્જરને સરખાવતા કહ્યું હતુ કે "ગજ્જર વત્તા અને ઓછા થઈને શૂન્ય થાયછે, અને હું તો શૂન્ય છુ જ અન્તે બન્ને સરખા ગજ્જર કમાય છે પણ બહુ અને પરહિતમાં ખર્ચ છે પણ બહુ આપણે નથી કમાતા કે નથી આપતા" પ્રો ગજ્જર પ્રસગે પ્રસગે ત્હેમને ઉપયોગી થઈ પડતા, અને ત્હેમા પણ ખાસ કરીને ત્હેમની છેલ્લી બીમારી વખતે ત્હેમણે જે કાંઈ ગોવર્ધનરામભાઈને માટે કર્યું છે તે નિકટ સબન્ધી પણ ભાગ્યે જ કરી શકે,—અથવા તુ એમ ન હોય કે તે ઉભય વચ્ચે નિકટ સબધ કરતા પણ વિશેષ દઢ ગુપ્ત નિકટ સબન્ધ હતો? કેવલ બાહ્ય સબન્ધ કરતા હૃદય હૃદયના કાંઈક અગમ્ય હેતુથી જ જડાયેલા સબન્ધમાં અ ય જ રસમયતા હોય છે ઉદાત્તભાવનામય આધ્યાત્મિક કવિ ભવભૂતિએ સત્ય જ લખ્યું છે કે—

> व्यतिपजति पदार्थानान्तर कोऽपि हेतु ।
> न खलु बहिरुपाधीन् प्रीतय संश्रयन्ते ॥

અર્થ—કોઈક અગમ્ય આંતર હેતુ જ પદાર્થોને પરસ્પર સંબંધ કરે છે,—બાહ્ય ઉપાધિઓનો આશ્રય પ્રીતિ નથી જ લેતી એ નિશ્ચિત છે

વ્યવહારમા અતિથિયજમાનભાવનાનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરનાર ગોવર્ધનરામભાઈને ત્યા મુંબાઈમા તેમ જ નડિઆદમા, અતિથિઓ વારવાર આવતા ત્હેમનુ કુટુબ મૂળથી જ અતિથિસત્કારમા સુપ્રસિદ્ધ હતુ અને ગોવર્ધનરામભાઈ તે વિષયમા સવિશેષ લક્ષ આપતા તેમ જ પોતાના કૌટુમ્બિકો પાસે અપાવતા ત્હેમને ત્યા અતિથિઓ ભિન્ન ભિન્ન ઉદ્દેશથી આવતા કેટલાએક ત્હેમના દર્શનનો લાભ લેવા આવતા તો કેટલાએક કાંઈક સલાહ પૂછવા આવતા સર્વનો યોગ્ય સત્કાર થાય ત્હેની તેઓ પોતે બહુ જ તપાસ રાખતા.

આ ઉપરાત ત્હેમને ત્યા ઘણા ઓળખીતા તેમ જ વગર ઓળખીતા માણસો જુદા જુદા વિષયો સબન્ધી સલાહ પુછવા આવતા તે સર્વનો તેઓ પોતાને યોગ્ય લાગે તેવો ખુલાસો કરતા ત્હેમની ઉદાત્ત કર્તવ્યભાવના, ત્હેમની સૂક્ષ્મ તેમ જ વ્યાપક બુદ્ધિ, ત્હેમનો સર્વ પક્ષની પરીક્ષા કરવાનો સ્વભાવ ઇત્યાદિ ઇત્યાદિ સદ્‌ગુણોનો ઘણા મનુષ્યો લાભ લેતા. ગોવર્ધનરામભાઈ તેવી ખાનગી સલાહ આપવી એ ઉપયોગિતાનુ સાધન સમજતા, અને તેથી ત્હેને કર્તવ્યરૂપે લેખતા તદુપરાન્ત જેને આપણે ન ઓળખતા હોઈએ ત્હેની સાથે પણ વિનય અને સદ્‌ભાવથી વર્તવુ જોઈએ એમ તેઓ વારવાર બોધ આપતા આ ઉપદેશના દૃષ્ટાન્તરૂપે તેઓ ત્હેમના પોતાના જીવનના બે પ્રસગો કહેતા ત્હેમના સબન્ધીને ત્યા કાંઈક પ્રસગ હોવાથી કોઈ સરકારી અધિકારીને જમવા માટે આમત્રણ કર્યું હતુ ભોજન સમયે તે અધિકારીને તેડી લાવવા માટે, ગોવર્ધનરામભાઈ બી એ થયેલા હતા તેથી ત્હેમને જવાનુ નક્કી થયુ તે સમયમા બી. એ થયેલાની સખ્યા સ્વલ્પ હોવાથી બી એ વાળાને ઘણુ માન મળતુ પરન્તુ ગોવર્ધ

ઈતા હતા તે શોધી કાઢી, તે તે સ્થાને પુસ્તકોમા કાગળના કટકા મૂકી, જરા વિશ્રાન્તિ લેવા બીજી ઓરડીમા ગયા થોડીવાર પછી પાછા આવીને જુએછે તો પુસ્તકો અસ્તવ્યસ્ત પડેલા ને કાગળના કેટલાએક કટકા પુસ્તકમાથી કોઈ લઈ ગયેલું "ત્રણ કલાકની મહેનત પાણીમા ગઈ ત્હેનું કારણ મ્હારો પ્રમાદ, કે હું આમ પુસ્તકો મૂકીને ગયો" એમ આત્મદોષ આત્મ પરીક્ષક કહાડતા હતા, એટલામા "મ્હોટાકાકા, પતગ" એમ બારી તરફથી અવાજ આવ્યો તે બાજુ દૃષ્ટિ કરતા, ત્હેમની ચાર પાચ વર્ષની પુત્રી નજરે પડી ત્હેને પુછતા ઉત્તર મળ્યો કે "મ્હેં તો એ કાગળોના કટકાની પતગ કરી" પુત્રીવત્સલ પિતા આ સાભળી હસી પડ્યા, અને ધીમે રહીને બોલ્યા કે "બ્હેન, એ ચોપડીઓને અડકાય નહિ હોં!" સર આઈઝાક ન્યૂટનના લેખના કાગળો જ્યારે ત્હેમના કુતરાએ સગડીમાં નાખી બાળી નાખ્યા, ત્યારે "Diamond, Diamond, little dost thou know the mischief thou hast done" એમ વિરલ શાન્તિથી ત્હેમણે કહ્યુ હતું એ કથાનુ આ દૃષ્ટાન્ત સ્મરણ કરાવે છે આ પ્રમાણે ઈશવિશ્વાસ, નિરભિમાન, ધૈર્ય, કર્ત્તવ્યનિષ્ઠા, સતોષ, શાન્તિ આદિ સદ્ગુણો ઉપરાન્ત સ્વાર્થત્યાગ, પરહિતાનુરાગ, વિષયવિરાગ, સરલતા, ઋજુતા, સત્યનિષ્ઠા આદિ અનેક સદ્ગુણોનુ તે સાધુજન સઆશ્રયસ્થાન હતા

આવા ઉદાત્ત જીવનવાળા સાધુજનના અકાલ દેહવિલયથી આપણને કેમ શોક ન થાય?

"Men are we, and must grieve when even the shade
Of that which once was great has passed away

આપણે મનુષ્ય છિએ, અને જે જે એક સમયે મહાન્ હતું ત્હેની છાયા પણ ચાલી જાય ત્યારે શોક થવો જ જોઈએ તથાપિ સામાન્ય મનુષ્યોની માફક શોકથી અભિભૂત ન થતા પ્રાજ્ઞ પુરુષો શોકને બોધપ્રાપ્તિનુ સાધન બનાવી દે છે ગોવર્ધનરામભાઈના દેહવિલયથી થયેલો શોક પણ ત્હેમના આચારવિચારના રહસ્ય સમજવા સમજાવવામા યોજાય તો તે અત્યન્ત હિતકર થાય અને ગોવર્ધનરામભાઈના જીવનમા શુ બોધ શોધવો પડે એમ છે? ના, ના, એ તો સ્થાને સ્થાને, પગલે પગલે પ્રાપ્ત થાય તેમ છે કિં બહુના? જે સારથાહી ભ્રમરે અનેક શાસ્ત્રકુસુમનમાથી સદ્ભાવનામધુરસગ્રહ કરી, સ્વરચિત લેખઉલેખમધુગૃહમા ત્હેનો સચય કર્યો છે જે ઉચ્ચગામી વિહગમે ઉચ્ચ સ્થાનેથી સર્વદેશીય દૃષ્ટિ કરી, દેશભક્તસદ્ચરોને પોતાના દિવ્ય ગાનદ્વારા ગતવ્ય દિશાનું ભાન કરાવ્યુ છે જે ભક્તજને અનેક સેવ્ય લક્ષ્મીદેવીના લોકપૂર્ણ મન્દિરમા જઈ નિરન્તર ધક્કા ન ખાતા, તે દેવીના યથાશક્તિ દર્શનથી સતોષ પામી, વિરલસેવ્ય સરસ્વતીદેવીના નિર્જનમન્દિરની શાન્તિ તથા નિવૃત્તિથી તે દેવીની સેવા કરવામા કૃતાર્થતા માની હતી જે નિપુણ શાળવીએ રગરગના અનેક સદ્ગુણતન્તુઓને પોતાના રમ્ય જીવનપટમા વણી દીધા હતા, જે સ્વાર્થત્યાગી પવિત્ર યજમાને નિષ્કામ જીવનયજ્ઞ બ્રહ્મસમર્પણ કરવામા જ કૃતકૃત્યતા લેખી હતી સક્ષેપમા જે સત્પુરુષે ભિન્ન ભિન્ન રીતે અનેક સેવા કરી પોતાના જીવનને ધર્મમય બનાવી દીધુ હતું, તે સત્પુરુષના સાધુજીવનનુ યત્કિંચિત્ દર્શન કરવા આપણે અત્ર પ્રયાસ કર્યો છે તેમનો જીવનપ્રદીપનો શુદ્ધસ્નેહનિર્વાહિત, સૌમ્ય પ્રકાશ તેવા અન્ય પ્રદીપો પ્રકટાવો, અને સ્વયમેવ અખડ સ્વયપ્રકાશમા લીન થઈ જાઓ એવી આશા દર્શાવી આપણે અત્ર વિરમીશુ

ચન્દ્રશકર નર્મદાશકર પંડ્યા.

## સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઈની જીવનકથાના કેટલાક પ્રસંગો.

Forgive my grief for one removed,
Thy creature, whom I found so fair
I trust he lives in Thee, and there
I find him worthier to be loved
Forgive these mild and wandering cries
Confusions of a wasted youth,
Forgive them where they fail in truth
And in thy wisdom make me wise

*Tenyson's In Memoriam*

"વાત સર્વે પાછી સાંભરતા ભરાઇ આવે છાતી,
"ખડી થાય છબી તુજ મુજ સંમુખ–આંખ જળથી ઉભરાતી
"ગયા ભુલાઇ પ્રસંગ તે તે સ્મરણે પાછા આવે,
"ભૂત વસ્તુ બની વર્તમાનસમ અસ્ખલિત રોવરાવે

સ્નેહમુદ્રા

જગતમા અત્યારે ચૌપાસથી ચેતન સ્ફુરવા માડ્યુ છે ઘણા કાળથી ઘન તિમિરમાં ઢંકાઇ ગયેલા પ્રદેશોમા ચેતન સ્ફુરવા માડ્યુ છે ઘણો કાળ રાત્રિમા નિર્ગમન કર્યા પછી એશિઆખંડમા અરૂણોદય થયો છે આ અરૂણોદયના કિરણો ભારતવર્ષમાપણ પ્રગટવા માડ્યા છે જ્યારે એક બાજુથી ભારતવર્ષમા ચેતન સ્ફુરવા માડ્યુ છે ત્યારે આ ચેતનને સ્ફુરાવનાર વ્યક્તિઓ એક પછી એક સર્વભક્ષી કાળના મુખમા પેસવા માડી છે છેલ્લા પાચ સાત વર્ષથી આ દેશને શિર પ્લેગ દુકાળાદિ વિપત્તિઓ એક પછી એક એમ પડવા લાગી છે આવા દુઃખના વખતમા સેંકડો મનુષ્યોના હૃદયમા આશાનુ કિરણ પ્રગટાવનાર વ્યક્તિઓ જ્યારે પરલોકવાસી થાય છે ત્યારે માતૃભક્ત પુત્રના શોકનો પાર રહેતો નથી પ્રથમ વ્યોમેશ ગયો પછી સન્ત આનન્દ ગયો, જસ્ટીસ તેલંગજી ગયા અને આખરે ગુર્જ્જર સાહિત્યનો ચંદ્ર પણ અસ્ત થઈ ગયો પ્રથમના ત્રણ મહાત્માઓના સદ્દગત થવા તે પ્રસગોમા આ લેખકને સાક્ષરશ્રી સાથે વાતો થઇ હતી ન્યાયમૂર્ત્તિ તૈલંગજીસાહેબના સદ્દગત થયાની તેમને, કઇક ક્ષોભ થયો હતો આ પ્રસગો વખતે આ લેખ લખનારના સ્વપ્નમા પણ નહોતુ કે ગુર્જ્જર પ્રદેશનુ આ રત્ન પણ ગુમ થશે 'પરલોક'નુ કાવ્ય રચ્યા પછી પોતે થોડા સમયમા સદ્દગત થશે એવુ કોઇના ધાર્યામા હતુ નહી આ મહાત્માની જીવન કથાના પ્રસગો સબધી લખતા આ લેખકના શોકનો પાર રહેતો નથી તેના પૂર્વજન્મના કઇક સત્કર્મને લીધે આ નર, રત્નની શીતળ છાયા ભોગવવાને ભાગ્યશાળી થયો હતો તેમના જીવનના થોડા ઘણા પ્રસગો તેના જોવામા આવ્યા હતા આ સર્વ પ્રસગોનુ જ્યારે જ્યારે સ્મરણ થાય છે ત્યારે યત્ન કર્યા છતા પણ અશ્રુપાત થઈ ગયા વિના રહેતો નથી તેમના જીવનના કેટલાક સૂક્ષ્મ પ્રસગો મારા જેવા સાધારણ વ્યક્તિથી આલેખી શકાય તેમ નથી પણ જે કાઇ મારા જોવામા, સાંભળવામા આવ્યુ છે તે વાચકવૃન્દ સમક્ષ રજુ કરૂં છુ ગુજરાતમા ઘણા વિદ્વાનો થઇ ગયા છે

ને ઘણા થશે પણ આ મહાત્માનો અક્ષરદેહ કંઈક અલૌકિક સત્વોથી બંધાયો હતો આ સત્વોનુ પૃથક્કરણ કરવાને સમર્થ સાક્ષર સિવાય અન્ય કોઈ કરી શકે તેમ નથી

સાક્ષરશ્રીનો જન્મ ગુજરાતમા સુપ્રસિદ્ધ થયેલા માધવરામ, ધીરજરામને ત્યાં વિક્રમાર્ક ૧૯૧૧ ના વિજયાદશમીના શુભદિને થયો માધવરામભાઈ ધર્મનિષ્ઠ ગૃહસ્થ હતા તેમનુ જીવન સરલ હતુ અને ઉત્તમ હતુ સાક્ષરશ્રીના માતુશ્રી શિવકાશી બુદ્ધિશાળી હતા સસારના વહેવાર ચલાવવામા કુશલ હતા સગીત આદિ કલાઓ જાણતા હતા માતાપિતાના સદ્‌ગુણો પુત્રનામા ઘણે અંશે ઉતર્યા હતા બાલ્યાવસ્થામાથી જ ભવિષ્યમા થનાર મહાન્ પુરુષના ચિહ્નો પ્રગટ્યા હતા. પોતાની માતુશ્રી તેમને મુમ્બાઈ મુકી એકલા નડીઆદ આવેલ માતુશ્રી વિના તેમને નહી ગમવાથી તેમણે એક પત્ર નડીઆદ લખ્યો આ પત્ર કવિતામા હતો તેમના અમરદેહનુ બીજ આપણુને અત્રે મળે છે આ બીજના અકુર ફુટ્યા અકુરમાથી છોડ થયો છોડનુ વૃક્ષ થયુ વૃક્ષને ફળ આવ્યા આમ્રફળ જેમ જ્યેષ્ઠ માસના અસહ્ય તાપથી મિષ્ટ થાય છે તેમ આ ફળ ઉપભોગ કરનારને મિષ્ટ લાગે તેટલા સારૂ પરમાત્માએ વિપત્તિઓરૂપી તાપની સકલના કરી. આ તાપથી ફળ અતિશય મિષ્ટ થયા. આ અક્ષરદેહ બીજના રૂપમા તેમના સોળ વર્ષ થતા રહ્યો સોળમે વર્ષે આ બીજને કંઈક અકુર-ફુટવા લાગ્યા સોળમા વર્ષે તેમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી, અને એલ્ફીન્સ્ટન કોલેજમા દાખલ થયા આ વર્ષથી જ નવલરામભાઈના શબ્દના કહીએ તો તેમનો "આત્મમથનકાળ" શરૂ થયો આ વર્ષથી તેમણે લખવાનો પ્રસગ શરૂ કર્યો આ 'આત્મમથનકાળ'ના સબધમા તેમણે નવલરામભાઈની જીવન કથામા લખ્યુ છે કે—

"મહેચ્છાઓ હોય છે તો ઘણાકને, પણ સાધનવિનાની ઇચ્છાઓ તેલ વગરના સળગેલ ઘાસ પેઠે તરત હોલાઈ જાય છે અભ્યાસ, અવલોકન અને અનુભવ એ ગ્રથકાર થનારનુ તેલ છે અને તે વિના એકલી વધવા ઇચ્છતી બુદ્ધિ દીવાસળીની પેઠે તરત હોલાય છે ગુજરાતમા કવિઓ, વર્તમાનપત્ર લેખકો, અને બીજા ગ્રથકારો તીડના ટોળા પેઠે ઊભરાય છે અને થોડીક વારમા સ્વત શાન્ત થઈ જાય છે હેનુ કારણ આ જ છે કે ન્હાના બાળકો સાધન વિના સાધ્ય શોધે તેમ વિદ્યા વિગેરે શ્રમસાધ્ય સાધનો વિના ગ્રન્થકાર થવાના ફેગટ ઉછાળા મારી પાછા પડે છે"

ઉપરની લીટીઓ લખનાર સાક્ષરે પોતાનુ સાક્ષર જીવન સફલ કરવા સારૂ અભ્યાસ, અવલોકન અને અનુભવ સૂત્રો જેવા સ્વીકાર્યાં પાઠશાળામા પોતાનો અભ્યાસ લક્ષ્ય પૂર્વક કરતા સસ્કૃત અને ઇંગ્રેજી સાહિત્યના ઉત્તમ ગ્રથો ઘણી સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કરતા ગ્રન્થના આત્મા વસ્તુનુ યથાર્થ સ્વરૂપ સમજવાને ઘણો યત્ન કરતા હતા જે કંઈ વાંચતા તેનું અવલોકન નોટબુકોમા લખી લેતા હતા વાચતા થોડુ પણ વિચારતા વિશેષ ફાયદાના પુસ્તકોના અભ્યાસથી તેમનામા તુલના શક્તિ અદ્વિતીય આવી હતી અભ્યાસ મરણપર્યંત તેમણે જારી રાખ્યો હતો તેમનામા અવલોકનશક્તિ સહજ હતી જે કાંઈ જોતા તે વિસરતા નહી સસારના ચિત્રો કે સૃષ્ટિસૌન્દર્યના ચિત્રો—જે તેમણે આલેખ્યા છે—તે તેમની અપૂર્વ અવલોકનશક્તિનુ ફળ છે બાલ્યાવસ્થામાથી જ તેમને સૃષ્ટિસૌંદર્ય અવલોકન કરવાના પ્રસગો મળ્યા હતા તેમની બાલ્યાવસ્થામા જ્યારે મુંબાઇ ગયા ત્યારે હાલની રેલ્વે નહોતી તે વખતે વડોદરેથી સુરત સુધીની રેલ્વે હતી. નડીઆદથી વડોદરે ગાડામા બેસીને જવુ પડતુ હતુ અને સુરતથી મુબાઈ વ્હાણમા જવાતુ હતુ આ મુસાફરીથી

સૃષ્ટિસૌન્દર્યનું અવલોકન કરવાનો પ્રથમ પ્રસગ મળ્યો હતો ગુજરાતમા નડીઆદથી વડોદરા સુધીનો રસ્તો રમ્ય ગ્રામોની આરપાર છે સુરતથી મુબાઇ લગીનો પ્રદેશ રમ્ય છે દરિઆ માર્ગે મુબાઈ જતા વહાણો કિનારે કિનારે જતા હતા તેથી કિનારા ઉપર આવેલો પ્રદેશ વહા ણમા બેઠા બેઠા જોવાતો હતો આ કિનારા ઉપર પોર્ટુગીઝોએ અને ગુજરાતના સુલતાનોએ બધાવેલા અનેક કિલાઓ આવી રહ્યા છે આ કિલાઓની પાછળ ગિરિશૃગો દૂર ક્ષિતિજમા દેખાય છે તાડ અને નાળીએરીના વન સ્થળે સ્થળે દેખાય છે આ અને સાક્ષરશ્રીએ ભાવનગર કચ્છ આદિ સ્થળોએ નિહાળેલા સૃષ્ટિસૌન્દર્યના ચિત્રો સરસ્વતીચદ્રમા આલેખવામા આવ્યાછે આ રેલ્વેના યુગમા આપણા નવા ઉગતા લેખકોને આવા દેખાનો નિહાળવાને-અવલોકવાને ઘણા વિરલ પ્રસગો આવે છે કોઇને પ્રસગ આવે છે તો આવા ચિત્રો કાગળ ઉપર આલેખવાની શક્તિ હોતી નથી સાક્ષરશ્રીને મનુષ્યને માથે નિર્માણ થયેલી ભિન્ન ભિન્ન દશાઓનો અનુભવ થયો હતો જ્યારે તે પાઠશાળામા હતા ત્યારે તે ગલશ્રીમાન્ હતા બી એ થયા તે જ વર્ષે તેમના પિતાશ્રીની પેઢી ભાગી કુટુમ્બ ઉપર નિર્ધનતાનુ વાદળ ફરી વળ્યુ કુટુમ્બના શોકનો પાર રહ્યો નહી આ વિપત્તિથી તેમનુ શરીર રોગગ્રસ્ત થયુ પણ વિપત્તિઓથી ડગ્યા નહી અને વિપત્તિ તેમના જીવનમા Aubre e Vere the younger લખી ગયો છે તેમ થઈ પડી."

"Grief should be

Like joy, majestic, equable, sedate,
Confirming, cleansing, raising, making free
Strong to consume small troubles, to command
Great thoughts, grave thoughts, thoughts lasting
end"

આટલા થોડા વર્ણનથી સાક્ષરશ્રીના અક્ષર-દેહના ત્રણ સત્ત્વોનો ભાસ થશે આ સત્ત્વો ઘણ અક્ષર દેહોમા હોય છે તે છતા પણ તેમના ગ્રથો અપૂર્વ ઉત્સાહથી અને પ્રેમથી વચાતા નથી આનુ કારણ કઇક લેખકના ચારિત્ર તરફ દૃષ્ટિ નાખીનુ તો જણાશે સાક્ષરશ્રીનુ જીવન આપણા જુના કાળના ઋષિ મુનિના જીવન જેવુ જ હતુ તેમનામાં રાગદ્વેષ નહોતો પ્રાણીમાત્રનુ કલ્યાણ ઇચ્છત હતા દેશસેવા અને જનસમૂહની સેવા સિવાય તેમનુ અન્ય કઈ પણ લક્ષ્ય નહોતુ કીર્તિમોહનુ મૂળ તેમનામાં નહોતુ આવા અનેક સદ્ગુણોથી અલકૃત થયેલા પવિત્ર ચારિત્રને લીધે આપણને તેમના ગ્રથો પૂજ્ય ભાવથી વાચવાનુ મન થાય છે તેમની લેખ લખવાની પદ્ધતિ અનુકરણ કરવા યોગ્ય છે પ્રથમ જે વસ્તુના ઉપર લખવા વિચાર હોય તેના સબધી એકાન્તમા વિચાર કરતા હતા તે વસ્તુના ગુણદોષની હુશીઆર વણીકની પેઠે તુલના કરતા આ ગુણદોષનુ નિરીક્ષણ કર્યા પછી કઇક નિર્ણય ઉપર આવતા આ વસ્તુના સબન્ધમા પરદેશીય અને સ્વદેશીય વિદ્વાનોના ગ્રન્થો વાચતા, અને પોતાના વિચારોની સાથે સરખામણી કરતા આ સર્વ સામગ્રી તૈયાર થયા પછી તે લેખના પ્રકરણો ગોઠવતા પ્રત્યેક પ્રકરણ શુ લખવુ તેનો કાઇક નિર્ણય કરતા ત્યારપછી લખવુ શરૂ કરતા હતા તેમની લેખન-શૈલી અનુપમ છે તે ઘણા પ્રયાસનુ ફળ છે શૈલીનો આધાર વિચારો ઉપર હોય છે જેમ જેમ મનુષ્યના વિચારો ઉન્નત થતા જાય છે, તેમ તેમ તેની શૈલી પણ ફરતી જાય છે સરસ્વતીચન્દ્રના પહેલા બે ભાગની શૈલી અને ત્રીજા અને ચોથા ભાગની શૈલીમા કઇક ફેર છે અને

લીલાવતી જીવન કલાની લેખનશૈલીમાં અને સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લાની શૈલીમા ઘણો અતર પડી ગયો છે તેમના પુસ્તકોમા ઘણુ પરદેશીય અને સ્વદેશીય લેખકોના ઉત્તમ ગ્રંથોમાથી શ્લોકો, ઉતારઓ આપનામાં આ યા છે જે ગ્રથ તેમના વાચવામા આવતો હતો તેનુ રહસ્ય તરત તે લેઇ લેતા હતા અને પોતાની અલૌકિક સ્મરણશક્તિને લીધે પ્રસગે તેને ઉપયોગમાં લેતા હતા. સારા સારા સસ્કૃત શ્લોકોનો તેમણે સગ્રહ કર્યો હતો. આ સગ્રહના પુષ્પો પોતાની પુષ્પમાળામાં ( ગ્રન્થોમા ) એવી ચતુરાઇથી ગોઠવતા હતા કે વાચનારના આનંદનો પાર રહેતો નથી તેમની ભાષાન્તર કરવાની શક્તિ વિષે તેમના ગ્રન્થોના ઉપાસકો આગળ પ્રશસા કરવાની આવશ્યકતા નથી ભાષાન્તરકારનો ઉચ્ચ્યાદ્ર કેવો હોવો જોઈએ તેને માટે પોતે નવલરામભાઇની જીવન કથામા લખે છે કે-"કાળીદાસની રસજ્ઞતા સમજ્યા શિવાય એનો રસ ગુજરાતીમા આણવો કઠણ છે કવિનું ભાષાતર કરનારમા કવિત્વ જોઈએ છીએ સસ્કૃત કપડા ઉતારી ગુજરાતી પ્હેરાવ્યાથી ભાષાતર થતું નથી, પણ કાળીદાસ પોતે ગુજરાતી હોત અને એમણે પોતે જ મેઘદૂત ગુજરાતીમાં લખ્યુ હોત તો પોતે કેવુ લખત એનો વિચાર કરી તેવુ જ કોઈ સરળ લખે તો તે જ ભાષાતરમા અમલ્ય ગ્રથની યોગ્યતામાં આવે અને એવું જ નામ ભાષાતર ભાષાંતર કરી, અથવા "ભટના ભોપાળા" જેવુ રૂપાતર ( Adaptation ) કરો, અથવા વાલ્મીકિના રામાયણ જેવા મહાપ્રસાદના કઇંક કઠણ નવા કવિઓના રામાયણ જેવા રામાયણમા આણી પ્રાકૃત લોકને ચખાડો-તે સર્વમા મૂળ લેખોનો આત્મા તો આવવો જ જોઇએ, જુદી વાણીમા, જુદા દેશમા, જુદા કાળમા, જુદા વ્યવહારમા અને જુદા રગોમા ને પ્રસગોમા પડેલુ મૂળ બિમ્બનું પ્રતિબિમ્બ સ્વભાવે એ જ હોવુ જોઇએ મુખ્તિયારજવાળી મડમો ભગવા લુગડા પ્હેરવાથી હીંદવાણી નથી થતી, તેમના શરીર બદલાતાં નથી અને અનરૂના ગુણે પણ એવાને એવા જ રહે છે સાથી ભાષાતરકાર વિગેરેનુ કામ ઘણું સૂક્ષ્મ અને વિકટ છે મ્હોટા મ્હોટા એમા ગોથા ખાય છે તો ન્હાના ન્હાનાની તો વાત જ શી !" ગુજરાતી સાહિત્યમા આપણા સાક્ષર અગ્રગણ્ય હોવાથી ઘણા નવા,ઉગતા લેખકો પોતાના ગ્રથો પરીક્ષા સારૂં મોકલતા પણ કોઇપણ ગ્રથ ઉપર તે વિવેચન કરતા નહી અને જ્યારે તેમને વિનતી કરવામા આવતી ત્યારે પોતે નવલગ્રથાવલીમા લખેલા શબ્દોમા ઉત્તર દેતા હતા તે પોતે લખેછે કે–

"આપણો દેશકાળ વિચારી આ અભિલાષ રાખવો કેટલાક ગ્રથપરીક્ષકોને યોગ્ય લાગશે ગ્રથ અથવા તેનો વિષય પરિપક્વ ન હોય તો પણ તે પકવ થવાની આશા જેટલું તેમા હોય તો તેને ઉત્તેજન આપવુ ઘટે છે, તોડી પાડવુ ઘટતું નથી જેમ ખોટી સ્તુતિ કરવી ખોટી છે, તેમ સામો માણસ પોતાની નિંદા થઈ ગઈ મનભગ થઇ પોતાનુ કામ છોડી દે એવુ સત્ય બોલવું આપણા બાળક ગ્રથકારોને નુકશાન જ કરનારૂં ગ્રથકાર બળવાન મનવાળો હોય તોપણ તેના પુસ્તકનો તિરસ્કાર કર્યાથી અણસમજુ વાચનારને તે પુસ્તકના વિષય ઉપર વાય તો તેપણ ઠીક ન લાગે, ઇત્યાદિ અને- વિચારો આપણા ઉગતા માથર વર્ગના પરીક્ષકોએ કરવાના છે કોઈ પરીક્ષક પુસ્તકમાત્રની પરીક્ષા કરવાને બધાએલો નથી, પરીક્ષા નહી કરતો કહેવાને બધાએલો નથી, અને પરીક્ષા ન કરતા કોઈ પુસ્તકના વિવેચનને નિમિત્તે અથવા પ્રસગે પ્રસ્તુત વિષય ઉપર કાંઈ નવીન વાતો કહેવા બેસે અને તેથી ગ્રન્થકારને ઉત્તેજન મળે એવુ હોય તો એપણ " એક પથ ને દો કાજ " કરવાનો સુતર માર્ગ છે, અને એ માર્ગ બીજા દેશોમા પણ પડેલો છે "

સરસ્વતીચન્દ્રમા વર્ણવામા આવેલા પ્રસગો સત્ય હશે કે કલ્પિત હશે . એવા તર્કવિત વાંચનારના મસ્તકમાં થયા કરે છે આવા તર્કવિતર્ક આ લેખના લખનારને પણ થયા હત આ જીજ્ઞાસા તૃપ્ત કરવા મેં સાક્ષરશ્રીને કઇક પ્રશ્નો પુછ્યા હતા તેમણે મને કહ્યુ હતુ "આવા તર્કો ઘણાના મનમા થયા છે ખંભાતના તોફાનમા હું સરદારવર્ગ અને પ્રજાતરફ વકીલ હતો સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લો જ્યારે મ્હારા અસીલોના વાંચવામાં આવ્યો ત્યા તેમણે મને કહ્યું કે તમે તો અમારા રાજ્યનુ ચિત્ર આપ્યુ છે , પણ મ્હેં જણાવ્યુ કે મ્હેં ચ મુક દેશી રજવાડાનુ ચિત્ર ચિતર્યું નથી સર્વ દેશી રજવાડાનુ સામાન્ય એ ચિત્ર છે ઘણાક વાચકોનુ એમ માનવુ છે કે સુવર્ણ નગરી અને ભૂપસિંહ રાણાના દરબારનુ ચિત્ર ભ વનગર અને ત્યાના રાજ્યનુ ચિત્ર છે પણ ઉપરના તેમના શબ્દો વાચ્યા પછી સશય દૂર થશે વિષ્ણુદાસબાવાનો મઠ અને યદુશૃગના શિખરોનુ વર્ણન મ્હને કેનેરીની ગુફાઓનુ વર્ણન હો એમ કેનેરી ગુફાઓ જોયા પછી લાગ્યુ હતું મ્હારો આ વિચાર તેઓશ્રીને જણાવતા તેમ જણાવ્યુ હતુ કે કેનેરીની ગુફાઓ મ્હેં જોઈ નથી પણ આ શૃગોનું વર્ણન કરતી વખત નાશી કની સમીપ આવેલી પાડવગુફાઓ મ્હારા ધ્યાનમા હતી અને યદુશૃગ આદિ વર્ણનમા પાડવ ગુફાનું ચિત્ર થોડેઘણે અંશે આપેલ છે સરસ્વતીચન્દ્ર ભાગ-૪ ના છેલ્લા પ્રકરણો બે વાર લ ખાયા છે સરસ્વતીચન્દ્ર ભાગ-૪ ના ૧૦૭ મા પૃષ્ઠ ઉપરની કવિતામા એક લીટી એવી લખ વામા આવી છે કે

"હુકમ ત્હારે લખ્યુ જ લલાટે, માનો માથે છે હાથ ધીમી "

આ લાઇન લખતી વેળા એ સાક્ષરશ્રીના મનમા કુમુદનુ સૌભાગ્ય જાળવવાનો વિચાર હતો અને એ ઉદ્દેશથી વિષ્ણુદાસબાવાના મઠમા બે નવા સાધુઓના પાત્રો ગોઠવવામા આવ્યા હતા આ બે સાધુઓમા "નાકાપુરી" પ્રમાદધન હતો શકાપુરી મહાન્ યોગી વિષ્ણુદાસના ઉપદેશથી સુધરવાનો હતો અને છેવટે કુમુદની સાથે તેનો યોગ કરવામા આવનાર હતો. પણ આ ચિત્ર સાક્ષરશ્રીને નહી ગમવાથી તે પ્રકરણો ફેરવી નાખ્યા અને હાલના પ્રકરણો લ ખાયા સરસ્વતીચન્દ્ર ભાગ-૪ ની બીજી આવૃત્તિ વખતે ઉપરની લીટી કહાડી નાખવાનુ સૌભા ગ્યવાનું મને કહ્યું હતુ

એક પ્રસગે ગુજરાતી સાહિત્ય સબન્ધી વાતો ચાલતી હતી વાતો ચાલતા ચાલતા આ પણા આદિ નવલકથાકાર રા બા નંદશકરભાઇના "કરણઘેલા"ના સબન્ધમા થતા માંડી રા આ નંદશકરભાઈએ "કરણઘેલો" લખ્યા પછી અ મ કઈ લખતા નથી તેના સબધમા મેં કઇંક ખેદ દર્શાવ્યો આ ખેદ સાક્ષરશ્રીને રૂચ્યો નહી, અને નંદશકરભાઈની શક્તિની પ્ર શસા કરવા માડી

"નંદશકરભાઈ અને હુ નાદોદના એક મોટા કેસ વખતે સાથે રહેતા હતા નંદ શકરભાઈની બુદ્ધિ અગાધ છે તેમની સાધારણ વાતચિત્તમા પણ ઘણો આનદ લાગતો હતો તે વિનોદી ઘણા હતા મને હજી પણ તેમની સાથે બે ત્રણમાસ રહેવાની ઇચ્છા થાયછે તે મની પુસ્તકપરીક્ષક તરીકેની અગાધ શક્તિનુ દૃષ્ટાન્ત હુ આપુ છું હુ નાદોદ હતો ત્યારે પહેલા થોડા સમય ઉપર સરસ્વતીચદ્ર ભાગ ૧ લો બહાર પડ્યો હતો સરસ્વતીચદ્ર ભાગ ૧ લા નુ પુસ્તક મ્હેં તેમને ભેટ આપ્યુ આ પુસ્તક ભેટ આપ્યા પછી પાચ સાત દિવસે મ્હેં તેમને પુછ્યુ કે-"આપે પુસ્તક વાચ્યુ ?" તેમણે કહ્યુ "હા" "આપનો શો અભિપ્રાય છે?" તેમણે કહ્યુ-"My dear Gordhanbhai, you have given us a philosophic

vagabond" "આટલા વાક્યમા જ મારા સરસ્વતીચંદ્રનુ યથાર્થ અવલોકન સમાએલુ છે આ વાક્યથી તેમની અગાધ શક્તિનુ કઇક ભાન થશે" આ વિવેચન સાક્ષરશ્રીના મગજમા રમી રહ્યુ હોય એમ લાગે છે અને તેથી જ સરસ્વતીચંદ્ર ભાગ-૪ ના ૪૧૦ ના પૃષ્ઠમા લખ્યુ છે કે—

And sweeten a sweet life like my Kumud's and settle into some realistic practical form a dreamy vagabond like myself!—my Kumud!—Ah! I feel fired by thy name!'

આજથી ચાર પાચ વર્ષ ઉપર ગુજરાતના પાટનગરમા "અરૂણોદય" નામનુ માસિક નીકળ્યુ હતુ આ માસિકના તંત્રી સ્વર્ગસ્થ જયતીલાલ મગનલાલ હતા જયતીલાલ ઉપર સાક્ષરશ્રીનો પ્રેમ વિશેષ હતો "અરૂણોદય" માં સાક્ષરશ્રીનુ રચેલું "સસાર પ્રતિબિમ્બ" નામનુ અપ્રસિદ્ધ કાવ્ય આવતું હતુ આ કાવ્યનો જન્મ કયા પ્રસંગમા થયો હતો તે પ્રસગ સાક્ષરશ્રીએ આ લેખકને કહ્યો હતો.

"એલ. એલ બી ની પરીક્ષામા હુ પહેલી વખત બેઠો તેમા હું નાપાસ થયો આ વખતે હું ભાવનગર નોકર હતો મ્હારા કુટુમ્બને માથે ઘણા દુ ખ આવી પડ્યા હતા કુટુમ્બનો ભાર મ્હારા ઉપર હતો આ સર્વ ભાર ઉપરાત પિતાશ્રીના દેવાનો ભાર મ્હારા ઉપર હતો સાધારણ પગારમા હું કઇક કરકસરથી બચાવી લેણદારોને આપતો આવી વખતે મુબાઈ પરીક્ષા આપવા જવાનુ ખરચ પણ મને ભારે લાગતુ હતુ બીજે વર્ષે જેમ તેમ કરી ખરચ જોગ બચાવી હું મુંબાઈ પરીક્ષા આપવા ગયો. પરીક્ષા આપ્યા પછી પરિણામ જણાતા સુધી હું મુબાઈ રહ્યો મુબાઇમા મ્હારો ઘણોખરો વખત મારા સુખ દુ ખના મિત્ર ડૉ ગોખલે (ડૉ બ્રિ‌દ્દલ વિષ્ણ ગોખલે) સાથે ગાળતો હતો પરીક્ષાના રીઝલ્ટને દિવસે હુ ડૉ ગોખલેને ત્યા બેઠો હતો ડૉ ગોખલેએ પોતાના નાના ભાઇને મારૂ રીઝલ્ટ જોવા મોકલ્યો તેમના ભાઇએ આવીને નાપાસ થયાના સમાચાર કહ્યા આ સમાચારથી મારા સન્મિત્રને ઘણુ લાગ્યુ મને કહેવા લાગ્યો કે "ગોવર્ધન, અત્યાર સુધી મને કઇક તારી શક્તિ માટે ઉચ્ચ અભિપ્રાય હતો પણ ફરીથી નાપાસ થવાથી મને કઇક ત્હારી શક્તિને માટે શકા થાય છે' સન્મિત્રના આ વાક્યો એ મારી નિરાશામા કઇક ઉમેરો કર્યો રાત્રે હું પાછો ભાણાકાકા (સાક્ષરશ્રી મનસુખરામ ભાઈ) ને ત્યા ગયો તેમને નાપાસ થયાના સમાચાર કહ્યા તેમણે શોક પ્રદર્શિત કરવાને સ્થળે મને આશ્વાસન આપ્યુ રાત્રિએ વાળુ કર્યુ નહી પથારીમા સુતો ઉંઘ આવી નહી અને શોકાવેશથી ઘણુ રડ્યો રાત્રીએ મોડી ઉંઘ આવવાથી સવારમા આઠ વાગ્યે ઉઠ્યો ઉઠતા વાર હોલની બ્હાર આવ્યો નીચે જવા સારૂ નીસરણી આગળ આવી ઉભો આ વખતે ગીરગામ બેક રોડમાં ગાડી ઘોડાની દોડાદોડ વિશેષ હોય છે માણસોનો અવર જવર વિશેષ હોયછે આ સર્વ જોતા એ કાવ્યની પ્રથમ લીટી અનાયાસ સ્ફુરી અને ત્યાર પછી એ કાવ્ય મ્હેં લખ્યુ "

સન ૧૯૦૬ ના એપ્રીલ મે માસમા મુંબાઇથી પાછા આવતા તેઓ સુરત ઉતર્યા હતા સિંધ નિવાસી સુપ્રસિદ્ધ સુધારક-દયારામ ગીદુમલ તે વખતે ત્યા સેશન જજ્જ હતા ને હાલ ડીસ્ટ્રીકટ જજ્જ છે મિ દયારામને અને ગોવર્ધનરામભાઇને ઘણા વખતનું ઓળખાણ હતુ મિ દયારામને સુરતમા મળ્યા પછી નડીઆદ આવી તે તેમના ઉપર લીલાવતી જીવનકળા અને સરસ્વતીચન્દ્ર ભાગ-૪ મોકલી આપ્યા આ બન્ને પુસ્તકો વાચ્યા પછી તેમની વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો આ પત્રો આ લેખકના વાંચવામા આવ્યા છે આ પત્રોના સાર અને અપાય

મના હૃદયમાં ઊંડું ઉતરી જતું હતું ડૉ રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર તેમના સમયમાં સંસ્કૃત પ્રોફેસર હતા તેમના સમયના વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી ન્હાની હોવાથી પ્રોફેસરો અને તેમના શિષ્યોની વચ્ચે સમ્બન્ધ ઘણો ગાઢો થતો હતો ડૉ ભાંડારકરની પ્રીતિ તેમના ઉપર વિશેષ હતી, અને વારેઘડીએ તેમને સદુપદેશ આપતા હતા સાક્ષરશ્રીને પોતાના ગુરૂ તરફ પૂજ્યભાવ હતો વર્તમાનપત્રોમાં યુનીવરસીટી બીલ વખતે જ્યારે પોતાના ગુરૂ ઉપર તીક્ષ્ણ ટીકાઓ આવતી ત્યારે વાંચીને હસતા અને કહેતા કે—"ભાંડારકર સાહેબને જે યોગ્ય લાગતું હશે તે જ કહેતા હશે" પોતાના પાઠશાળાના જીવનના વખતના ડૉ ભાંડારકરના રાજદ્વારી બાબતમાં વિચારો અને હાલના વિચારોમાં ફેરફાર થઈ ગયો છે એમ વાતના પ્રસંગમાં કહેતા હતા આજથી બે વર્ષ ઉપર એમ એ ની પરીક્ષા વખતે ઘણા સમય પછી ગુરુ શિષ્યનો મેળાપ થયો હતો પોતાના શિષ્યને જોતા વાર જ ડૉ ભાંડારકરે હર્ષોદ્‌ગાર કહાડ્યા

"ગોવર્ધન, ઘણા સમય પછી તને જોઈને મને આનંદ થાય છે તું વાનપ્રસ્થ થયો છુ? તું ખરો તત્ત્વજ્ઞાની થયો છુ માસિકોમાં આવતા ત્હારા લેખો વાંચી મને આનંદ થાય છે ઇત્યાદિ"

ન્યાયમૂર્તિ રાનડેના સદ્‌વાસમાં પોતાના હાઈકોર્ટમાં વકીલાતના ધંધાને લીધે આવ્યા હતા રાનડે સાહેબનો તેમના ઉપર પ્રેમ હતો સરસ્વતીચંદ્રના કેટલાક ભાગો તેમના વાંચવામાં આવ્યા હતા રાનડે સાહેબના સ્વર્ગવાસ થયા પહેલા પાંચ છ માસ અગાઉ મુમ્બાઈમાં બન્નેનો મેળાપ થયો હતો વાતોના પ્રસંગમાં સરસ્વતીચન્દ્રના સમ્બન્ધમાં વાત નીકળી હતી રાનડે સાહેબે પુછ્યું "ગોવર્ધનરામ ગ્રન્થ લખતી વખતે તમને એવું ભાન થાય છે કે આપણે સંકોચથી લખીએ છીએ?" ગોવર્ધનરામભાઇએ "હા" એવો ઉત્તર આપ્યો રાજદ્વારી બાબતોમાં તે આગળ પડતો ભાગ નહોતા લેતા આનું કારણ એટલું જ હતું કે દેશસેવાને માટે તેમણે બીજો રસ્તો લીધો હતો તોપણ પરોક્ષરીતે તેમાં મદદ કરતા હતા ઑ સર ફીરોજશાહ મહેતા માટે તેમને ઘણો ઉચ્ચ અભિપ્રાય હતો વારે વખતે કહેતા કે "મહેતા, તેલંગ અને રાનડે સાહેબ જેવા રત્નો નીપજવા મુશ્કેલ છે"

ગુજરા[illegible] ની[illegible] પ્રથમ પુસ્તક"ના ઘણાખરા પાનોના થોડા ઘણા સદ્‌વાસમાં [illegible] [illegible] વિષયતેમને તેમના વડીલ સાક્ષરશ્રી મનસુખરામ [illegible] સાક્ષરોના સમ્બન્ધની વાતો તેમને ઘણી યાદ [illegible] ના મદવાડના સમયમાં કહી હતી,

[illegible] ફેર પડવા માંડ્યા ધર્મ તરફ [illegible] થયેલી ભુલો સમજવા લાગ્યા [illegible] આવી જ્યારે તેમની સ્થિતિ [illegible] મળવા આવ્યા હતા જુના કા[illegible] [illegible] અમે તો ઘણું કુધ્યા, ઘણું [illegible] મનમાં રહી ગઇ ત્હમે [illegible] દેશસેવા વિશેષ કરવા શક્તિ

સાક્ષરશ્રીના પાઠશાળાના અને વકીલાતના ધધા કાળના મિત્રો ઘણા હતા તેમના પાઠશાળાના મિત્રમડળમા ધી ઓ મિ. જસ્ટીસ ચદાવરકર, સ્વ રા સા માધવલાલ હરીલાલ દેશાઈ, મિ. હરીરામ ભ., ડા વિષ્ણુ વિષ્ણુ ગોખલે આદિ હતા આ તેમના સન્મિત્રોની મિત્રતા એક બીજાના મરણ પર્યંત રહી જસ્ટીસ ચદાવરકર ઉપર ત્હેમનો સ્નેહ ઘણો હતો વાનપ્રસ્થ થયા પછી પણ જ્યારે મુબાઈ જતા ત્યારે તેમને મળ્યા વગર રહેતા નહી આ મિત્રોના વિચારમા કંઈક ફેર હતો પોતાના મિત્ર હિન્દુ શાસ્ત્રાભ્યાસ કરે છે, તેનુ કંઈક રહસ્ય સમજવા યત્ન કરે છે એ વાતો જ્યારે જીવરામ શાસ્ત્રીદ્વારા જાણી ત્યારે ત્હેમને આનદ થયો હતો જ્યારે સાક્ષરશ્રી ધધામાથી નિવૃત્ત થયા ત્યારે જસ્ટીસ ચદાવરકરે કેટલીક વસ્તુઓ પોતાના સ્મરણ સારૂ ભેટ આપી હતી આ ભેટોમા એક ભેટ મિ ગ્લેડસ્ટનની છબી હતી પોતાના સન્મિત્રની નિવૃત્તિ સમયમાં પણ દેશકલ્યાણમા ગ્લેડસ્ટન જેવી પ્રવૃત્તિ રહે એ ઉદ્દેશથી ભેટ આપી હોય એમ અનુમાન થાય છે પોતાના મિત્ર હુરીરામભટ્ટના સબધી જ્યારે જ્યારે તેમના પાઠશાળાના જીવનની વાતો નિકળતી હતી ત્યારે સાક્ષરશ્રી વાતો કરતા હરીરામ ભટ્ટ સુરત તરફના નિવાસી હતા તે બી. એ થયા પછી થોડા સમયમા સ્વર્ગવાસી થયા હતા સાક્ષરશ્રી કહેતા કે હરીરામ જો જીવ્યા હોત તો એક અમૂલ્ય રત્ન નીવડત

ડા ગોખલેના સબધમા પણ ઘણી વખતે વાતો કહેતા હતા. ડા ગોખલેની છબી નીચે સાક્ષરશ્રીએ નીચેનો ઉલ્લેખ લખ્યો છે

"Died Oct 93 Alas! Thou livedst for labour, endurance and for a brave, unassisted career of heart! Adversities and sacrifice, both unseen yet great-very great, summed up hiatus of thy studies and labour, Life with thee has been no more than these "

મિ વામન ચીમનાજી આપ્ટેની સાથે તેમને ધધાને અંગે મિત્રતા થઇ હતી મિ આપ્ટેની છબી પોતાની આલ્બમ-બુકમા પ્રથમ મુકી છે અને તેની નીચે નીચેનો મહાભારતમાથી શ્લોક લખ્યો છે

शतेषु जायते शूर सहस्रेषु च पण्डित ।
वक्ता दश सहस्रेषु दाताभवति वा नवा ॥

ગુજરાતના વિદ્યમાન સાક્ષરો- ન્હાના મોટા સર્વ કોઈ-ત્હેમના પરિચયમા આવ્યા વગર રહેતા નહી અવકાશ મળે એક બે દિવસ નડીઆદમા રહી જતા તેમની વાગ્વિનોદ સાભળવાનો પ્રસગ કોઈક કોઈક વખત મળતો હતો સર્વમાં તે ઉત્સાહ ઉમેરતા સાભળવા પ્રમાણે તેમના લેખો પણ આવનાર છે એટલે હું પુનરૂક્તિ કરવા ઇચ્છતો નથી મહાન્ પ્રયાસથી લખવા માંડેલો લેખ આટલેથી અટકે છે ઘણા પ્રસગો લખવા રહી ગયા છે લેખના આરભમાં ઉદ્ભવ થયેલો શોક લેખની સમાપ્તિ પ્રસગે ફરીથી ઉત્પન્ન થાય છે આ શોક કાળક્રમે ઘસાઇ જશે. તેમના મદવાડના દિવસો અહર્નિશ દૃષ્ટિ આગળ તરવરે છે મદવાડમાં પણ તે આનદમુક્ત હતા દુ ખને જેમ લાત મારતા હોય એમ લાગતું હતું વારે વખતે કહેતા કે "હવે મને વાસના રહી નથી My heart is like a placid lake' સાક્ષરશ્રીએ એક દિવસે પ્રાત કાળમાં મને પુછ્યુ—"પેપરમાં કંઈ નવા જુની?" મ્હે કહ્યુ "કઇ નવા જુની નથી" તેઓ શ્રીએ કહ્યુ-"અમારી ગાડી હવે બંધ થઈ પરમાત્માની ઇચ્છા હશે તો વાચીશુ" આ વખત ગંગાસ્વરૂપ લલિતા હતા તેમણે કહ્યુ—"તમે આવુ શા માટે બોલો છો તમે

એવી ભાવના રાખો કે મ્હારે ત્હારા સારૂ જીવવુ છે તો પરમાત્મા તમને આયુષ્ય આપશે તેઓશ્રીએ ક્હ્યુ " તે પરમાત્માની ઇચ્છાની વાત છે " આવી વાતો જ્યારે હુ શ્રવણ કરતા ત્યારે મને એમ લાગતુ કે તેઓશ્રી યમરાજના પગલા સાંભળતા હોય એમ લાગતુ "

નિવૃત્તિ અને પ્રવૃત્તિ ઉભય ધર્મને સાધનાર મહાન્ યોગી ! આપના ગુણોનુ ગાન થા તેમ નથી આપનુ સ્મરણ થયા કરે છે ને થશે આપના જીવનનુ અનુકરણ જ્યાં થશે ત્ય સુંદર ફળ થયાવિના રહેનાર નથી

તા ૭-૩-૦૭ પથીગમ.

---

## કે. ગોવર્ધનરામભાઇનો સંક્ષિપ્ત વૃત્તાંત.

Lives of Great men all Remind us

* * * * *

* * * * *

મહાન્ પુરૂષોના જીવનનુ અવલોકન તથા અધ્યયન કરવુ એ મહાભાગ્ય છે એમ ધારી લેખક આ લેખ લખવો શરૂ કરે છે મહાન્ પુરૂષોના જીવન શાં ફળ આપતાં નથી? સહેજ સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરીશુ તો માલૂમ પડશે કે સર્વ સારા, ઉપયોગી, અગત્યનાં કાર્ય મહાન્ પુરૂષોદ્વારા ઉદ્ભવે છે, અને બોધ પણ તેઓ જ દેછે સૃષ્ટિના આરંભથી પ્રત્યેક દે શમાં તત્ત્વવેત્તા તેમ જ જ્ઞાની પુરુષો ઉત્પન્ન થતા ગયા છે, અને પોતાના ભિન્ન ભિન્ન સિદ્ધાંતે જનસમાજના લાભ અર્થે પુસ્તકો દ્વારા લખી ગયા છે એક યુગના મહાન્ પુરૂષોના સિદ્ધાંત અનુસરીને તેથી વધારે સારા અને ઉપયોગી અથવા તેથી નવા જ સિદ્ધાંતો સ્થાપે છે જ્ઞાનનો આ ક્રમ તથા તેની ઉત્તરોત્તર વૃદ્ધિ આ પ્રમાણે અનાદિ કાળથી થતી જાય છે આવા મહા પુરૂષો મરણ પામે છે છતાં તેમના પુસ્તકોથી અમર રહે છે કેટલાક પુરૂષોનુ માનવુ એ હોય છે કે જ્ઞાન કાંઈ પુસ્તકો દ્વારા પ્રાપ્ત થતું નથી તે પ્રાપ્ત કરવા અનુભવ વિશેષ જરૂરનો છે પણ જે વિચાર અને બોધ તેઓ પોતાના પુસ્તકોમા મૂકી ગયા છે, તે વાંચીને અને ગ્ર હણ કરીને આપણે આપણી આત્મોન્નતિ તથા જ્ઞાનવૃદ્ધિ કરી શકીએ છીએ

સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઈ એક મહાન્ પુરુષ હતા કેટલાક સમય ઉપર તેઓ આ ઐહિક સૃષ્ટિનો ત્યાગ કરી કૈલાસવાસી થયા છે, તેમ છતા પોતે લખેલા પુસ્તકોથી આપણ સમક્ષ હજુ હયાત છે એમ ધારી શકાય જે જ્ઞાન અને બોધ આપણને એમની પ્રત્યક્ષ સં ગતિથી મળતા તે હવે એમના પુસ્તકો દ્વારા મેળવવાના છે, એ કેટલેક અંશે શોકજનક છે એમના મૃત્યુથી તેમના કુટુમ્બીજનોને શોક થાય એ સ્વાભાવિક છે સમસ્ત ગુજરાત અને બીજા દેશના જે જે લોકોને એમના પ્રત્યક્ષ તથા પરોક્ષ લાભનું ફળ મળેલુ તેઓ પણ અત્યંત શોકગ્રસ્ત થાય તે નવાઇ જેવુ નથી કે ગોવર્ધનરામભાઈની ખ્યાતિ અમર રાખવા જે ઉપાયો યોજવામાં આવે તે બધા નિઃસંશય થોડા છે વસતપત્ર તથા સમાલોચક નામના માસિકોમા સુપ્રસિદ્ધ અને ઉત્તમ લેખકોથી સ્મારક-અંકો લખાય છે, તેમાથી વાચકવર્ગને એમના ઉચ્ચ જીવનચરિત્રના વૃત્તાંતથી અનુકરણ કરવા યોગ્ય પુષ્કળ બોધ નિશ્ચય મળી આવશે કે. ગોવ ર્ધનરામભાઇની મહત્તા વિષે શંકા લાવનાર પુરુષ ભાગ્યે જ હશે તે મહાન્ પુરૂષ હતા તે નિર્વિ વાદ છે ઇ૰ સ૰ ૧૮૯૬ ના ડીસેમ્બર માસમા વસતપત્રના અધિપતિ પ્રો આનદશંકરભાઇએ

સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ તથા સ્વ. બાલાશંકર ઉલ્લાસરામની છબીઓ નડીઆદ "નેટીવ જનરલ લાઇબ્રેરીમા' ખુલ્લી મૂકતી વખતે આપેલા ભાષણમાં મહાન્ પુરુષની નીચે પ્રમાણે વ્યાખ્યા આપી હતી —

'જે પુરૂષ યુગની વ્યવસ્થા કરે છે તે જ મહાન્ પુરુષ કહેવાય' -

કે ગોવર્ધનરામભાઈ સાહિત્યના ચાલતા યુગની વ્યવસ્થા કરનાર હતા એ સિદ્ધ વાત છે' કારણ કે પોતે લખેલા 'સરસ્વતીચન્દ્ર' નામના પુસ્તકથી ગુજરાતી સાહિત્યમા નવલકથાનુ સ્વરૂપ કેવુ હોવુ જોઈએ અને તેની ગતી કેવી તરેહની જોઈએ તેનો એક જૂનો જ પથ બતાવ્યો છે સરસ્વતીચન્દ્ર ગુજરાતી સાહિત્યમા અદ્યાપિ પર્યંત લખાએલા પુસ્તકોમા ઉત્તમ અને અનુપમ પુસ્તક છે એમા સામાજીક, ધાર્મિક, સાંસારિક રાજકીય વિગેરે વિષયો એવા કૌશલ્યથી ચર્ચ્યા છે અને લેખક તરીકે પોતાની એવી અગાધ શક્તિ દર્શાવી છે કે જેથી 'સરસ્વતીચન્દ્ર'ને નવલકથાઓમાં પ્રથમ પદે મૂક્યાવિના અને લેખકને એક પ્રથમ પંક્તિના ઉત્તમ ગ્રન્થકર્તા તેમ જ નવલકથાકાર તરીકે માન્ય કર્યા વિના ચાલે જ નહિ તેમની કવિત્વ શક્તિ પણ તેવી જ ઉચ્ચ વર્ગની હતી, તે તેમનુ સ્નેહમુદ્રા' નામનું કાવ્ય વાચવાથી સહજ ભાન મ પડી આવશે આ ઉપરાંત તેમણે કેટલાક લેખો, અને પુસ્તકો લખ્યા છે જેનુ વર્ણન અને સવિસ્તર થઈ શકે તેમ નથી જે પુરૂષોએ તે વાચ્યા હશે તેમને કે ગોવર્ધનરામભાઈની વિદ્વત્તાનો ખ્યાલ આવ્યો હશે

આવા મહાન્ લેખકને ઘણા સાંસારિક કષ્ટો સહન કરવા પડ્યા હતા જેની સામે પોતે ધૈર્ય અને શાંતિથી ટક્કર ઝીલી હતી બાલ્યાવસ્થામા મુમ્બઇ નગરીમા અભ્યાસ કરતા હતા ત્યારે તેમના પિતાની મુમ્બાઈમાં દુકાન હતી દૈવવશાત્ તે દુકાન ભાગી પડી અને દ્રવ્યની ખોટથી ઉત્પન્ન થતું અસહ્ય સંકટ તેમના પિતાને શિર આવી પડયુ અને તેથી તેમના પિતાને સ્વભૂમિ નડીઆદ આવવુ પડ્યુ આવે સમયે પિતા નિરાધાર થવાથી પુત્રની શી સ્થિતિ થાય અને અભ્યાસક્રમમા કવી અગવડો આવી પડે તેનુ વર્ણન કરવા કરતા કલ્પી લેવુ ઉત્તમ છે કે ગોવર્ધનરામભાઈની સાથે આ લેખકને ગાઢ અને પરિચિત સબંધ પ્રથમ ઇ સ ૧૯૦૩ ની સાલમા થયો પોતે આ લેખકને પોતાના એક કુટુમ્બના માણસ તરીકે ગણતા પ્રસગોપાત્ તેમની મુલાકાતનો લાભ મળતો ત્યારે પોતાની બાલ્યાવસ્થા તેમ જ યુવાવસ્થાનુ બ ધ અને પુરુ વર્ણન તેઓ કરતા અમ્બાડીઆમા ઓટામા ઓટા એક બે દીવસ મારે એમને મળવા જવાનો રિવાજ હતો આ ગામમા તે મારા સલાહકાર અને વડીલ હતા તેથી મારે તેમની પાસેથી શ્રવણ કરેલા તેમના જીવનવૃત્તાંતમાથી વર્ણવી શકાય તેટલા વૃત્તાંતનુ વર્ણન કરવુ જ યોગ્ય છે ઉપર વર્ણવેલા અસહ્ય સકટો ધૈર્યથી તેમણે સહન કર્યા હિમ્મતરૂપી શસ્ત્રની સહાય લીધી અભ્યાસક્રમ જારી રાખ્યો એલ એલ બી ની પરીક્ષા પસાર કરી મુબઈમા વકીલાતનો ધંધો શરૂ કર્યો સંકટ સમયે ઈશ્વર પ્રત્યેક પુરુષને સહાય આપે છે તેથી અને પુરુષપ્રયત્ન જારી રાખવાથી દૈવ સાનુકૂલ થયુ અને પોતે પોતાના કુટુમ્બને ઋણમુક્ત કર્યું વકીલાતના ધંધામા પોતાની હોંશીયારીથી પુરતુ દ્રવ્ય સપાદન કર્યું જે સમયે પોતાનો ધંધો પૂરો જામ્યો હતો તે સમયે અમુક વર્ષો ઉપર કરેલો નિશ્ચય અમલમા મુકવા સારુ તે ધંધો જારી રાખવો બંધ કરી નિવૃત્ત થવા નડીઆદ આવ્યા આ ધંધામા પોતાની વિદ્વત્તા અને પોતાના બુદ્ધિબળથી જુદા જુદા ન્યાયાધીશોની પ્રીતિ સારી સપાદન કરી હતી પોતે એક નિત્યનોંધ રાખતા જેમા પોતાના વાનપ્રસ્થાશ્રમ પછીનો કાર્યક્રમ, જુદા જુદા અંગ્રેજી, સસ્કૃત, ગુજરાતી ભાષાઓમા લખાયેલા પુસ્તકમાથી લીધેલા ઉતારાની નોંધ રાખતા આ નોંધબુકમા લખ્યા મુજબ વકીલાતનો ધંધો

અમુક વયે બધ કરી વાનપ્રસ્થ થયા નડીઆદ નિવૃત્ત થવા આવ્યા પરતુ નિવૃત્તિને બદલે તેમનુ જીવન દીન પ્રતિ દીન પ્રવૃત્તિમય થતુ ગયુ એમનામા કેટલાક એવા સ્વાભાવિક ગુણો હતા જેનાથી આકર્ષાઇને નડીઆદના તેમ જ બીજા ગામના તથા શહેરોના લોકો તેમની મુલાકાતના લાભ અર્થે આવતા એમની સાથે જે પુરૂષોને વાગવિનોદનો પ્રસગ આવ્યો હશે તેઓ કબુલ કરશે કે કે ગોવર્ધનરામભાઈ જ્ઞાનના ભડાર હતા જે પુરૂષ તેમને મળવા જાય તે કઈક પણ જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના રહેતો નહી આ ઉપરાત બીજો ગુણ એ હતો કે પોતાને મળવા આવેલા માણસની સાથે તેને રૂચિકર વિષય ઉપર અને તેનાથી સમજી શકાય એવી ભાષામા વાત કરતા સત્યને માર્ગે ચાલવુ એ એમનો દૃઢ સકલ્પ હતો ભાવનગર રાજ્યમા પોતે કેટલોક વખત નોકર હતા પરન્તુ સત્યને માર્ગ ચાલવુ એવા ઉદ્દેશથી જીવન ગાળનાર કૈ૦ ગોવર્ધનરામભાઇને રાજ્યકીય ખટપટ રૂચી નહી અને તે નોકરી છોડી દીધી મનનુ સયમન ઘણુ કર્યુ હતુ અને તે પણ એટલુ બધુ કે તે મન કદી પણ દુ ખ અને ત્યાજ્ય વસ્તુઓ પ્રતિ દોરાતુ નહી નિવૃત્ત થઈને નડીઆદ આવ્યા પછી કદી પણ નિરુદ્યમમા પોતાનો સમય તેમણે ગાળ્યો નથી પુસ્તકોનુ અધ્યયન કરવામા, જનસમાજને ભાષણો આપવામા, અને તેમને લાભકારક વિષયો ઉપર લેખ લખવામા નિરન્તર તત્પર રહેતા મરણ પર્યન્ત શારીરિક શક્તિ રહી ત્યાસુધી અધ્યયન જારી રાખ્યુ હતુ જ્યારે પોતે કેટલાક માસ ઉપર બીમાર થયા ત્યારે કોઇ પણ પુસ્તક તેમણે વાચવુ નહીં એવી દાક્તરે સૂચના કરી હતી પરન્તુ પુસ્તકો વાચવામા અને લેખો લખવામા આન દ માનવાથી દાક્તરની તે સૂચના માન્ય રાખી શકયા નહી પરિણામે વ્યાધિનુ બળ વધતુ ગયુ અને તેનુ સ્વરૂપ ભયકર થતુ ગયુ આ કારણથી પોતાના વડીલોની અને મિત્રની તેમ જ કુટુબીઓની સલાહને અનુસરીને, જે મુબઈ નગરી તેમની બાલ્યાવસ્થામા ભોગવેલા કષ્ટોનુ નીવારણ કરવામા સહાયભૂત થઈ હતી તે જ નગરીમા પોતાનુ વ્યાધિરૂપી સકટ દવા તથા દાક્તરોની સહાય્યથી દૂર થશે એવી આશાથી ત્યા ગયા પરન્તુ આ કાળરૂપ વ્યાધિએ તેમના જીવનનો અન્ત આણ્યો શારીરિક સપત્તિને અભાવે વારવાર જનસમાજના કાર્યોમા અગ્રભાગ લઈ શકતા નહી દૌર્બલ્યતાને લીધે ઘરની બ્હાર નીકળી શકતા નહી આમ છતા પ્રસગોપાત્ હાજર રહી અગત્યની સભાઓમા ભાગ લેવા પાછી પ્હાની કદી કરતા નહી જનસમાજના કલ્યાણાર્થે હરકોઈ પ્રકારનુ શારીરિક કષ્ટ સહન કરી લેતા નિવૃત્ત થયા પછી સામાન્ય રીતે તેમનુ જીવન ઉપર વર્ણવેલી રીતિએ ગાળતા પોતે કેટલાક પુસ્તક નડીઆદ આવ્યા પછી લખેલા છે જેમાના મુખ્ય **લીલાવતી—જીવનકલા, દયારામ વિષે નિબન્ધ,** અને **Physiology and Physics in Ancient India** (જે અપૂર્ણ છે) એ ત્રણ છે આ ઉપરથી સહજ સમજાશે કે પોતાની નિવૃત્તિનો સમય જનસમાજના હિતાર્થે પ્રવૃત્તિમા ગાળતા Science ઉપર એક લેખ લખવો શરૂ કર્યો હતો જે પૂરો કરવામા કેટલાક અનિવાર્ય કારણોથી ઢીલ થઈ છે તે પૂરો કરવાની આકાક્ષાથી તે કામ પુન શરૂ કર્યુ અને તજ્જનિત શ્રમથી એક અસાધ્ય રોગ લાગુ પડ્યો જેમાથી મુક્ત થઈ શકયા નહી અને આવો ઉપયોગી લેખ છેવટે અપૂર્ણ જ રહ્યો મ દવાડ વખતે જે કોઇ વિદ્વાન મિત્ર તેમના શરીરના સમાચાર પુછવા આવે તેમની સાથે વાગ્વિનોદમા આનન્દ માનતા અને તેવા આનન્દમા કોઇ કુટુમ્બી જન વિક્ષેપ કરાવે તો તેને ઠપકો આપતા કારણ કે મૃત્યુને આધીન મોડા વ્હેલા સહુ જ પડશે એમ તે માનતા મૃત્યુથી નીડર પણ હતા મૃત્યુને જેવી રીતે પ્રખ્યાત કવિ સર વોલ્ટર સ્કોટ તુચ્છ ગણે છે તેમ તેઓ પણ ગણતા મૃત્યુ વિષે સ્કોટ નીચે પ્રમાણે કહે છે —

Come he slow or come he fast
It is but death that comes at last

મૃત્યુ પ્રત્યેક પુરૂષને નિર્મિત છે તો તેને માટે સજ્જ રહેવુ અને ભયરહિત રહેવુ એમ કે ગોવર્ધનરામભાઈનુ માનવુ હતુ

આમુષ્મિક સુખને ઐહિક સુખ કરતા વધારે અગત્યનુ ગણતા હતા પોતે જે નિયમ ધરતા તે પાળતા અને બીજાને પળાવતા આવા ગુણોવાળા, અને જનસમાજને ઉપયોગી પુરૂષો આપણી સંનિધિથી દૈવવશાત્ ચાલ્યા જાય તે નિઃસંશય શોકજનક છે સમસ્ત ગુજરાતમા તેમ જ બીજે સ્થળે એમના મૃત્યુથી શોક પ્રસરી રહ્યો છે પોતે હીંદુસ્તાન તથા બીજા દેશોમા વિખ્યાત હતા પોતાના પુસ્તકોમા દર્શાવેલા જ્ઞાન અને બોધરૂપી વાણીથી વાચકવર્ગના આચાર તથા વિચારરૂપી વૃક્ષોને સિંચન કર્યું છે

કે ગોવર્ધનરામ જેવા દૃઢ મનવાળા જ્ઞાની અને ભિન્ન ભિન્ન વિષયો ઉપર મનન કરનાર પુરૂષો થોડા જ મળશે શાંતિ તથા ક્ષમારૂપી ગુણો એટલે સુધી કેળવ્યા હતા કે કોઈ પણ પુરૂષ મર્યાદાહીન અથવા ગાંડો ઘેલો પ્રશ્ન પૂછે અથવા તો ક્રોધાંધ થઈ તેમની સાથે વાત કરે તો તેને બહુ જ શાંતિથી અને ધીમેથી પ્રત્યુત્તર તથા બોધ આપતા કુટુમ્બી જનમાથી કોઈ પણ દોષને પાત્ર થતું તો તેને પણ તેવી જ રીતે બોધ આપી સુધારતા

"कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति"

એ સૂત્રનુ અનુકરણ કરતા ટુંકામા રા ગોવર્ધનરામભાઈ એ એક Saint ( સાધુપુરુષ ) હતા અને તેવા માનીને આ લેખક તેમની પાસેથી વારવાર બોધ ગ્રહણ કરતો અને તેમને સેવતો એવો કોઈ પણ પુરૂષ નહી હોય કે જે એમના સંસર્ગ, સંબંધ અને જ્ઞાનના લાભથી સત્કૃત અને પુનિત ન થયો હોય લેખક તરીકે જે ગુણો તેમનામા હોવા જોઈએ તે બધા હતા ટીકાકારોની સખ્ત ટીકાથી કેટલીક વખતે લેખકો અથવા કવિઓ ક્રોધમય થાય છે ને ટીકાકારોની ટીકા માન્ય રાખતા નથી આવો દોષ કે ગોવર્ધનરામભાઈમા કદી માલૂમ ન પડતો ટીકાકાર જે ભૂલ સૂચવે તે વ્યાજબી લાગે તો સ્વીકારતા તેમણે જે પુસ્તકો લખ્યા છે તે વાંચ્યાથી પોતે કેવી ઉચ્ચ પંક્તિના લેખક હતા અને કેટલા બધા વિષયોનું તેમને અનહદ જ્ઞાન હતું તેમ જ તે બધા વિષયોનુ કેવા પ્રાવીણ્યથી વિવેચન કર્યું છે તે સહજ જણાઈ આવશે

આવા મહાન્ પુરુષ પૃથ્વી ઉપર અવતરેલા કોઇ દેવાંશી હતા એમ કહેવા ધારીએ તો કહી શકાય તેમણે આલસ્ય, કપટ, અસત્ય, અહંકારરૂપી દુષ્ટ દુર્ગુણોનુ ઉદ્યમ સત્ય, ક્ષમા, શાંતિ વીગેરે ગુણરૂપી અગ્નિથી ઉચ્છેદન કર્યું હતું નિત્યનો કાર્યક્રમ એવો રાખ્યો હતો કે એક ક્ષણ પણ નિરર્થક ગાળતા નહી બીમાર થતા પહેલા કેટલાક સમય ઉપર તેમણે યોગનો અભ્યાસ કરવો શરૂ કર્યો હતો, અને તેને અંગે કેટલાક પુસ્તકો વાંચ્યા હતા પ્રાણાયામ શારીરિક બળ વધારવામા સાધનભૂત છે એમ ધારવાથી પોતે નિત્ય યથાશક્તિ પ્રાણાયામનો પ્રયોગ કરતા ભિન્ન ભિન્ન વિષયોનું જ્ઞાન મેળવવાનો ઉદ્દેશ રાખી તત્સમ્બન્ધી પુસ્તકો વાચવાનો પ્રયત્ન કરતા પોતાના મૃત્યુ પામેલા લીલાવતી નામના પુત્રી જ્યારે બીમાર હતા ત્યારે "હોમીઓપેથી"ના પ્રયોગથી તેમનો વ્યાધિ કેટલીક વખત પોતે દૂર કર્યો હતો પછી કેટલાક બીજા કારણોને લીધે તે વ્યાધિ પુનરુદ્દીપ્ત થયો ને તે પુત્રી મરણ પામ્યા આથી તેમણે "હોમીઓપેથી"ના વિષયમો અભ્યાસ શરૂ કર્યો અને તેનો પ્રયોગ પોતાને સારૂ અથવા કુટુમ્બીઓ સારૂ વારવાર શ્રદ્ધાપૂર્વક કરતા

આ મહાન્ પુરૂષ જ્યારે ગયા જુલાઈમાસમા વ્યાધિગ્રસ્ત થયા તે સમયે હોમીઓપેથીનો પ્રયોગ નિષ્ફળ નીવડ્યો અને અતે વડીલોની ઇચ્છાનુસાર મુમ્બાઈ ગયા, જ્યા તા ૪-૧-૧૯૦૭ ને દીવસે પોતાનો દેહત્યાગ કરી કૈલાસવાસી થયા

ગુર્જરરત્ન ખોવાયુ તેવુ જ બીજુ પુનર્પ્રાપ્ત થવાનો સભવ અલ્પ છે એમનુ સ્થૂલ શરીર નષ્ટ થયુ છે આપણી ચર્મચક્ષુ તે જોઇ શકશે નહી પુસ્તકરૂપી સૂક્ષ્મ શરીરે તેઓ અસ્તિત્વમા છે એમ માની મનને શાત કરવાનુ છે એમની સ્તુતિ કરનાર તથા ગુણ ગાનાર પુરૂષને તેમની પ્રતિમાના દર્શનથી તૃપ્ત રહેવાનુ છે પરન્તુ સત્ય દર્શન 'નહી જ થાય ઉપર' વર્ણવેલા શોક દૂર કરવાના ઉપાયો વ્યર્થ છે સમસ્ત ગુજરાતને તેમની ખોટ છે તેમના મૃત્યુથી ચક્ષુઓ બાષ્પમય થાય છે, હૃદય ચળે છે, શરીર કપે છે, મન અધીરૂ થાય છે એમનુ ગૃહ તેમ જ અધ્યયનસ્થાન શૂન્ય ભાસે છે આ મહાન્ સત્પુરૂષ છેવટે અતર્ધાન થઈ ગયા. તેમનો સમાગમ પુન થવો દુલર્ભ છે કારણ કે

सता सन्ति सग कथमपिहि पुण्येन भवति

( સત્પુરૂષોનો સમાગમ સચિત પુણ્યના બળે જ થાય છે )

માટે અવસાને કહેવાનુ એટલુ જ કે કે ગોવર્ધનરામભાઈના મૃત્યુથી ઉદ્ભવેલો શોક પ્રદર્શિત કરવાને તેમની સસ્મૃતિ અર્થે જે પ્રયત્નો થાય તે ઓછા જ છે ઈશ્વર તેમના અમર આત્માને શાતિ આપો

નડીઆદ,
તા ૧૩-૫-૧૯૦૭

એક સંબંધી.

---

## ચિરસ્મરણીય સંસારીસાધુ, સાક્ષરશિરોમણિ ગોવર્ધનભાઇ એઓ સાથે પ્રસગોપાત્ત થએલા સમાગમોનું દોહન. *

" They do not die who leave their thought
Imprinted on some deathless page
Themselves may pass, the spell they wrought
Endures on earth from age to age "

" નવલ ગયો, નર્મદ ગયો, 'મણિ, કવિ દલપતરાય
અસ્ત થતા સાહિત્યનો ચદ્ર ગોવર્ધનરામ !
અન્ધકાર રાત્રિ વિષે તારાસમૂહપ્રકાશ, "
( પણ ) ચન્દ્રપ્રકાશ ન દેખતા ગુર્જર લોક નિરાશ !! "

સાક્ષરશ્રી ગોવર્ધનરામના સબધમા અનેક પુરૂષો આવ્યા છે અને સમસ્ત ગુર્જરભાષા વાચતી તથા બોલતી પ્રજાપર એ મહાન્પુરૂષનો નહી વળાય એવો ઉપકાર-અને નહી કહેવાય

૧ મણિલાલ

એવુ ઋણ છે તે ઉપકારના સ્મરણ ચિહ્નાર્થે એ સાધુપુરૂષના સત્ વાર્તાલાપો વિચારો અને ગમાગમોના પ્રસંગો સ્થળે સ્થળે વિસ્તૃત પડેલા છે તે સર્વે તેમના પરિચયમા આવેલા પુરૂષોના તે સબંધમા વિચારો મેળવી એક સ્થળે ભેગા કરી પ્રસિદ્ધ કરવાનુ જે કાર્ય આરંભ્યુ છે તે ઘણુ સ્તુતિપાત્ર છે તેને માટે તેમ આરંભનારાઓને માટે હું અભિવંદન દઉંછુ, અને એ ચિરસ્મરણીય પુરૂષ સાથેના મ્હારા સમાગમનું ટાચણ અને પ્રદર્શિત કરીને મ્હારૂ કર્તવ્ય બજાવવા ઉચિત ધારૂં છુ

રા. રા ગોવર્ધનરામભાઈને મ્હારે વિશેષ સમાગમ સન ૧૯૦૩ ના ઑક્ટોબર માસમા થયો

ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે કોઈ સારી પદ્ધતિસરની યોજના રચવી એવો મ્હારો ઘણો સમય થયા વિચાર ચાલ્યા કરતો હતો એ યોજનાની પદ્ધતિ સુરૂચિર અને સુવ્યવસ્થિત હશે તો ધારેલો હેતુ વિશેષ સફળ થશે એમ માનીને તેની યોજના અને તેની પદ્ધતિ કેવા પ્રકારની હોવી જોઇએ તે માટે મ્હેં સાહિત્ય પ્રેમી વિદ્વજ્જનોના અભિપ્રાયો મગાવ્યા હતા સાક્ષરશિરોમણિ રા રા ગોવર્ધનરામને પણ મ્હેં મ્હારો ઉદ્દેશ દર્શાવનારો પત્ર તેમના અભિપ્રાય માટે મોકલ્યો હતો કોઈપણ કાર્ય-પછી તે નાનુ કે મ્હોટુ હોય તોપણ તેને ઝીણવટથી તપાસવુ અને તેની ઉપર સર્વાંશે મનન કરી વિચાર કરવો, એવી તેમની જે ઉત્તમ પ્રકૃતિ તે મ્હારા પત્રના ઉત્તરમા તેમણે આપેલા પોતાના અભિપ્રાયમા સ્પષ્ટપણે વ્યક્ત થાય છે તેમણે આપેલો અભિપ્રાય અને સૂચિત કરેલી યોજના એવાં સૂક્ષ્મરીતે ઘડાયલા છે અને તેમા રહેલા સિદ્ધાન્તો એવા તો સર્વોપયોગી તેમ પ્રત્યેક દેશહિતચિન્તકોને માનનીય છે કે આ પ્રસંગે તે વિસ્તારથી અત્રે જણાવવા એ મ્હારુ કર્તવ્ય સમજુછુ

મ્હેં જે પત્ર લખી વિદ્વજ્જનોના અભિપ્રાય મગાવ્યા હતા તે આખો પત્ર અત્રે આપી વાચક વર્ગને કંટાળો નહી આપતા જે પ્રશ્નો ઉપર મ્હેં અભિપ્રાય માગ્યા હતા તે સારાંશરૂપે અત્રે આપીશ એ પ્રશ્નો નીચે મુજબ છે

૧ લોકોની ઉન્નતિ માટે કયા પ્રકારનુ સાહિત્ય વિશેષ વિસ્તારથી ફેલાવવાથી લાભદાયી થશે?

૨ ઉપરના પ્રશ્નના પ્રત્યુત્તરમા આપ જે પ્રકારના સાહિત્ય લોકોને ઉત્તમ લાભકારક ગણતા હો તે પ્રકારના સાહિત્ય લોકોના હાથમાં જવાને અને તેમનામા તે વાચવાની રુચિ ઉત્પન્ન કરવાને તથા તે તેઓ વાચે એવી વ્યવસ્થા કરવાને આપ કયા સાધનો સૂચવો છો? આપના અભિપ્રાય મુજબ એ સાહિત્ય મફત વ્હેંચવાથી લાભ થશે?

૩ સંસ્કૃત સાહિત્યનો, તે સાહિત્યમાંના પુસ્તકોના ગુજરાતી અથવા અંગ્રેજી ભાષામા ભાષાન્તર કરીને વિશેષ વિસ્તાર કરવાથી લાભ થશે?

૪ જે જે સાહિત્ય લોકોપયોગી ગણાય તેના સબંધે વિસ્તારથી વિગત મેળવવાને માટે શા શા ઉપાયો યોજવા?

૫ દેશની ખેતીવાડીનું કામ કરનારા વર્ગની હાલત સાહિત્યદ્વારા શુ કરવાથી સુધરી શકે? અને તેને માટે કયા પુસ્તકો યોગ્ય થઈ પડશે, અને તે ખેડુતો વાચે ને સમજે તેને માટે શા ઉપાયો યોજવા?

મ્હારા પ્રશ્નના પ્રત્યુત્તરમા તેમણે નડીયાદથી તા ૯ મી ઑક્ટોબર ૧૯૦૩ ના દિને એક વિસ્તારવાળો પત્ર મને લખ્યો હતો આ ચિરસ્મરણીય મહાનપુરૂષના ઉદ્ગારો તેમા રહેલ શાસ્ત્રીય અને સર્વાંગે વ્યાપી રહેલી વિદ્વત્તાના દ્વારો, જ્યા જ્યાથી મળી આવે ત્યા ત્યાથી તે

મ્હાર ગામથી લોકોની અરજીઓ મગાવવી અને જે પુસ્તકો અહી વચાય તે પોતાના દેશમા લોકોને સમજાવે એવી તેમના ઉપર ફરજ નાખવી અને ઉપરના ૧૦૦૦ ) રૂપીઆ આ વગને માટે ખરચવા

( ૯ ) આવા વાચનારાઓની નીમ્નોક તથા તેમને કરવાના કામની રીતિની સૂચનાઓ જનસમૂહને વખતે કાલ્પનિક અને અક્રિયાવાન્ લાગશે પણ યુરોપ, અમેરિકા વિગેરે દેશોમા ચાલતી પ્રથા અને આપણા ગામડાઓમાની જ્ઞાતિના રીતરીવાજો જોતા મને એવી પ્રતીતિ થાય છે કે ઉપરનો દર્શાવેલો પ્રયોગ બરોબર ખતથી કરવામા આવે તો તેમા વિજય મળ્યા વગર રહેશે નહી

( ૧૦ ) ઉપરના જે જે માર્ગ બતાવ્યા તેનાથી જે કાંઈ નશે અગર બચાવ ( લેઈતી રકમ ખર્ચતા વધે તે ) રહે તેનો ઉપયોગ ( ક ) ઇનામી લેખ લખનારાઓને પુસ્તકમા અગર સારો નિબન્ધ છપાવવાના ખરચમા મદદ આપવામા, ( ખ ) અથવા જે કોઈ પદ્ધતિ ગ્રહણ કરી તેનુ પોષણ તથા સવર્ધન કરવુ એટલે ભારે ઇનામો આપવામા, ( ગ ) અથવા તો કલમ ( ૪ ) મા બતા યા મુજબ ખર્ચવામા ( ઘ ) અથવા મ્હોટા મ્હોટા નિબન્ધો છપાવવામા કરવો

ઉપર પ્રમાણે સ્વ ગોવર્ધનરામભાઈના ઉત્તરનો ટુકામા સાર છે આજકાલ જે "સ્વદેશી" હીલચાલ થાય છે તેનુ સ્વ ગોવર્ધનરામભાઈને તો અગાઉથી દર્શન થઈ ચુકયુ હતુ અને નવી કેળવણી પામતા યુવકોને માટે એમની સલાહ બહુ ઉપયોગી છે આવા બુદ્ધિશાળી નરનુ જીવન લખાયુ હોત તો આપણે તેનો વધારે પ્રસાદ ભોગવવા ભાગ્યવાન થાત એ કહેવામા અતિ શયોક્તિ નથી

મ્હે ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષમાટે કરવા ધારેલી યોજના પૈકે સાહિત્યમાળા નામની લેખોની માળા કાઢી છે અને કેટલીક સ્કોલરશીપો ચાલુ કરી છે અને તે માળાના એક અકમા રા ગોવર્ધનરામભાઈએ સન ૧૯૦૫ મા ગુજરાતના પાટનગર શહેર અમદાવાદમા ભરાયલી સાહિત્યપરિષદ્‌સમક્ષ આપેલું ભાષણ સવિસ્તર પ્રસિદ્ધ કર્યું છે

આ ઉપરાત મ્હારા અને રા ગોવર્ધનભાઇના પરિચયના બીજા અનેક સ્મરણીય પ્રસગો માંથી જાણવાજોગ બીજો પ્રસગ એમણે ઈ સ ૧૯૦૪ની સાલમા મ્હારા બગલામા મુકામ રાખ્યો હતો ત્યારે થયો હતો. તેમનો એ વર્ષમા મ્હારે ત્યા મુકામ રાખવાનો પ્રસગ તેઓ મુબઈ યુનીવરસીટીની એમ એ ની પરીક્ષામા ગુજરાતી ભાષાના પરીક્ષક નીમાયા હતા તે વખતનો હતો વાનપ્રસ્થ થઈને નડીયાદ સ્થિતિ રાખી સાર પછી જ્યારે જ્યારે તેમનું મુબઈ આવવુ થતું ત્યારે ત્યારે ઘણુકરીને પોતાના ભાઈ નરહરિરામ સાથે અથવા પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરને ત્યા મુકામ રાખતા હતા મને તેમના સમાગમનો લાભ અને આનદ મળે તેટલા માટે મ્હારે ત્યા એક સમય પણ મુકામ રાખવા તેમને ઘણીવાર આગ્રહ કરતો હતો સન ૧૯૦૪મા એમ એ ની પરીક્ષામા ગુજરાતી ભાષાના પરીક્ષક તરીકે મુંબઈ આવવાનું થયુ, તે વખતે મ્હારુ ઘણા વખતનુ નિમત્રણ સ્વીકાર્યું અને મહાલક્ષ્મીમા મ્હારા બગલામા ઉતારો રાખ્યો આવો પ્રસગ જીવનમા વારવાર આવતો નથી તેથી બની શકે તેટલો મ્હે તેમના પવિત્ર સમાગમનો લાભ તથા આનદ લીધો એમની વાત ચીતો પણ વિદ્વત્તા, વિચાર અને સદુપદેશથી ભરેલી હતી, એ જેને જેને તેમનો પરિચય થયેલો છે તે સર્વને જાણીતી વાત છે અને જનસ્વભાવનુ તેમણે કરેલું સૂક્ષ્મ નિરીક્ષણ-અને

અગ્રસાગની પોતાની કહેવાતી પ્રતિજ્ઞા પડતી મુકી એ દષ્ટાન્ત જ્ઞાનીઓને ઉપરનો જ ઉપદેશ આપવાને માટે છે કે શ્રીકૃષ્ણ જેવાની પ્રતિજ્ઞાઓ પણ સકલ્પરૂપ છે અને માત્ર ધર્મવિચારને ઉદ્દેશી એ સકલ્પનો સ્વીકાર કે ત્યાગ થાયછે આથી સકલ્પ કરનાર જ્ઞાનીઓ પોતાના સકલ્પ કરતા કે જણાવતા એટલી શરત મુકે છે કે ઇશ્વર કરાવશે તો હુ આમ કરીશ, અને સકલ્પ પાળતા ધર્માધર્મ અને ઇશ્વિરદત્ત શક્તિઅશક્તિનો જ વિચાર કરી અહતા-મમતાને તજે છે"

"વ્રત" શબ્દનો અર્થ એવો થાય છે કે ધર્મના અમુક ઉદ્દેશને સિદ્ધ કરવાના અમુક સાધનનો સ્વીકાર કરવો, એવો સકલ્પ કરી જ્યાસુધી તે સાધન એ ધર્મને અર્ગે આવશ્યક હોય ત્યાસુધી એ સાધનથી સ્ખલિત થવુ નહી.

આ પ્રમાણે એમની સાથના મ્હારા સમાગમોના પ્રસગો થયા છે તે વાચકવર્ગ સમક્ષ તેમના સ્મરણચિહ્નરૂપે મુકુ છુ આ લેખ લખતા મ્હારૂં હૃદય એ સાધુ પુરૂષના સમાગમના પ્રસગ સાભરી આવતા ઉભરાય છે અને તેવા ઉભરાતા હૃદયે સજળ ચક્ષુએ તેમના મ્હારા ઉપરના ઉપકારના સ્મરણાર્થ તરીકે આ લેખ વાચક વર્ગ સમક્ષ મુકુ છુ ને-

यथा चित्त तथा वाचो यथा वाचस्तथा क्रिया ।
चित्ते वाचि क्रियायाच साधूनामेकरूपता ॥

આ શ્લોક પ્રમાણે જ તેમનુ જીવન પવિત્ર હતુ તેમ તેઓ સ્પષ્ટવક્તા હતા, તેમ આવુ સાધુજીવન સર્વશ અનુકરણીય છે એ ઉદ્ગાર સાથે આ લેખ સમાપ્ત કરૂછુ

પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

* * * * * * * * * * *

"ગુર્જર સાહિત્યના ચદ્રના અસ્ત"નું જે ચિત્ર આપ્યુ છે તેની ઘટના, ગુર્જરભાષા બોલનાર પ્રતિ સ્વર્ગસ્થ ગોવર્ધનરામનો જે નહી ભુલાય એવો સાહિત્યદ્વારા અક્ષરઉપકાર થયો છે તેના સ્મરણાર્થે, કરવામા આવી છે જે અનિચ્છિન્ન અને સર્વોત્કૃષ્ટ પ્રભા લાબા વખતસુધી ગુજરાતસાહિત્યમડલના વિચારોપર પ્રકાશતી હતી અને અદ્યાપિ પણ તેમની લેખિનીદ્વારા પ્રકાશમાન છે તે પ્રભાનો મહિમા જનસમૂહને દર્શાવવા આ ઉદ્દેશ રાખેલો છે ચિત્રમા આવેલા સમુદ્રને વિચારમહાસાગર કલ્પેલો છે અને તેમની મહાબુદ્ધિપ્રભાવના આકર્ષણથી સમુદ્રજળ ખળભળી ઉઠી, આગળ વધી ગુજરાતના અન્ય અસ્પૃષ્ટ કિનારાને સ્વચ્છ અને પવિત્ર બનાવે છે જળની સપાટી ઉપર ગતિમાન પ્રવાહના શિરોભાગે સ્વર્ગસ્થ સાક્ષરના પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો છે તેમના અપૂર્ણ અને અપ્રસિદ્ધ પુસ્તકો કાઠા ઉપર હેતુસિદ્ધ થવાની આશામા, સમુદ્રતરગથી પોતાને વ્હેતા પ્રવાહ ઉપર લઈ જવાની આશામા પડેલા છે ગિરિકદરાશ્રિત સ્ત્રી તેમના જેવાની અપ્રતિકાર્ય ખોટને લીધે શોકગ્રસ્તા અશ્રુસ્રાવ કરતી ચીતરી છે પોતાના વ્હાલા બાળકનો આત્મા અદશ્ય થતી વખતે શોક કરતી માતાને બાલક પોતાના કલ્પિતનાયક સરસ્વતીચદ્રની ઉદ્દેશ્યા સ્ત્રી કુમુદ પ્રતિ લખેલી ઉક્તિની પુનરુક્તિ કરી આશ્વાસન વચન આપે છે

શશી જતા પ્રિયરમ્ય વિભાવરી આ શ્લોક સાભળી એક બટકબોલો ચબરાક પ્રશ્ન કરે છે કે જે સૂર્યનાં કિરણો અધકારનો નાશ તથા પ્રકાશનો પ્રસાર કરશે, તથા જેના વડે વ્હાલી ગુજરાત માતાને ધિરજ ધરવાનુ કહ્યુ છે તે સૂર્ય ક્યા છે ?

પુ વિ. મા.



'ગુર્જર સાહિત્યના ચંદ્રનો અસ્ત' અસ્ત પામતા ચંદ્રની ગુજરાત પ્રત્યે ઉક્તિ —

શશીં જતા પ્રિય રમ્યવિભાવરી, થઈ રખે જતીં અધ વિરોગથી
'દિન ઝપે સભગા બનીં રહે થઈ કર પ્રભાકરના મનમાનીતા!

## " જોગીરાજ અને માનવબાળ "



ગિરિ વિષે એક ગુફા હતી, શી વિશાળ ! શી અગાધ !
જાણે વિરાટ સ્વરૂપ નારાયણનો નિવાસ
સૂર્ય ચંદ્ર ત્યાં ત્સતા કુકડી રમતા,
દિવસ એ જ રાત્રિ અને રાત્રિ એ જ દિવસ,
ભુજગ અને કળાધર સાથે રમતા,
શો જોગિરાજનો પ્રભાવ ! અનેક કુટિલ વેલ-જાળ ઓળગતો,
આશાભર્યો માનવબાળ, ગુફાના અંતરદ્વાર સમીપ
"યોગીરાજ ! યોગીરાજ !" પોકારતો તેની બગલમાં ઝોળી હતી,
તેમાં અનેક યોગીએ આપેલી મધુકરી હતી,
છતાં તે તૃપ્ત હતો, -અતૃપ્ત હતો,
તેને સમયના ગાઢ કિલ્લા ઓળગવા હતા,
તેને રહસ્ય દ્વારની કુચીની અપેક્ષા હતી,
આબે-હયાતના ઝરાની વાચ્છના હતી,
સૃષ્ટિની ગર્ભગ્રથી ઉકેલવી હતી
અનેક ગૃહીને વ્યવહારમાર્ગમાં જોડવા હતા,
માનવશક્તિને ઉત્તુગતમ શિખરે મુકવી હતી
"મહારાજ ! ઝોળીમાં ભિક્ષાની કણિકા માત્ર છે,
આપના અક્ષય પ્રસાદની ભિક્ષા માટે
અહાલેક જગાવુ છુ," મ્લાન સ્વરે મનુજ બોલ્યો
"માનવ શક્તિને સીમા હોય છે, તાત !" યોગી બોલ્યા
"પણ અમને મનુષ્ય ક્યાંસુધી રાખવાના ?
વાનર વર્ગમાંથી મનુષ્ય વર્ગમાં આણ્યા,
એથી અધિક ઉચ્ચ સ્થિતિ ક્યારે કરશો ?
અમે ગ્રહોની ગતિના, સાગરની ભરતીના,
વાયુના વહનના, નિયમ શોધ્યા,
પણ તેમની ગતિના યત્રો અમારે હાથ નથી લાધ્યા
અમે વનવનની ઔષધિના, વિદ્યુતના, ચુમ્બકના,
પદાર્થ માત્રના, ગુણદોષ શોધ્યા,
પણ આબે-હયાતનું ઝરણુ હાથ ન આવ્યુ, ત્યાંસુધી વૃથા
અમે વસુધરા અને મહાસાગરના
ગર્ભમાંથી રત્નો ઉત્કર્ષ કરીએ છીએ,

પરન્તુ દુષ્કાળ ને મહામારીનો ઉપાય
મળ્યો નહિં એટલે બધુ ધૂળ
આબે-હયાતનુ બિન્દુ ચખાડો,
જીવન-વેલીની પાદડી આપો,
કલ્પવૃક્ષનુ બીજ બતાવો,
પુષ્પક વિમાન અને કામદુઘાનુ
દાન અમને કરો, મહારાજ !
"ધીરે પડ, બાપુ!" યોગીરાજ હસતા બોલ્યા,
"આબે-હયાતને માનવી શુ કરશે ?
ઘેર ઘેર કલ્પવૃક્ષ ડોલશે,
એટલે કલ્પવૃક્ષ ને પલાશનો ભેદ ભુલાશે,
એ જ આબે-હયાત, એ જ કલ્પવૃક્ષ,
તમને અકારૂ થઈ પડશે
હજુ તમે વસ્તુઓ માટે લાયક ક્યા છો ?
હજી તમારા કલહ ક્યા બધ પડ્યા છે ?
શોણિતની નદીઓ હજી ક્યા સુકાઈ છે ?
હજી પ્રજાઓનું ઐક્ય ક્યા છે ?
હજી મનુષ્યના સ્વાર્થ જુદા છે,
હજી મનુષ્યમા પશુવૃત્તિ જાગૃત છે
માટે છે તેનો રૂડો ઉપયોગ કરી,
અધિક માટે યોગ્યતા બતાવો, પ્રયત્ન કરો, મથ્યા રહો,
નિરાશામાથી આશા ઉપજાવો, પરાર્થમા સ્વાર્થ સમજો,
એ દિશામા પ્રયત્ન કરો, તો એક પદવી ઉંચે જશો "

નર્મદ.

મુંબઈ ફેબ્રુઆરી ૧૯૦૭

## સદ્ગત શ્રી સાક્ષરવર્ય રા. રા. ગોવર્દ્ધનરામભાઈનુ મનુષ્યરૂપે જીવન અને તેમાંથી નીકળતો સાર.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥
ब्रह्मण्याधाय कर्माणि संग त्यक्त्वा करोति य ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥

અર્થ—હારો અધિકાર કેવલ કર્મમા જ છે, ફલમા નથી તુ કર્મના ફલની આકા

કર, (તેમ) અકર્મમાં પ્રીતિ (પણ) ન કર જે મનુષ્ય બ્રહ્મને અર્પી સંગને તજી કર્મ કરે છે, તે, જેમ કમલપત્ર જલથી લિપ્ત થતું નથી, તેમ (પોતે) પાપથી લિપ્ત થતો નથી

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ઉપલા બે શ્લોકોમાં જે કર્મમીમાંસા દર્શાવી છે તેને કૃતિમાં મુકનાર જે વિરલ મહાજનો આ ભારતભૂમિ પર થયા છે, તે પૈકી સદ્‌ગત શ્રી સાક્ષરવર્ય ગ રા ગોવર્ધનરામભાઈ એક હતા આ સાધુપુરૂષના ઐહિક જીવનનું મુમ્બાઈમાં ત્હેમના બાવન વર્ષની વયે અવસાન થયાના સમાચાર જાણી સર્વ ગુજરાત શોકમય થયું તેમાં કાંઈ નવાઈ નથી સદ્‌ગતશ્રીનું જીવન "અનેક-માર્ગીય (many sided) હતું સામાન્ય રીતે જે પદાર્થોને તથા ગુણોને કવિજનો તેમ જ સામાજિકો પરસ્પરવિરોધી વર્ણવે છે, અને જેમનો ઇષ્ટસંયોગ આ જગતમાં અત્યન્ત દુર્લભ અને વિરલ માને છે, તે ઇષ્ટસંયોગ સદ્‌ગતશ્રીના સુખી જીવનમાં વિલસતો હતો શ્રીની તેમ જ સરસ્વતીની-બન્નેની-ત્હેમના ઉપર સમાન કૃપા હતી સરસ્વતીની કૃપા ત્હેમણે અતપર્યંત સ્વીકારી શ્રીની કૃપા ત્હેમણે આવશ્યક હતી તેટલી જ અંગીકૃત કરી જ્ઞાની છતા તેઓ પરમ ભક્ત હતા, તત્ત્વાભ્યાસી છતા રસિક હતા વિદ્વાન્ છતા વ્યવહારકુશળ હતા, અને સંતોષી છતા ઉદ્યોગી હતા જેટલી ત્હેમની બુદ્ધિની તીવ્રતા હતી, તેટલી જ અથવા તેથી વિશેષ ત્હેમના અન્ત કરણની સાધુતા હતી પાશ્ચાત્ય વિદ્યાનું યથાર્થ જ્ઞાન હોવા છતાં, આર્યધર્મ અને આર્ય-સંસ્થાઓ ઉપર ત્હેમનો અત્યન્ત અનુરાગ હતો જેવું તેઓ વિચારતા, તેવું વદતા, અને તેવું જ આચરતા સારાંશ, તેઓ એક અતિ વિદ્વાન્ અને સાધુ જન હતા

સ્થળસંકોચને લીધે ત્હેમના સર્વ ગુણોનું યથેચ્છ વિવેચન કરવાનું અત્ર બની શકે તેમ નથી વળી, એક વિદ્વાન્ તરીકે ત્હેમનુ જીવન કઈક અંશે વર્તમાનપત્રોમાં અને માસિકોમાં અપાયુ છે અને હવે પછી અપાશે તે આપવાને માટે ત્હેમના લેખ જીવતા છે પરન્તુ ત્હેમનું ઐહિક જીવન ઈશ્વરેચ્છાથી સમાપ્ત થયાથી મનુષ્યરૂપે સદ્‌ગતશ્રી કેવા હતા, તથા ત્હેમનામાં સાધુપુરૂષના કેવા કેવા ગુણો વસતા-વિલસતા-હતા, અને તેમાથી શું બોધ ગ્રાહ્ય છે, ત્હેનુ કઈક ચિત્ર વાચકવર્ગ સમક્ષ ધરવું કર્તવ્ય ધારી આ અલ્પ પ્રયત્ન કરવામા આવ્યો છે

સદ્‌ગતશ્રીમાં સાધુપુરૂષના જે ગુણો હતા તેમનું પૃથક્ પૃથક્ વિવેચન કરતા પહેલા, તે સર્વનો આધારભૂત (basic) વિશિષ્ટ ગુણ, કે જેના પરિણામરૂપે તે ગુણો અસ્તિત્વમાં આવ્યા હતા, અથવા જે ત્હેમનું જીવનસૂત્ર હતું એમ કહીએ તો ચાલે, તે ગુણનું કઈક નિરૂપણ કરીને આપણે ક્રમે ક્રમે અન્ય ગુણો પ્રતિ વળીશું

### ૧ પ્રભુશ્રદ્ધા અને પ્રભુભક્તિ

પ્રથમ જણાવવાનું એ છે કે પ્રભુ ઉપર ત્હેમને અથાગ શ્રદ્ધા હતી "પ્રભુ જે કરે છે તે સર્વ સારાને માટે જ કરે છે" એવી ત્હેમના હૃદયની દૃઢ માન્યતા હતી આ માન્યતા ત્હેમના વત્સલ પિતા રા રા માધવરામભાઈ, જેઓ એક પરમ વિષ્ણુભક્ત અને સાધુજન હતા ત્હેમનામાંથી સદ્‌ગતશ્રીમા સર્વાંશે ઉતરી હોય એમ કહીએ તો ચાલે સદ્‌ગતશ્રીની શ્રદ્ધા દમ્ભરહિત, જ્ઞાનસહિત, શુદ્ધ અને નિર્મલ હતી બહારનો આડંબર ત્હેમને જરાયે રુચતો નહોતો દિવસે દિવસે આ શ્રદ્ધા વૃદ્ધિગત થતી હતી અને ત્હેમના અવસાનસમયમા તો ત્હેમાં વિલક્ષણ વૃદ્ધિ દૃશ્યમાન થતી હતી તેઓ ત્હેમના સમ્બન્ધીઓને પ્રભુ ઉપર અત્યન્ત શ્રદ્ધા રાખવાનો, અને તે મહાન્ પિતાની ભક્તિ કરવાનો ઉપદેશ કરતા એક સમયે પોતાના પત્નીને સજ્જનેન

જોઈ, ઊંડા અંતઃકરણથી ઓળખતા હોય તેમ—પરન્તુ અશક્તિને લીધે મન્દ અવાજથી, તેઓશ્રીએ કહ્યું કે, "તું ઈશ્વર ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખજે, પ્રભુ જે કરે છે તે સારાને માટે જ કરે છે એમ તું નિશ્ચયથી માનજે એમાં જરાયે શંકા આણની નહિ" જે પુરુષો સંપૂર્ણ સંસ્કારી હોય, અને ઈશ્વર કૃપાને પાત્ર હોય તેઓનામાં જ આવી શ્રદ્ધા દૃષ્ટિએ પડે છે, બાકી શ્રદ્ધાની ખાલી વાતો અને બહારનો ડોળ તો જ્યાં ત્યાં જોવામાં આવે છે એ શ્રદ્ધાને લીધે જગતમાં મનાતું દુઃખ દુઃખરૂપ ભાસતું નથી પરન્તુ ઈશ્વની કૃપારૂપ ભાસે છે ખરેખરો ભક્ત પોતાના ઉપર પડેલા દુઃખથી તણાઈ ન જતાં પોતાના પ્રયત્નથી અને પ્રભુ ઉપર શ્રદ્ધાથી વધારે ધૈર્યવાન્, અને કસોટીપર શુદ્ધ થયેલા કંચનવત્ અધિક નિર્મળ અને પ્રદીપ્ત બને છે જેમ રબરના દડાને જેટલા જોરથી ભોંય ઉપર પછાડીએ તેટલો ઉંચો જાય છે, તેમ જ પ્રભુ પોતાના ભક્તને જેટલે અંશે દેખાતા દુઃખમાં નાખે છે તેટલે અંશે તે ઉન્નત બને છે જ્યારે સામાન્ય પુરુષો દુઃખથી દબાઈ જઈ, બુદ્ધિની વિવેકશક્તિ ખોઈ, નિરાશામાં પડી, પોતાના કર્મને રડી, નાહક ઈશ્વરને વગોવી, સત્તર દુઃખમાંને દુઃખમાં જ સડ્યા કરે છે, ત્યારે એના એ જ દુઃખથી એક સાચો ભક્ત પોતાની ઉન્નતિ કરી લે છે પ્રાચીનકાલમાં દુઃખથી પુનિત થયેલા સાધુજનના દૃષ્ટાંત આપણાં પુરાણના ગ્રન્થોમાં ઘણાં દૃષ્ટિએ પડે છે મધ્યકાલમાં નરસિંહ મહેતો અને મીરાંબાઈએ ઉત્તમ દૃષ્ટાંતો છે તે સિવાય સુપ્રસિદ્ધ નહિ પરન્તુ પ્રત્યક્ષ અનુભવેલા એવા ઘણાં ઉદાહરણો અપાય, પણ તેમનું અત્ર કાંઈ પ્રયોજન નથી કહેવાનું એ છે કે સદ્‌ગતશ્રીના ઉપર પણ દુઃખનું વાદળ હેમની લગભગ ૨૦ વર્ષની કોમલ વયમાં તુટી પડ્યું હતું સદ્‌ગતશ્રી જ્યારે ગર્ભશ્રીમાન્ હતા હેમના પિતાની મુમ્બાઈમાં મરાઠી પેઢી ચાલતી હતી તે પેઢી કેવી રીતે પડી ભાગી, અને સદ્‌ગતશ્રી ઉપર શું શું વિપત્તિઓ આવી પડી, તે અવસ્થામાં પણ ચલિત ન થઈને પૂર્વે કરેલા સંકલ્પો હેમણે કેવી રીતે જાળવી રાખ્યા, અને ભારે નોકરીથી ન લલચાતા પુરુષાર્થ કરી પોતાના જીવનને કેવી રીતે સ્વતન્ત્ર માર્ગમાં પ્રેર્યું, તે સર્વ વાચકવર્ગને વિદિત હશે જ તેથી વધુ વિવેચન કરી કાળક્ષેપ ન કરતાં અત્ર માત્ર એટલો જ પ્રશ્ન પુછીશું કે પ્રભુ ઉપર અત્યંત શ્રદ્ધા અને કર્તવ્ય-પરાયણતા સિવાય દુઃખસાગર આમ સહેલાઈથી તરી શકાય ખરો? ઉક્ત શ્રદ્ધાને લીધે જ હેમના ઉપર પડેલું દુઃખ પરિણામે સ્વાદુ અને મધુર નીવડ્યું, અને તેને લીધે જ હેમનું જીવન સરલ અને સંતોષી બન્યું, હેમના વિચારો ઉદાત્ત અને આશામય થયા, અને હેમનું અંતઃકરણ નિર્મળ અને પ્રેમાળ બન્યું

## ૨ કર્તવ્ય બુદ્ધિ ( sense of duty )

કેવલ પ્રભુશ્રદ્ધાથી કામ સરતું નથી પ્રભુની એવી આજ્ઞા નથી કે મ્હારા ઉપર શ્રદ્ધા રાખીને બેસી રહો એટલે તમારૂં કલ્યાણ થશે પ્રભુશ્રદ્ધાની સાથે ઉપર નિર્દિષ્ટ કરેલું છે તેમ કર્તવ્યબુદ્ધિની પણ અત્યંત આવશ્યકતા છે આ કર્તવ્યબુદ્ધિ સદ્‌ગતશ્રીમાં અતિ ઉચ્ચ પ્રકારની—એટલે અંશે કે તેને અમાનુષિક કહીએ તો પણ અતિશયોક્તિ ન કહેવાય એવી—હોઈ, હેમનું જીવનસૂત્ર ( motto ) હતી સદ્‌ગતશ્રીનું જીવન સર્વાંગે કર્તવ્યના સૂત્રથી ગ્રથિત થયું હતું સામાન્ય મનુષ્યોને કર્તવ્યનું ભાન આણવાને કેટલેક પ્રસંગે પ્રોત્સાહન ( incitements )ની આવશ્યકતા રહે છે અન્યને કર્તવ્ય કરતો જોઈને પોતાને તેમ કરવાની વૃત્તિ થાય છે, પરન્તુ સદ્‌ગતશ્રીને તો કોઈપણ પ્રકારના પ્રોત્સાહનની અપેક્ષા ન હતી વળી, કર્તવ્યસંબંધી સાધારણ રીતે કેટલાકનો એવો ખ્યાલ હોય છે કે, "મ્હારૂં સ્હામા માણસપ્રતિ કર્તવ્ય હોય તો સ્હામા માણસનું

મ્હારા પ્રતિ કંઈ તેવું જ કર્તવ્ય હોવું જોઇએ અને જો એ પોતાનું કર્તવ્ય બજાવે નહિ તો તું મ્હારૂં કાર્ય બજાવવાને જરાયે બંધાયલો નથી" સદ્દગતશ્રીનો કર્તવ્યનો ખ્યાલ ઉપર પ્રમાણે કેવળ વ્યાવહારિક ન હતો પરન્તુ ઉદાત્ત અને ધર્મમય હતો તેઓશ્રીનું એવું માનવું હતું કે "સ્હામા માણસે ત્હેની મ્હારા પ્રતિની ફરજો ન બજાવી તેમાટે મ્હારે ત્હેના પ્રતિની મ્હારી ફરજો ન બજાવવી એમ કંઇ નથી મ્હને કંઈ ત્હેની પાસેથી અમુક વસ્તુઓ કરાવવાનો હક નથી, પણ ત્હેના પ્રતિ અમુક વસ્તુઓ કરવાની મ્હારી ફરજ છે અને તે કરવાને હું બંધાયલો છું" સારાંશ, 'Man has duties and no rights,' મનુષ્યને કર્તવ્ય છે અને હક નથી માટે સ્હામો શું કરે છે અને શું નથી કરતો તે તરફ લક્ષ આપવા કરતાં મ્હારે શું કરવું તેનો વિચાર કરવો, અને તે પ્રમાણે વર્તવું એ જ નિઃસ્વાર્થ અને ઉદાત્ત કર્તવ્ય માર્ગ છે વળી આ વિષયમાં બીજી જાણવા જેવી વાત એ છે કે ત્હેમનામાં કર્મફલનો અનાસંગ પ્રતીત થતો હતો. "આપણે તો માત્ર આપણું કરવાનું કરવું, ફલ આપવું શ્રીહરિના હાથમાં છે, તેનો આપણે શા માટે વિચાર કરવો જોઇએ ? 'चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये' તે સૂત્રાનુસાર આપણે કંઈ ફળ મેળવવાને કર્મ કરવું ન જોઇએ, પણ તે કર્યાથી આત્માની શુદ્ધિ સધાય માટે કરવું જોઇએ" આવી સાત્વિક બુદ્ધિથી અને નિષ્કામ વૃત્તિથી સદ્દગતશ્રી પોતાનાં કર્તવ્યકર્મ કરતા હતા, અને તે કર્મોને પ્રભુસેવા માની પ્રભુને અર્પણ કરતા હતા

પ્રત્યેક મનુષ્યને પોતાના કુટુમ્બજન, જ્ઞાતિજન, ગ્રામજન અને દેશજન પ્રતિ કર્તવ્યો કરવાનાં છે સદ્દગતશ્રીનું કુટુમ્બજન પ્રતિ વર્તન અપ્રતીમ હતું એમ સર્વ કોઇ જેને ત્હેમનો અનુભવ હોય તે કહી શકે આધુનિક સમયમાં આંગ્લ વિદ્યાની અસરથી શિક્ષિત યુવકો પોતાનાં માતાપિતા પ્રતિ આદરભાવ દર્શાવતા નથી એવો આરોપ પુનઃ પુનઃ કર્ણગોચર થાય છે, ત્યારે ગોવર્ધનરામભાઈની પિતૃભક્તિ એવી તો ઉગ્ર હતી કે ત્હેમની આજ્ઞાઓ તો શું પરંતુ ત્હેમની અનુક્ત ઇચ્છાઓને પણ કળી જઇ પોતે તરત જ તદનુસાર વર્તતા ચાલુ જમાનાના ભણેલા છોકરાઓ અને જુના જમાનાના માબાપો વચ્ચે કેટલાક વિષયોમાં મતભેદ પડે તે સ્વાભાવિક છે, પરન્તુ તેમ છતાંયે પોતાનાં માતાપિતા પ્રતિ આદરબુદ્ધિ સાચવી રાખવી, અને ત્હેમના મનને યત્કિંચિદપિ ન દુખાવવું એ પણ સુશિક્ષિત પુત્રનું કર્તવ્ય છે અફસોસની વાત એ છે કે હાલના ઘણાખરા ભણેલા છોકરાઓ તે ભૂલી જાય છે ત્હેમને માટે આ બાબતમાં સદ્દગતની એક ઉત્તમ ઉદાહરણ છે ત્હેમના ભાઈ નરહરિરામ ત્હેમની બ્હેનો, બ્હેનોના છોકરાં અને તે છોકરાના છોકરા પ્રતિ ત્હેમનું અથાગ વાત્સલ્ય હતું અને તે સર્વ પ્રસન્ન અને સુખી કેમ થાય તેમાટે તેઓ નિરંતર કાળજી રાખતા ઉત્તમ કુટુંબ કેવું હોવું જોઈએ, અને તે કુટુમ્બ ચલાવનાર કેવી વૃત્તિવાળા હોવા જોઈએ તે સમ્બંધી ત્હેમના વિચાર સરસ્વતીચંદ્રના બીજા ભાગમાં અને "ઈસ્ટ એન્ડ વેસ્ટ"માં સંયુક્ત કુટુમ્બ સંસ્થા ( joint family system ) ના વિષય ઉપર ચર્ચા ચલાવતાં તેઓ શીએ જણાવેલા છે સદ્દગતશ્રીનો આચાર પણ તે જ, પ્રમાણે હતો ટુંકામાં સ્વાર્થત્યાગ, અતુલ પ્રેમ અને ઉદારતા એ એમના કૌટુમ્બિક જીવનનાં લક્ષણ હતાં, અને ત્હેમનાં કૌટુમ્બિક જનો પણ ત્હેમના પ્રતિ પ્રેમ અને આદરથી વર્તતાં આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાશે કે પાશ્ચાત્ય પ્રજાનું કેવળ આંખો મીંચીને અનુકરણ કરવાનું વલણ હાલ જેમ કેટલાકમાં જોવામાં આવે છે તેમ, 'હું ને મ્હારી વહુ ને મ્હારો છોકરો' એટલામાં જ એમનું કુટુમ્બ પર્યવસિત થતું નહોતું

જ્ઞાતિજન, ગ્રામજન અને દેશજન પ્રતિ પણ તેઓ પોતાના કર્તવ્યો કરવાને ચુક્યા નથી. કોઈ પણ મનુષ્ય એમની પાસે સલાહ પુછવા જાય તો નિર્મળ અન્તઃકરણથી હેને યોગ્ય સલાહ આપતા, અને સાચો માર્ગ બતાવતા. નડીયાદમાં નાગરબ્રાહ્મણ જ્ઞાતિના સુધારાનું એક મંડળ છે તે મંડળને તો હેમનો સંપૂર્ણ લાભ મળતો. પ્રસંગે પ્રસંગે સુબોધ આપીને, અને પોતાના ઉદાર વિચારોનું ભાન કરાવીને જ્ઞાતિજનના બાળકો ઉપર સત્સંસ્કાર મુદ્રિત કરવાનું માન એમને ઘટે છે.

દેશજન માટે હેમણે ગ્રન્થો લખ્યા છે, વર્તમાનપત્રોમાં આર્ટીકલો લખ્યા છે અને ભાષણો આપ્યાં છે. આ સર્વ કાંઈ હેમણે કીર્તિને અર્થ કર્યું નથી એ હેમના જીવનના સૂક્ષ્મ અવલોકન કરનારને અને હેના મર્મ સમજનારને સહજ પ્રતીત થાય તેમ છે. "મ્હારૂં કેવળ દેશપ્રતિ કર્તવ્ય કરૂં છું અને તે દ્વારા પ્રભુની સેવા કરૂં છું," એવી ઉદાત્ત અને સાત્વિક બુદ્ધિથી હેમણે તે સર્વ કર્યું છે.

આ કર્તવ્ય કર્મનો માર્ગ કંઈ સરલ નથી. જે મનુષ્યો એ પંથમાં પ્રયાણ કરે છે, હેમને જ અનુભવ થાય છે કે તેમાં કેવા ધર્મસંકટરૂપી કંટકો આવે છે. આપણા જીવનમાં કેટલાક એવા ચમત્કારિક પ્રસંગો આવે છે કે તે સમયે આપણું કર્તવ્ય શું તેનું આપણને ભાન થતું નથી. ગીતામાં કહ્યું છે કે "किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिता ।" શું કરવું અને શું ન કરવું તેમાં બુદ્ધિમાન્ મનુષ્યો પણ મોહ પામ્યા છે—તો આપણા જેવા અલ્પ પ્રાણીની શું કથા? વળી, કોઈ કોઈ સમયે આપણા કર્તવ્યો પરસ્પરવિરોધી જણાય ત્યારે શું કરવું?—એ એક બીજો પ્રશ્ન છે. આવે પ્રસંગે સદ્‌ગતશ્રી શું કરતા હતા તે જાણવાની સૌ કોઈને ઇચ્છા થાય. નિર્મળ અન્તઃકરણથી અને શાન્ત બુદ્ધિથી સુશિક્ષિત પુરુષે પોતાના કર્તવ્ય સમજી લેવાં. તેમાં ભુલ થાય તો કાંઈ ફીકર નહિ. અન્તઃકરણ સારૂં હશે તો પ્રભુ સારી મતિ આપશે. પરસ્પરવિરોધી કર્તવ્યો હોય ત્યારે પણ આ પ્રસંગમાં "મ્હારૂં કર્તવ્ય શું છે?" હેનો ઉચ્ચ પ્રકારે વિચાર કરવો અને જે આપણા અન્તઃકરણને વધારે ન્યાયી અને પ્રભુને વધારે રુચિકર લાગે તે કરવું. જો કાંઈ યુક્તિથી બન્ને કર્તવ્યો સચવાતા હોય તો ઉત્તમ. ઉદાહરણાર્થ આપણા હિન્દુ સંસારના સંયુક્ત કુટુંબોમાં સ્ત્રીઓના અજ્ઞાનને લીધે કોઈ કોઈ પ્રસંગે માતૃભક્તિ અને પત્નીપ્રતિના આપણા ધર્માનું સંઘટ્ટન થાય છે, તેવે પ્રસંગે બન્ને પક્ષના મનનું સમાધાન થાય એવી યુક્તિ શોધી કહાડવામાં બુદ્ધિનું ચાતુર્ય રહેલું છે. એવી યુક્તિ ન જડે તો ડહાપણપુરઃસર ન્યાયનો માર્ગ સ્વીકારવો એ ઉત્તમ છે.

આ ઉપરથી સદ્‌ગતશ્રીની કર્તવ્યનિષ્ઠા કેવા પ્રકારની હતી તે સુજ્ઞ વાચકોને પ્રતીત થયું હશે જ. અફસોસ! આ ભારતભૂમિ ઉપર આવી ઉચ્ચ પ્રકારની કર્તવ્યનિષ્ઠા જે પ્રાચીનકાળમાં જ્યાં ત્યાં દીસતી હતી તે બહુ આજ દીસતી જ નથી છે, અને માત્ર ગણ્યા ગાંઠ્યા પાત્રોમાં જ દૃષ્ટિએ પડે છે, એ શું ઓછા દુઃખની વાત છે? પાશ્ચાત્ય પ્રજાની મોહકતામાં અંજાઈ આ જમાનાની વૃત્તિ સંસારના સુખ મેળવવા તરફ વિશેષ પ્રવૃત્ત થએલી છે. ભલે સંસારનાં સુખો મેળવવા પ્રયાસ કરે અને તે ભોગવે તેને માટે કોઈની ના નથી. પરન્તુ કર્તવ્યપથમાંથી ચ્યુત શા માટે થાય? કર્તવ્યબુદ્ધિ (Sense of duty) પ્રત્યેક ભારતવાસીની રગેરગમાં પ્રસર્યા સિવાય આ દેશની ઉન્નતિ અશક્ય છે. વિદ્યાગૃહમાંથી બી. એ. ની પરીક્ષા પાસ કરી, નીકળ્યા પછી કેટલા ગ્રેજ્યુએટો, "મ્હારા દેશ પ્રતિ મ્હારૂં કર્તવ્ય શું છે? મ્હારા દેશની, મ્હારી સ્થિતિ, મતિ તથા શક્તિ પ્રમાણે કયે પ્રકારે સેવા કરવાની મ્હારામાં યોગ્યતા છે?"—

એ વિષય ઉપર વિચાર કરે છે? અને તેવા વિચાર કરનારામાંથી પણ પ્રવૃત્તિના-પડમાં પડ્યા પછી કેટલા તે લક્ષ્યસ્થાનને સ્મરણમાં રાખી તદનુસાર વ્રત છે? દેશની સેવા અનેક રીતે થઈ શકે તેમ છે, કંઈ એક જ રીતે થાય છે એમ નથી સરકારના નોકરો પણ સરકારના કૃતન રહીને કર્તવ્યબુદ્ધિથી પ્રેરાયલા હોય તો ઘણે અંશે માતૃભૂમિનું ઋણ વાળી શકે એમ છે પણ વૃત્તિ જ ક્યાં? સ્વાર્થમય જ વૃત્તિ વ્યાપારમાં, તેમ જ પોતપોતાના ધંધામાં—જેમકે વકીલાત ડાક્ટરી ઇત્યાદિમાં—મનુષ્ય પોતાના કર્તવ્યથી વિમુખ ન થાય તો કાંઈ ભૂખે મરે નહિ, બલ્કે તે રીતે પણ દેશની સેવા કરી શકે મી ને મનનું વાક્ય, "England expects every man to do his duty" સ્મરણમાં લાવી, "India expects every man to do his duty," એમ શા માટે વદતું તથા વર્તતું ન જોઈએ? અને તેમ કરવું એતો આપણો પરંપરાનો ધર્મ છે ઉક્ત બોધ ઘણી જ સરસ રીતે ગોવર્ધનરામભાઇના જીવનમાંથી પ્રાપ્ત થાય છે માટે આ ભાગનું જરા વિસ્તાર-પૂર્વક વિવેચન કરવામાં આવ્યું છે

## ૨ सत्यशोधकवृत्ति

કર્તવ્યનિષ્ઠાની સાથે તેની સહચરી સત્યશોધક વૃત્તિ હોય જ એ સ્વાભાવિક છે એકત્ર કરેલા જલદૂધમાંથી જેમ હંસ દૂધ ગ્રહણ કરે છે અને જલ રહેવા દે છે, તેમ ગોવર્ધનરામભાઈ સારગ્રાહી હતા સત્ય શું છે તેનો શોધ કરી સ્વીકાર કરવો—પછી તે ગમે તે દિશામાંથી આવે તેનું કાંઈ નહિ—એ ત્હેમનો એક નિયમ હતો સત્ય પ્રતીત થયા પછી ભયરહિત તે દર્શાવતા અને બેધડક અમલમાં મુકતા આ જ વૃત્તિને લીધે તેઓ સુધારકપક્ષના નહોતા તેમ જ Orthodox એટલે રૂઢિ અનુયાયીઓના પક્ષના પણ નહોતા સુધારો ત્હેમને ઇષ્ટ નહોતો તેનું નહિ, પરંતુ એક સુધારક તરીકે પોતાની જોખમદારીનું સંપૂર્ણ ભાન હોવાથી સુધારકપક્ષના કેટલાક અવિચારી અને ઉચ્છૃંખલ નિયમો ત્હેમને માન્ય નહતા ત્હેમના જમાનામાં ઇંગ્રેજી જ્ઞાનનો પ્રથમ પ્રચાર થવાથી કેળવાયલા કેટલાક ગૃહસ્થો બાહ્ય આંગ્લ મોહકતાથી અંજાઈ જઈ, આંગ્લ રિવાજો અને આંગ્લ સંસ્થાઓનું આંખ મીંચીને અનુકરણ કરવાની વૃત્તિથી પ્રેરાઈ ગયા હતા, અને જુના આચારવિચાર તથા રિવાજોથી જાણે સુગ આવતી હોય તેમ ન્હાસતા ફરતા હતા, તેવે સમયે ગોવર્ધનરામભાઈએ આર્યધર્મ અને આર્યસંસ્થાઓનું સંપૂર્ણ અધ્યયન કરી ત્હેમની સુવાસ જગત્‌માં પ્રસરાવી, અને સુધારાનો યોગ્ય માર્ગ કયો છે તે વિવિધ રીતિએ દર્શાવ્યું સ્વચ્છંદતા, સંગવડતા અને નિરંકુશતાનું અનિષ્ટ સ્વરૂપ જે સુધારાએ પકડ્યું હતું તેનો તે મજબુત પ્રતિકાર કરતા ઇશ્વરકૃપાથી થીઓસોફીકલ સોસાઇટીથી અને ત્હેમના જેવા શાણા અને વિવેકશીલ મહાશયોના પ્રયત્નથી સુધારાનું વલણ બદલાયું અને હાલ સુશિક્ષિત વર્ગના ઘણા માણસોને ઉક્ત 'સુધારો" ઇષ્ટ નથી રૂઢિના દાસો પ્રતિ પણ આ વિષયમાં સત્યકથનનો ધર્મ સંગતથી વિસર્યા નહોતા ત્હેમના પ્રતિ તેઓશ્રીનું એવું કહેવું હતું કે, આધુનિક સમયમાં આપણામાં ચાલતા બધા રિવાજો કંઈ શાસ્ત્રસંમત નથી કેટલાક તો તેથી સર્વાંગે વિરુદ્ધ છે માટે પ્રસંગને અનુસરી, શાસ્ત્રના નિયમો ધ્યાનમાં રાખી યોગ્ય ફેરફાર કરવા ઉચિત છે, નહિતો વૃદ્ધિ અને ઉન્નતિ કેમ થશે? પાશ્ચાત્ય પ્રજા પાસેથી પણ આપણે ઘણું શીખવાનું અને ગ્રહણ કરવાનું છે માત્ર ધ્યાનમાં એટલું રાખવાનું છે કે ત્હેમના સદ્‌ગુણો શીખાય અને દુર્ગુણો આપણામાં ન આવે ઉદાહરણાર્થ ત્હેમની પાસેથી વ્યાવહારિક ગુણો ( Business qualities ) અને સંયોજક અને વ્યવસ્થા શક્તિ ( Powers of organisation and

management ) આપણે લેવાના છે આ વિષયનું અત્ર વધુ વિવેચન કરવું અસ્થાને છે, તથા હવે આપણે સદ્‌ગતશ્રીના અન્ય ગુણો પ્રતિ વળીશું

### ૪ आचार, विचार अने वाणीनी एकता

સુધારાના વિષયમાં સદ્‌ગતશ્રીના ઉપર નિર્દિષ્ટ કરાયલા વિચાર અંતિમપક્ષના મનુષ્યોને રુચે નહિ તે સ્વાભાવિક છે તેથી બન્ને પક્ષના દુરાગ્રહી મનુષ્યો ત્હેમના પ્રતિ સમયે સમયે કંઈકંઈ આક્ષેપો કરતા કોઈ કહેતું કે "ગોવર્ધનભાઈ માંદલા અને ત્હેમના વિચારો એ માંદલા ત્હેમાં કંઈ દમ ન મળે ' બીજો પક્ષ કહે કે, "મધ્યમ પક્ષના વિચારો બહુ સગવડતાભરેલા થઈ પડે છે, બન્ને પક્ષ પ્રસન્ન થાય, અને લોકપ્રિયતા પ્રાપ્ત કરાય તેઓમાં નૈતિક ભીરુતા (moral cowardice) હોવાથી તેઓ પોતાના સ્વતન્ત્ર વિચાર દર્શાવતા નથી ' સુયોગે આમ કહેનારની સંખ્યા અતિ અલ્પ છે, ગોવર્ધનભાઇની ઉદાર બુદ્ધિ આવા વચનોને લેખતી જ નહિ વસ્તુત

मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ।
मनस्यन्यद्वचस्यन्यत् कर्मण्यन्यद् दुरात्मनाम् ॥

એ શ્લોક પ્રમાણે ત્હેમના જીવનના અભ્યાસીને ત્હેમના આચાર, વિચાર અને વાણીમાં ભિન્નતા શોધી જડતી નહતી અર્વાચીનકાળમાં ભાષણો અને લેખો દ્વારા પોતાના ઉચ્ચ વિચાર જગત્‌ને દર્શાવવાનું ઘણું જ સ્હેલું થઈ ગયું છે અલ્પ પ્રયાસે કીર્તિ મેળવવાનો તે ઘણો જ સહેલો માર્ગ છે, અને તેનો આશ્રય કટલાક લે છે પણ ખરા પણ જ્યારે જાહેર રીતિએ દર્શાવેલા પોતાના વિચારને કૃતિમાં મુકવાનો સમય આવે છે ત્યારે કેટલાક પલાયન કરી જાય છે સદ્‌ગતશ્રીનો તો એક નિયમ જ હતો કે જે વસ્તુ કૃતિમાં મુકવા આપણે અસમર્થ હીયે તેનો મિથ્યા પ્રલાપ કરવો દોષમય છે "બોલવું એ એક જોખમદારી છે,' એમ કેટલા સમજે છે ? એ તો જાણે જીભની રમત, એમ જ્યાં ત્યાં જોવામાં આવે છે ત્યારે સદ્‌ગતશ્રીનો ઉક્ત ગુણ કેટલો અનુકરણીય છે ? આચાર, વિચાર અને વાણીની એકતામાં મન અને વાણીના નિગ્રહની અને નૈતિક ધૈર્ય (moral courage)ની કેટલી આવશ્યકતા છે તે તેમ કરવા પ્રયત્ન કરનારને સહજ ભાસે તેમ છે

### ૫ सतोषवृत्ति

ગોવર્ધનરામભાઇમાં અન્ય સદ્‌ગુણોની સાથે સંતોષવૃત્તિ પણ ઉચ્ચ પ્રતિની વસતી હતી પ્રભુશ્રદ્ધા અને ફલસંગરહિત કર્તવ્યનિષ્ઠાની તે પ્રસૂતિ હતી ત્હેમની મુખમુદ્રા સર્વદા પ્રસન્ન રહેતી અનિષ્ટ પ્રસંગોમાંયે ત્હેમના ચિત્તની શાંતિ ત્હેમને ત્યજતી નહતી બાહ્ય તેમ જ અંતસૃષ્ટિના વિકારોથી ત્હેમના મનનું સ્વાસ્થ્ય ક્વચિત્ જ ચલિત થતું તેઓ નિરંતર શાંતિસુખ અનુભવતા ધનને તેઓ સુખના સાધન તરીકે ગણતા સર્વને વિદિત હશે જ કે આશરે ચાળીસ વર્ષની ટુંક ઉમરે, ત્હેમનો વકીલાતનો ધંધો ત્હેમના ઉપર ધનનો વર્ષાદ વરસાવતો હતો તે સમયે, તેઓએ પૂર્વે કરેલા સંકલ્પાનુસાર, પોતે સંચિત કરેલા દ્રવ્યમાં સંતોષ માની, પોતાના સમકાલીન વકીલવર્ગને અને ન્યાયમૂર્તિઓને આશ્ચર્ય પમાડી, પોતાના દેશપ્રતિના કર્તવ્ય સાધવા તેઓ નિવૃત્ત ( retired ) થયા આ સમ્બન્ધમાં પ્રોફેસર ગણપત સદાશીવરાવ (પ્રો રાવ) જેઓ થોડા સમય ઉપર ગવર્ન્મેન્ટ લૉ સ્કુલના પ્રીન્સીપાલ હતા, અને જેઓ હાઇ કોર્ટના એક સુપ્રસિદ્ધ વકીલ છે, તેઓએ મ્હને વાતચિતના એક પ્રસંગે કહ્યું હતું "કે અમારો વકીલાતનો ધંધો એવો છે કે ધન અને વયની વૃદ્ધિની સાથે તૃષ્ણા વધતી જાય છે, ગોવર્ધનરામભાઇની ઘણી

સારી પ્રેક્ટીસ ચાલતી હતી તે વખતે, આટલી ન્હાની ઉમરે, તે છોડીને તેઓ નિવૃત્ત થયા તેણે તો અમને સાચે અજાયબ જ કરી મુકયા છે "

## ૬ ઉદ્યોગ

સંતોષ અને ઉદ્યોગ કઇંક અંશે પરસ્પર વિરૂદ્ધ મનાય છે પરન્તુ બન્નેને પ્રાપ્ત કરવામાં જીવનની સાર્થકતા રહેલી છે સદ્ગતશ્રીમાં સંતોષ અને ઉદ્યોગ ઉભય હતા. જો ત્હેમનો સંતોષ અનુપમ હતો તો ત્હેમનો ઉદ્યોગ અસાધારણ હતો જે સંતોષ કર્તવ્યકર્મમાં અંતરાયભૂત થાય, તે સંતોષ (તેને સંતોષ કહેવો કે નહિ તે જ સંશયાત્મક છે, પરન્તુ કહીએ તો) ધર્મ્ય નથી ભગવદ્ ગીતાના આ લેખને મથાળે મુકેલા પહેલા શ્લોકનું ચતુર્થ ચરણ શું કહે છે? "મા તે સંગો ઽસ્ત્વકર્મણિ' અકર્મમાં તું મન ન કર—એટલે કે તું કર્મરહિત ન થા, પણ કર્મ કર્યાં કર કર્મ કર્યાં પછી ફલને માટે નિશ્ચિંત રહે કારણ કે તેના ઉપર ત્હારો અધિકાર નથી પ્રભુ જે આપે તેથી સંતોષ માન સંતોષ અને ઉદ્યોગનો આપણા શાસ્ત્રમાં દર્શાવેલો આવો વિવેક દુર્ભાગ્યે આ પણે વિસરી જઇ, કેવળ નપુંસક સંતોષનું સેવન કરી, અકર્મી (કર્મ ન કરનાર) અને તેથી ખરે જ! અકુકર્મા થઈ ગયા છીયે જે મળે તેથી સંતોષ માનવો એવા વિચારે જડમૂળ ઘાલવાથી આપણામાં યુરોપની કર્મમાર્ગી પ્રજાનો ઉત્સાહ દષ્ટિયે પડતો નથી અને તે હવે દાખલ કરવાની અત્યન્ત આવશ્યકતા છે "देहं पातयामि वा कार्यं साधयामि," એ પ્રકારનો સદ્ગતશ્રીનો ઉદ્યોગ હતો ત્હેમનો અભ્યાસ કેવો ઉંડો હતો, અને ત્હેમણે કેટલો શ્રમ લઈ વિષયોનું અને વસ્તુઓનું મનન કર્યું હતું તે ત્હેમના ગ્રંથના વાચનથી સહજ પ્રતીત થાય એમ છે ત્હેમનો વકીલાતનો ધંધો જ્યારે ઘણી સારી રીતે ચાલતો હતો, અને અસીલોની ત્હેમને ત્યાં ધમાલ પડતી હતી, તે વખતે પણ સાહિત્યને ત્હેમના દૈનિક કાર્યક્રમમાં સ્થાન મળ્યું હતું અને નિવૃત્ત થયા પછી હાલના પેન્શનરોની સમાન ત્હેમના ઉદ્યોગનો અંત આવ્યો નહતો માત્ર ઉદ્યોગની દિશામાં ફેરફાર થયો એટલું જ વકીલાતમાં તેઓ પોતાને માટે ઉદ્યોગ કરતા હતા, હવે દેશને માટે અસ્ખલિત ઉદ્યોગ કરવાનો પ્રારંભ થયો

## ૭ વૈરાગ્ય

ગોવર્ધનરામભાઈનો ઉદ્યોગ સાત્ત્વિક હતો અને સાત્ત્વિક ઉદ્યોગ વૈરાગ્ય વિના અશક્ય છે ઐહિક પદાર્થો ઉપર ત્હેમને ઝાઝી મમતા નહોતી તેનો અર્થ એમ નહિ કે ત્હેમના અંતઃકરણમાં પ્રેમ નહોતો ત્હેમનું અંતઃકરણ તો પ્રેમથી ભરેલું હતું—પણ તે સાત્ત્વિક પ્રેમ એ પ્રેમના ઉપર જ્યારે મોહથી તમસનું આવરણ આવે છે ત્યારે મમતાની ઉત્પત્તિ થાય છે જેમ જેમ ત્હેમનું વય મોટું થતું ગયું, તેમ તેમ ત્હેમનું આધ્યાત્મિક જીવન વધુ વિકસિત થતું ગયું

## ૮ હૃદયની ઉદારતા અને સાધુતા

સદ્ગતશ્રીને કોઈ શત્રુ નહોતો કદાપિ કોઈએ ત્હેમને દુર્વચન કહ્યું હોય તો તેનો કંઈ રાગ કે દ્વેષ નહિ ત્હેમની મતાંતરસહિષ્ણુતા (spirit of toleration) સુપ્રસિદ્ધ છે રાગ દ્વેષ, જે દુર્જનને વિદ્વજ્જનની સંગતિ ઘણી પ્રિય છે તે, ગોવર્ધનભાઈમાં પોતાનો વાસ કરી શક્યો નહોતો એક દરેલ સલાહકાર તરીકે ગોવર્ધનભાઈને ઘણા સંભારે છે ત્હેમની જોડે જે અદાવત રાખતા હોય ત્હેમને પણ જ્યારે ત્હેમની સલાહ પુછવાનો પ્રસંગ આવતો ત્યારે સદ્ગતશ્રી ઉદારવૃત્તિથી પ્રસન્નચિત્તે ત્હેમના હિતની જ સલાહ આપતા પ્રાણીમાત્રનું કલ્યાણ ઇચ્છવું, અને તે યથાશક્તિ કરવું, એ જ ત્હેમના હૃદયની ઉચ્ચ ભાવના હતી

### ९ व्यावहारिक गुणो

સદ્ગતશ્રી સ્વભાવે મળતાવડા હતા વાત કરવાનો હેમને ઘણો શોખ હતો વાત કરવાની કળા પણ હેમનામાં હતી અત્ર કહેવું જોઇએ કે નિર્માલ્ય વાતો ઉપર હેમને અપ્રીતિ હતી હેમનુ બોલવુ ઘણુ મીઠું બોધમય, સત્યથી ભરેલું અસરકારક અને સ્હામાનું મન મનાવી લે એવું હતું કવિ ભારવિએ કિરાતાર્જુનીયમાં એક સ્થળે લખ્યું છે કે "हितं मनोहारि च दुर्लभं वच:"–હિતકારક વચન મનોહર હોવું દુર્લભ છે, પરંતુ સદ્ગતશ્રીની પ્રકૃતિમાં તો તે સુલભ હતું અને વિરોધી પક્ષો વચ્ચે સમાધાન કરાવવાની પણ હેમની યુક્તિ વિલક્ષણ હતી હેમની સાદાઈ પણ હેમના અન્યગુણોને શોભે તેવી હતી હાઇકોર્ટમાં સમસ્ત વકીલમંડળમાં ધોતીઉં પહેરી જનાર બે વકીલો જોવામાં આવતા હતા પ્રથમ, રા. ગોવર્ધનરામભાઈ અને દ્વિતીય રા. મનુભાઈ નાનાભાઈ જેઓ અદ્યાપિ એવા સાદા જ વેષમાં જાય છે સારાંશ, "Plain living and high thinking" સરલ જીવન અને ઉચ્ચ વિચાર–જે વાક્ય આપણા ઋષિમુનિના લક્ષનું ભાન કરાવે છે તે–સદ્ગતશ્રીના જીવનમાં પ્રતીત થતાં હતાં

આ પ્રકારે સદ્ગતશ્રીનું જીવન અને તેને અલંકૃત કરનાર મુખ્ય મુખ્ય સદ્ગુણરૂપી દિવ્ય પુષ્પોનું યથાશક્તિ ગ્રથન કરી તેના સુગન્ધથી મ્હેકતી માળા, વાચકવર્ગ તરફ ધરી આ લેખ સમાપ્ત કરૂં છું અંતમાં મ્હારે એટલું જ વિદિત કરવાનું છે કે જે પુણ્યભૂમિમાં એ દિવ્ય પુષ્પો ખીલ્યાં હતાં તે પુણ્યભૂમિ આપણા હાથમાંથી દુષ્ટ કાળે છીનવી લીધી, અને સદ્ગતશ્રીરૂપી અમૂલ્ય રત્ન આપણી પાસેથી ગયું એનો શોક કરવો–એ પુષ્પમાળાની સુગન્ધ લીધા પછી–અનુચિત છે, પરંતુ સદ્ગતશ્રીના જીવનનું યથાશક્તિ અનુકરણ કરવું અને હેમાંથી વહેતી સુધાનું યથામતિ પાન કરવું સર્વદા ઇષ્ટ અને ઉચિત છે જ પરમાત્માના અનુગ્રહથી હેમના જીવનની સુગન્ધ સર્વત્ર પ્રસરો અને તેથી પ્રાણીમાત્રનું કલ્યાણ થાઓ ! અસ્તુ !

મ્હેચરલાલ નટવરજી ત્રિવેદી.

---

## શ્રીગોવર્દ્ધન–ગુણ સ્તવન.

આ લેખને આરંભે મહાન પુરૂષ ગ્રંથકર્તા ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના સદ્ગુણનું સ્તવન કરી લેખકે ગજલ પોતાના ગ્રંથમાં સ્થળે સ્થળે લખી છે તે જ રાગમાં ગ્રંથકર્તાનું સ્તુતિ વર્ણન લખી શરૂઆત કરીશ

અચળ આકાશ ને પૃથ્વી, અચળ વક્તા કથા કથની,
અમર કીર્તિ, અમર આત્મા, અચળ સાનિધ્ય પરમાત્મા ૧
અવિચ્છિન્ન ગંગા ગિર ધારા, અવિચ્છિન્ન લેખ ગ્રંથકારા,
વિપુલ પૃથ્વી સમી બુદ્ધિ, અમિત વિદ્યાની સમૃદ્ધિ ૨
અગણ આકાશના તારા, અગણ ગુણવાન ગ્રંથકારા,
નિધિનો જેમ નહિ અંત, વિધિવત લેખનો ખંત ૩
વિમળ એ દૂધ સાગરનું, હૃદયે પૂર્ણ સાગરનું,
સ્વભાવિક સંપત્તિ ઉરે, વિદ્યા વૃદ્ધિ ઉર પૂરે ૪

ત્રિપાઠી નામના ભાવે, ત્રિગુણી વિદ્વત્તાનાને,
દીધો સુલેખને તરતો, જગત્ સમુદ્રમા ફરતો ૫
હરિ સુખ સપત્તિ આપે, અચળ કીર્તિ જગે સ્થાપે,
સફળ એની જ જીંદગાની, અમર નામે સ્વર્ગગામી ૬

પવિત્ર પુન્યશાળી ગ્રથકર્તા રા રા મરહુમ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી મહાવિદ્વાન અને બુદ્ધિશાળી હતા. એ બુદ્ધિ આધુનિક સુધારાની નહતી પણ પોતાના અત કરણની જ શુદ્ધતા હતી એમ તેમના ગ્રથથી લાગશે જ ઈશ્વર શુ છે? અને તેનું માહાત્મ્ય કેવુ છે? તેવિષે પણ જે વિચારોને તેમનુ પવિત્ર હૃદય માન્ય કરતુ હતું તે જ સુહૃદયના વિચારોનો ચિતાર તેમણે પોતાના ગ્રથોમા આપેલો છે પૂર્વકાળના કવિઓના ગ્રથોની પ્રખ્યાતી જેવી અચલિત રહી ગઈ છે તેવી પ્રખ્યાતી સાક્ષર શ્રી ત્રિપાઠીની સરસ્વતીચદ્ર પુસ્તકથી સર્વ સ્થળે અર્લોકીક થઈ છે અને ચિરકાળ સુધી એ પ્રખ્યાતી અવિચ્છિન્ન રહેશે મરહુમ ત્રિપાઠી જેવા નાગરનરરત્નોની વૃદ્ધિ થાય એ જ આશા ઇચ્છીશુ ગ્રથકર્તા આધુનિક સુધારાને માન આપવા સાથે મૂળ સુધારાને પણ પસદ કરતા હતા અને તેનો સુધારો પ્રથમ પોતપોતાના જ ઘરમા કર્યો હતો તેમજ મનને સુધારવાને પુસ્તકોદ્વારા યત્ન કર્યા છે એમ તેમના પુસ્તકોથી આપણને લાગશે જેવા ગ્રથકર્તા સદ્દગુણાકૃત હતા તેવુ જ તેમનુ કુટુબ નિરતર રહ્યો એમ આપણે ઇચ્છીશુ મા ક્ષર શ્રી ત્રિપાઠીના સદ્દગુણનોઝરો તેમના કુટુબમા નથી એમ આપણે કહી શકીશુ નહિ ગ્રથકારના લીલાવતી જીવનકળાના પુસ્તક ઉપરથી લાગશે કે સદ્દગુણનો શણગાર સ્વર્ગસ્થ લીલાવતી સપુર્ણ કેળવણી પામેલી હતી તેનો પુરાવો લિલાવતી જીવનકળાના ૧૧૨ મે પાને એકાનમા બેઠલી લીલાવતીએ નીચેનો શ્લોક ગાયો હતો તે સિદ્ધ છે

१ " तृष्णा छिन्धि भज क्षमा जहि मद पापे रतिं मा कृथा
सत्य ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनान् ।
मान्यान्मानय विद्विषोप्यनुनय प्रच्छादय स्वान् गुणान्
कीर्तिं पालय दु खिते कुरु दयामेतत्सता लक्षणम् " ॥

આ શ્લોકનો અર્થ રા ત્રિપાઠીએ આપેલો છે, જે ઘણો સમજવા જેવો છે તેની નિચે લખુ છુ

૧ તૃષ્ણાનો છેદ કર! ક્ષમાનુ સેવન કર! મદનો ત્યાગ કર! પાપ ઉપર પ્રીતિ ન કર! સત્ય બોલ! સાધુજનનો માર્ગ અનુસર! વિદ્વાનોનું સેવન કર! મા યજનને માન આપ! શત્રુઓનુ પણ સમાધાન કરીને! પોતાના ગુણોનુ પ્રચ્છાદન કર! કીર્તિનુ પાલન કર! અને દુ ખીપર દયા કર! કારણ આ સર્વ સજ્જનના લક્ષણ છે

આવા ઉચ્ચ વિચાર દુનિયામા પ્રકૃત થએલી સુધામા હોય એ કઇ થોડી વિદ્યા, ને થોડા સદ્દગુણ ગણી શકાશે નહિ તેમ જ મરહુમ ત્રિપાઠીના પત્ની પણ કેળવણી પામી સસ્કારી થએલા હતા તે ગ્રથકર્તાના ગ્રથમાના લેખથી જાણી શકીએ છીએ મૃગથી ઉત્પન્ન થએલી કસ્તુરી હમેશા સુગધ સુવાસિત હોય છે તેમ જ સ્વર્ગસ્થ લીલાવતીના સદ્દગુણો તેની જીવનકળામાથી સર્વને સુબોધ આપે છે ગ્રન્થકર્ત્તાથી લખાયલાં પુસ્તકો ઘણા ઉત્તમ વિષયના છે વિદ્વાન અને પ્રતિષ્ઠિત લેખકની ભાષામા દોષ હોવાનો સભવ ક્યાથી હોય? અને કોઈપણ પુરુષ હોય

શોધવા શક્તિવાન નહિ હોય તો હું એક અબળા તે મહાપુરુષના સબળ ગુણના વખાણ કરૂં તો કંઈ ખોટું નથી, તેમ જ આશ્ચર્ય જેવું નથી

૨ વિદ્વાન ત્રિપાઠીના ગ્રન્થો સર્વ કોઈને બોધક ને પ્રિય હોય તેમાં આશ્ચર્ય નથી લેખકની લખવાની અનકારી ભાષા તથા ઉત્તમ લેખ જેની સમજુતી મહા વિદ્વાન હોય તે જ સરળ અને સુગમ રીતે સમજી શકે, અને સુલભ અર્થ પણ તે જ સમજી શકે 'સરસ્વતીચન્દ્ર'ના ચાર ભાગ ઘણી વિદ્વત્તાથી લખાયલા છે તેમાં ત્રીજો ભાગ અને, ચોથો ભાગ ઘણા જ ઉચ્ચ વિચારવાળા, ઉત્તમ અધિકારી હૃદયથી લખાયલા છે વાચકવર્ગ યત્ન કરી સાર ગ્રહણ કરે તો એ પાછલા ભાગમાંથી બોધ લેવાનો ઘણો અવસર મળી શકશે અલ્પજ્ઞ વિનાવિચાર વાંચે તો તે સમજવું મુશ્કેલ છે જેમ સમજાશે તેમ કુમાર્ગ લઈ કદી સુમાર્ગ શોધી શકે એવો સંભવ છે

૩ સરળ ભાષા, શૃંગારરસ, આ સર્વ વાચકવર્ગને અતિ પ્રિયકર છે તેમ જ સંસાર વ્યવહારમાં તથા ઘર કામની વ્યવસ્થામાં ગુણસુંદરીએ જે કુશળતા વાપરી છે તે સ્ત્રીજાતિને માટે પણ શિક્ષણ પુરૂં પાડે છે તેથી 'સરસ્વતીચન્દ્ર'નું પુસ્તક સર્વ કોઈને પ્રિય થઈ પડયું છે સરસ્વતીચન્દ્રના પ્રથમ ભાગમાં રાજનીતિ રાજખટપટ, અને બુદ્ધિધનની સ્થિતિ તેમ જ બુદ્ધિધનનો ગૃહસંસાર અને મદવાડ તેમ જ સૌભાગ્યદેવીની સરળતા અને સદ્ગુણ આ સર્વ સંસારીઓને બોધક છે વિદ્યાચતુરની વિદ્વત્તા અને પત્નીપરનો સ્નેહ એ પણ વખાણવા જેવો છે ગુણસુન્દરી અને સૌભાગ્યદેવી જેવી સ્ત્રીઓ ઘણી થોડી હશે તોપણ હશે ખરી પણ સ્ત્રીની અનુમતિએ ચાલનાર સ્ત્રીને પરમદૈવત ગણી સર્વ ગૃહતંત્ર સ્ત્રીને સ્વાધીન કરી, વિશ્વાસથી વર્તનાર શુદ્ધ હૃદયના એહાવિન પુરૂષો નહિ જ હોય એમ લેખકે ધારી પોતાના પુસ્તકમાં ઉભય દંપતિ સરખા હોવાથી સંસારમાં કેવું સુખ અને સરળતા થાય છે તે દર્શાવી વાચકમાં ગુરૂરૂપે બોધ આપવા પ્રયાસ કર્યો છે વાચકવૃન્દ સુબોધી પુસ્તક વાંચી ગુણગ્રાહી થાય એ જ લેખકનો આશય છે એમ કહી શકાશે

૪ આર્યભૂમિમાં આર્યજનો ઘણા પછાત છે એવો અસંતોષ લેખકના અંતરમાં હોય એમ તેમના સ્થળોસ્થળના લેખથી સમજી શકાય છે 'સરસ્વતીચન્દ્ર'ના પુસ્તકમાં લેખકે નાયક નાયિકાને વારંવાર સંસારસ્થિતિ અનુભવાવી છે તેમાં પણ દેશોન્નતિનો વિષય ઘણે સ્થળે લખી વાચકને બોધનું સાધન આપ્યું છે

૫ સુખ તેમ જ દુઃખ એમ વારા ફરતી આ સંસારમાં ચક્રરૂપે ભ્રમણ કરે છે સંસાર સમુદ્રમાં દુઃખના વમળમાં પણ સુશિક્ષિત સ્ત્રી કેવી સરળ રીતે સંતોષથી રહે છે તે ગુણસુંદરીના ગૃહવ્યવહારથી જાણીશું તેમ જ અજ્ઞાન માણસથી વિદ્વાનને કેટલું સંકટ વેઠવું પડે છે તે સરસ્વતીચંદ્રને વિતેલા કષ્ટનું આખા પુસ્તકમાં વર્ણન છે તેવી સરળ રીતે સમજી શકાય છે વિદ્વાન માનવંત છે વિદ્વાને જ માન છે, અને તેના વિદ્યાબળે જ્યાં ત્યાં માન પામી દુઃખ નિવારણ કરે છે આખરે દુઃખથી અનુભવી થઈ ઈશ્વર ઉપરની આસ્થામાં દૃઢ થાય છે આ સર્વ ચિત્ર સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં લેખકે ચિતર્યું છે, જેમાંથી બોધ લઈ લેખની સ્તુતિ કરવાનું મળે છે ગ્રન્થકર્ત્તાએ કરુણારસ, ભક્તિરસ, શૃંગારરસ પ્રેમરસ, યોગ્ય સ્થળે યોગ્ય રીતે વિધિથી વર્ણેલો છે તેમ જ સંસ્કૃત ભાષા તથા ઇંગ્રેજી ભાષા પણ ઘણે સ્થળે લીધેલી છે, જે તેની વિદ્વત્તાને શોભાવી વાચ્ય વર્ગને રસ પડે છે

૬ સારી સ્ત્રીથી સારૂ પરીણામ, કુટીનથી ખોટુ પરીણામ આવે છે તે રાજબા અને સૌભાગ્ય દેવીનો મુકાબલો કરી ગ્રંથકારે યોગ્ય રીતે સ્પષ્ટ કરી આપ્યુ છે રાજ ખટપટ, સસાર વ્યવહાર દુનીયાદારીનો ચિતાર વિરે કરણઘેલો અને સરસ્વતીચદ્ર, આ બન્ને પુસ્તકોની સરખામણી કરીએ તો નાગર ગ્રહસ્થથી લખાયલા બન્ને પુસ્તકો સમાન ગણાશે તેમ જ શૃગાર રસના વિષયમા કવિ નમર્દાશકરની સાથે આ મહાપુરુષ ત્રિપાઠીની સરખામણી થઈ શકશે નમર્દાશકરના સ્મરતા પણ ત્રિપાઠીનો શૃગારરસ ઉચી પક્તિમા મુકી શકાશે. ત્રિપાઠીએ શૃગાર રસ મુક્યો છે ખરો, પણ તે સ્ત્રી અને પુરુષ ઉભય દપતિને અર્થે મુકેલો છે, જેથી યુવાન વૃદ્ધ કે બાળક જે બોધ લેવા ઇચ્છે તો લઈ શકશે સ્ત્રી વર્ગમા પણ જે કોઈ બુદ્ધિશાળી હશે તો સદ્‌બોધ લેશે. લેખકે કુમુદની પ્રીતિ સરસ્વતીચદ્ર ઉપર અવિચ્છિન્ન રખાવી છે અને તેનો વિવાહ અન્યસ્થળે થયા પછી આ પ્રીતિ કુમુદના પતિવ્રતને દોષિત કરે છે એમ અલ્પ વિચાર થાય ખરો પરતુ સરસ્વતીચદ્રના ચોથા ભાગમા ૨૩ પ્રકરણે અને ૩૭૮ થી તે ૪૦૦ પાનાસુધીના ચદ્રાવળી અને સરસ્વતીચદ્રના વાદ વિવાદમા આત્મજ્ઞાનની સમજુતીથી એ સદે હને દુર કરવાનો લેખકે માર્ગ લીધો છે અને તેપણ ઘણી વિદ્વત્તા ને વિસ્તારથી લીધો છે

૭ સરસ્વતીચદ્રના પેહેલા ભાગમા સાતમા પ્રકરણમા ૭૫ પાને અલકકીશોરી અને તેની સખીજનોના અતિ ઉન્માદ ભાષણથી તેઓનુ ઉચ્છૃખળપણુ દર્શાવી લેખકે ઉચ્છૃખળ સ્ત્રીનો ચિતાર આપ્યો છે એ જ પ્રકરણમા ૭૩ પાને કુમુદનો તેની નણદ સાથેના વાદવિવા દમા આપેલો દ્વિઅર્થી જવાબપણ વખાણપાત્ર છે, ને નીચે ટાકયો છે

અલક—બાળી કીયુ ફુલ લેશો?
કુમુદ—તમે આપશો તે

આમા ગૂઢાર્થી કુમુદની પરાધિનતા લેખકે દર્શાવી છે ગૂઢાર્થ સહિત સર્વને પ્રિય અને બોધક ભાષા લેખકના પુસ્તકમા સ્થળે સ્થળે છે એ જ પ્રકરણમા ૭૬ પાને નિરાશ થએલી પ્રેમી કુમુદનું પોતાના માનિતા સરસ્વતીચદ્ર તરફ મન કેવુ છે તે ચિત્ર નીચેની કવિતામા છે

વનલીલા— આશાભગ થઈ ભામિની
અને સ્તુતિ કરે સ્વામિની

કુમુદ— ગયો ચન્દ્ર ક્ષિતિજ તજી ક્યાય ?
પડ્યુ તિમિરે કુમુદ ભીચાય
ગુજ્યુ ભ્રમર તને શાથી આવું ?
કેમ કમળ તજી દઈ જવાયુ રે ?

આવી ગુઢાર્થ કવિતા લેખકે ઘણે સ્થળે લીધી છે અને વાચકવર્ગનુ મન આકર્ષ્યુ છે વાચકવર્ગ ગ્રથકર્તા ત્રિપાઠીની બુદ્ધિને ધન્યવાદ આપ્યા વિના રહેશે નહિ અલકારી કવિતા અ લકારી લેખ એવી એની મધુરતાથી લેખકનું પુસ્તક ઘણુ લોકપ્રિય નીવડે એમા આશ્ચર્ય શુ? સરસ્વતીચદ્રના પ્રથમ ભાગમા નવમે પ્રકરણે ૯૭ પાને અલકકીશોરીને લેખકે ચડિકાની ઉ પમા આપી છે, તેથી ઉલટુ પ્રકરણ ૧૧ પાને ૧૧૮ રૂપાળી અને દુષ્ટરાયની વાતચિતનુ ચિ ત્ર છે સ્ત્રી વ્યભિચારી હોવાથી દુઃખી પતિનો દોષ કે દોષથી દુઃખ એ દુઃખી સ્ત્રીને બાધ કરતો નથી સ્વામી સ્ત્રીને છેતરે છે, સ્ત્રી સ્વામીને છેતરે છે, આખરે પાપનો ક્ષય થાય છે,

દુનીયાનો તીરસ્કાર પામે છે, દુખ ભોગવે છે આ સર્વ દુનીયાના અનુભવસિદ્ધ લેખકનો લેખ છે દુર્ગુણી પતિ સદ્‌ગુણી સ્ત્રી (પોતાના વ્યભીચારી અભણ પતિ) એવા જોડાથી ઉભય દંપતિના દિવસો કેવા જાય છે, સદ્‌ગુણનો ઉપયોગ કેવો છે, દુર્ગુણ શુ કરે છે, આ સર્વ ચિત્ર સરસ્વતીચન્દ્રના પ્રથમ ભાગને પાને ૨૬૫ થી તે ૨૭૨ પાન સુધી ૧૭ પ્રકરણે છે આવુ કંઈ સૃષ્ટિમા ઘણે સ્થળે લેખકે જોયુ હોય એમ તેમના લેખથી સિદ્ધ થાય છે અને એવી પ્રકૃતીના મનુષ્યને સબોધવાને આશયે જ લેખકે પોતાના ગ્રન્થમા આ વિષયો લીધા હોય એમ લાગે છે

૮ સરસ્વતીચંદ્રના બીજા ભાગમા પ્રકરણ ૩ પાનુ ૨૨ થી તે ૨૪ સુધીમા અંધેદાર (વાણીયો) અને સરસ્વતીચન્દ્રની વાતચિતથી સ્વાર્થી માણસની નિર્દયતા અને સદ્‌ગુણીનો વિશ્વાસ આ ચિત્ર દયાજનક છે

૯ સરસ્વતીચન્દ્રના ત્રીજા ભાગથી સ્પષ્ટ માલમ પડે છે કે લેખકની વૃત્તિ ઈશ્વરભક્તિમા લીન થવાથી સૃષ્ટિ એક સ્વપ્નવત્ છે એમ લેખકનુ હૃદય માનતુ હોય એમ તેઓને માટે કહી શકીશુ લેખકની વૃત્તિ ઈશ્વિરસ્મરણની હોઈને ત્રીજો અને ચોથો ભાગ ભક્તિરસથી ભરપુર છે ત્રીજા ભાગના (પ્રકરણ ૧ પાનુ ૪) જોગીના સમૂહમા જોગીઓએ સરસ્વતીચન્દ્રને કહ્યુ છે તે નીચે ટાકીશુ

મોહનપુરી—કેમ ભાઈ તમે બરાબર જાગૃત થયા? તમારે શરીરે સુખ છે?

સરસ્વતીચન્દ્ર—તમે સહુ કોણ છો? આ કીયુ સ્થાન છે? અહિં કોનુ રાજ્ય છે? હું અહિં શી રીતે આવ્યો? આ સ્વપ્ન છે કે જાગૃત છે?

મોહનપુરી—ભાઈ આત્માનુ સ્વપ્ન છે પણ માયાનુ જાગ્રત છે તું તો આવ્યો પણ નથી ને ગયો પણ નથી

૧૦ લેખકના આ શબ્દો આત્મજ્ઞાનને પુષ્ટિ આપનાર નથી? આવી વિલક્ષણ બુદ્ધિના લેખ લખનાર વિદ્વાન ત્રિપાઠી જેવા મહા પુરુષો ઘણા થોડા હશે લેખક એક સમયે શૃંગારી, સસારી, અને ચાલતા યુગની વૃત્તિ ધરાવનાર માલમ પડે છે, તો બીજી તરફ ચોથા અને ત્રીજા ભાગના લેખમા મહાયોગી, તપસ્વી આત્મજ્ઞાની બુદ્ધિના મહાપુરુષ માલમ પડે છે આ લેખકની સમયાનુસાર બુદ્ધિ અને વૃત્તિનો ભાસ આપે છે

૧૧ ચોથા ભાગમા રાજપ્રકરણ છે તે જ રીતિએ રાજકારભાર ચાલે તો રૈયત ઘણો લાભ મેળવે આ રાજવ્યવસ્થાનુ ચિત્ર વખાણવા લાયક છે તેમ જ મલ્લરાજની વિધવા પત્નીનો પતિવ્રત ધર્મ લેખકે વર્ણવ્યો છે તે ચિત્ર પણ પવિત્ર છે સપૂર્ણ જ્ઞાન પામેલી કુસુમની નિર્મળ વૃત્તિ સસારની દુ ખજનક સ્થિતિમા નહિ ફસાવવુ એવી બુદ્ધિ પણ ઉત્તમ છે એ એક ઉંચી કેળવણીનુ મહાત્મ્ય વધારનારો લેખ છે સરસ્વતીચદ્રના ચોથા ભાગમા ૭ પ્રકરણે ૧૭૯ પાનેથી તે ૧૯૫ પાના સુધીના કુસુમના વિચાર કેવા ઉત્તમ આલેખેલા છે? તેમ જ પ્રકરણ ૮ પાને ૧૯૮ થી તે ૨૦૦ સુધી ગુણસુંદરીની નિર્બળતા અને કુસુમ માટેના વિચાર તે આખરે "સ્ત્રી તે સ્ત્રી" આ જ ચિત્ર આપે છે પ્રકરણ ૧૯ વિવાહ વિધિ માટે આખુ બોધક છે

સપૂર્ણ વિદ્યા પામેલી સ્ત્રી કુસુદની માફક એકાત સ્થિતિમા પણ સાવધ, પવિત્ર સ્વધર્મે રહી સસારમા સુલભ પથે ચાલી સાધુતાને પામે છે આ એક સપૂર્ણ કેળવણીનો જ મહિમા છે, જેથી સ્ત્રીઓએ સપૂર્ણ કેળવણી મેળવવી જરૂરની છે એમ લેખકના ગ્રન્થથી સમજી શકીશુ સરસ્વ
ા ... ભાગે ભાગ તેમ જ સ્ત્રી ... શ્રવણકળામા લેખકે પોતાના સદ્‌વિચાર દર્શાવ્યા છે તે

અખુટ અને વિસ્તારથી છે લીલાવતી-જીવનકળામાંથી સ્ત્રીઓને તેમ જ ઉછરતી બાળકીઓને સુબોધ લેવાનો છે પેહેલાથી તે છેવા સુધી રસીક વાત, સમયાનુસાર વિષય, અલંકારી પદ્ય, અને ગદ્ય, એ લખતા લેખકને જે શ્રમ વેઠવો પડ્યો હશે તે જેમ અવર્ણનીય છે તેમ જ લેખકના લેખના વખાણ પણ નહિ વર્ણી શકાય તેવા છે એવા મહા પુરુષના લેખને વિષે એક સ્ત્રી જાતિ તે પોતાનો મત શું આપી શકે ? છેવટે એ જ આશા રાખી ઇશ્વિરપ્રાર્થના કરૂ છુ કે સર્વને બોધ આપનાર ગુરૂ, સર્વનું શુભ ઇચ્છનાર સુજન, સર્વને સરળ પથે દોરનાર પથી, બુદ્ધિમાં વૃદ્ધિ કરનાર ઇષ્ટ ગુરૂ, જગત્ બંધુઓની સેવા કરનાર પરમાર્થી વિદ્વાન્, મહાન્ પુરુષ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પવિત્ર આત્માને પ્રભુ અહોનિશ શાંતિ આપો અને તેમના અમર નામની આ જગત્મા હમેશા કીર્તિ વાધો. અસ્તુ ! અસ્તુ ! અસ્તુ !

તા ૧૦-૭-૧૯૦૭ — લી. અ. સૌ. હરિસુખગૌરી,
બોટાદ, તાબે ભાવનગર — વામનરામ કપિલરામની સ્ત્રી.

---

સોરઠા

શુથી ગરવા ગ્રન્થ ગિરા દીપાવી ગુર્જરી,
પાળ્યો મનસુખપથ, ગુરુ ગોવર્ધનરામ તે ૧
અદ્વિતીય ચરિત્ર, અનુકરણીય જણાય છે,
સૌના એ સન્મિત્ર, જહા જગત્ ઋણુ થયુ ૨
રચી "સરસ્વતીચન્દ્ર," અપૂર્વ તુ જ પ્રકાશતો,
નવીન ઉગાડ્યો ચન્દ્ર, યાવચ્ચન્દ્રદિવાકરૌ ૩
ધન્ય માત ને તાત, ધન્ય દેશ ને ગામને,
રહેશે ઉજ્જ્વલ વાત, યાવચ્ચન્દ્રદિવાકરૌ ૪
પ્રેમે કરી પ્રણામ, આનંદે ઉરથી કહુ,
અક્ષય પામો ધામ, યાવચ્ચન્દ્રદિવાકરૌ ૫

૩-૩-૦૭ સિહોર } (દેવશંકર વૈકુંઠજી ભટ્ટ.)

---

## સંસારી સાધુ ગોવર્દ્ધનરામનો જીવનસાર

તથા

### વિયોગીને બોધ.

"विश्व दर्पणदृश्यमाननगरीतुल्य निजान्तगतम्
य साक्षात् कुरुते प्रबोधसमये स्वात्मानमेवाद्वयम् ॥"
"मन एव मनुष्याणा कारण बन्धमोक्षयो ॥"
"क्षमा शीलस्य भूषणम् ॥"

"We live in deeds, not years, in thoughts, not breaths
He most lives who thinks most, feels the noblest, acts the bes
"Consult duty, not events"
"Duties are ours, events are God's"
"Earth is a fact but heaven, heaven is truth."

तृष्णा छिन्धि भज क्षमा जहि मद पापे रतिं मा कृथा
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनान्।
मान्यान् मानय विद्विषोप्यनुनय प्रच्छादय स्वान् गुणान्
कीर्तिं पालय दु:खिते कुरु दयामेतत् सतां लक्षणम् ॥

वियोगी— થયા ન થયા થશે કે નહી?–ભ્રમિત ભ્રમતુ હૃદય ક્યાંઈ?
પડેલો પિંજરે શુક, છટકી આજે ગયો મૂક,
ગયો મૂક! નહી મૂક! કૃતિ તુજ તોડતી મોન
ગયો આજે ગુરૂ તાત, દુ:ખી સઉ ગુર્જરો ભ્રાત,
દુ:ખી દારા, દુ:ખી ભગિની, દુ:ખી સુત, ભ્રાત, બે પુત્રી,
દુ:ખી સબંધીઓ સ્નેહી, વિના તુજ આકૃતિ જોઇ
અમલ કીર્તિ અચલ પદવી, મુકીને શું ગયા ચાલી?
તપે ચૂડામણિ નભમા, તપે તુજ વાણી આ જગમા
સ્મરૂ સદ્ગુણ શા ત્હાગ? મધુવાણી વડે ધારા
શિશું વયમા ચપળતા અતિ, કુચેષ્ટાપ્રિય બનતો નહી
સ્મરણશક્તિ બલિષ્ઠ હતી, વડીલ સઉને રુચે ઉક્તિ
જનમથી મદ બોલીમા, ભણવુ એકાન્ત ખોલીમા[1]
વિપત્તિ ના પડી એક, યુવા વયમા ગ્રહ્યો ટેક
**"પરાધીનતા ખરે ભુડી, નહી સ્વાતન્ત્ર્યની જોડી."**
વડીલ મનસુખ[2] મન દેખી, કર્યો અભ્યાસ ચિત્ત રાખી,
પદવી બી એ તણી લીધી, શિખો મનસુખ દ્રઢ કીધી
થઇ નોકરી ન તે નો કરી, બન્યા દિવાનના મન્ત્રી
કરમ બાંધી ગ્રિજ સાધી, નિષ્ફળતાએ ઉલટ બોધી
પરીક્ષા એલ એલ બી ની, થતા પાસ થયા માની
**સામળ**[3] ઉપકાર નવ ભુલી, મનસ્સંકલ્પ દીધો ખોલી,
થયો જે સ્નેહ **નગરભાવે,**[4] ચઢ્યો રજ ના વિયોગે,
રહ્યા મુંબાપુરી જ્યારે, ન અહંકારી થયા ત્યારે,
પરિચિત ભાઇઓ દ્વારે, જતા મળવા જ અવકાશે
કરી વકીલાત ધર્મે રહી, પ્રમાણિકતા રહ્યો ગ્રાહી

૧ ઓરડી ૨ મન સુખરામ ૩ સામળદાસ ૪ ભાવનગર

કુટુમ્બીને સુખે રાખ્યા, પિતા માતાને સતોષ્યા
પિતાના ઋણને કાપી, પિતા માતા રહ્યા રાચી
કરી વકીલાત વર્ષ પદર, મળ્યુ તેમા નિભાવ્યુ ઘર,
રૂડી રીતે ધરી પ્રીતે, રહેતા સઉ પ્રસન્નચિત્તે
રચાયો ગ્રથ થયો આનદ, પ્રથમ પક્તિ સરસ્વતીચદ્ર
ગયો ચદ્ર થયો અસ્ત, ગુર્જરગિરા નવીનચદ્ર,
વિરલ જોડી ભવે થોડી, કુમુદ કુસુમની જોડી,
વિચારો તાહરા સર્વે, સરસ્વતીપાત્રમા દિસે
થઈ વાનપ્રસ્થ સ્વદેશે જઈ, રમ્યો તત્વજ્ઞાનમા મોહી
કર્યાં સિદ્ધાન્ત સઉ પાળ્યા, કદાપિ પેર ન ડુભાવ્યા,
કળેથી તેમને રીઝવ્યા, વચન જુઠા નહી ભાખ્યા
સુલાકાતે જનો આવે, સરસ્વતીમય સઉ ભાને,
ભરી મેડી જ ગ્રથોની, 'બહુપતિવાળી'[1] હરખાતી,
અહીં પુસ્તક તહીં પુસ્તક! જરે જર સ્થાનમા પુસ્તક!
કા હાનિ સમયચ્યુતિ, કસોટી ત્હેં ખરી કીધી
હજારોને સલાહ આપો, મનોવ્યાધિ સુલભ કાપો
થયો તુજ ગ્રથ આધાર, સુધાર્યો અનેક સસાર
પુરુષ સાધુ છબી નીરખી, દીલે રહી ગુર્જરી હરખી,
હરખ તેતો થયો નષ્ટ, જતા દીધુ ખરૂ કષ્ટ
કૃતિ ત્હારી નથી થાવી, ગુણાકૃતિ કહીં નથી જોવી!
રહ્યુ એ ભાગ્ય ભોગવવુ, સદા જોવુ, સદા રોવુ
आत्मा ન ભુલાતુ તુ ભુલી દે! વિધિનુ ધાર્યું વેઠી લે!
છુટે ના તે નિભાવી લે! પડ્યુ પાનુ સુધારી લે!
वियोगी રૂએ તુજ ભ્રાત રૂએ વ્હાલી, હૃદય વાતુ નથી ખાલી
आत्मा અયિ ઉદાર ઓ વ્હાલી! સખા! વ્હાલા! ખરા ભાઈ!
અમીની આખ મીચેને! જનારાને જવાદો ને!
ગણી સબધને તુટયો, ગણી સબધને જુઠો,
કૃતઘ્નીને વિસારોને! જનારાને જવાદો ને!
મુકી દો શોધવો મુને, મુકી દો શોચવો મુને!
હવે પાછો નહી આવુ! મુકયુ પાછુ નહી મ્હારૂં!
રહ્યું તે ચે તજી દેવુ-શુ છે સસારમા લેવું?

૧ સરસ્વતી

રા ગોવર્દ્ધનરામે ટુંકા જીવનમા અનેક વિષયો પર અનેક પુસ્તકો વાચ્યા હતા અને કેટલાક મોટા ગ્રન્થો અને ઘણા નાના નાના લેખ લખ્યા છે વ્યવસાયી ધંધા ઉપરાતનો તમામ વખત વાચન-લેખનમા તેઓ ગાળતા ઉદ્યમમાથી મુક્ત થયા પછીનો તો સર્વ કાળ અભ્યાસમા જ જતો એ અભ્યાસનુ ફળ વાચક વર્ગને મળવાનો પ્રસગ આવ્યા નહિ અને તે પહેલા જ તેમનો કાળ થયો એ થોડા શોકની વાત નથી

પરતુ અભ્યાસમા એકલો કાળ વ્યતીત કરવો એટલેથી પર્યાપ્તિ થતી નથી દરેક વિષય અને દરેક પુસ્તક એવા લક્ષથી વાચવુ કે તેની છાપ આપણા મન પર સતત રહે સો અસો પુસ્તક એક પછી એક વાચવા એનુ નામ અભ્યાસ નથી રા ગોવર્ધરામનો અભ્યાસ એક ખરા અભ્યાસી અથવા 'scholar' નો હતો દરેક વિષયનો અંદર ઉતરી પરિપૂર્ણ અભ્યાસ કરવો એ એમનુ ખાસ લક્ષણ આ લખનારને જણાયુ છે કોલેજમા ચાલતા પુસ્તકોથી માડીને જે જે પુસ્તકો તેમના વાચવામા આવ્યા હશે તેના સસ્કાર, તે પરથી કરેલા મનન અને તેથી થએલો માનસિક વિકાસ એમના લખાણોમા પગલે પગલે જડે છે કોલેજમા ચાલતી ટેક્સ્ટ બુકો તો કોલેજના સર્વ વિદ્યાર્થીઓ વાચે છે અને બારીકીથી પણ વાચે છે, તથાપિ તેની છાપ, તેના કાયમના સસ્કાર, કેટલા થોડાને રહે છે? એટલી મુખ્ય રીતે ખાસ પરીક્ષા માટે વાચેલા પુસ્તકોની છાપ ભૂસાઇ, નહિ—જેવી થાય તો સામાન્ય વાચન તરીકે વાચેલા પુસ્તકોનુ તો પૂછવુ જ શુ? એક કાને સાભળી બીજે કાને કાઢી નાખેલી વાત સરખુ એ વાચન છે એવી રીતે વાચનારને રા ગોવર્દ્ધનરામના અભ્યાસનુ દૃષ્ટાત અનુકરણીય છે કોઇ પણ વાચન નિરર્થક ન જતા તેમના મન પર ઝાઇને કાંઇ છાપ રાખતુ જ ગયુ છે અને તે સાથે ફળરૂપ મગજમા તેથી નવનવા વિચાર અને સૂચન સ્ફુરેલા છે એ બુદ્ધિશાળી નરનો આવો અભ્યાસ તથા જનસમાજના લાભ માટે કરેલો તેનો ઉપયોગ એ એમના શ્રેષ્ઠ અને આકર્ષક ગુણો આ લખનારને હમેશ લાગ્યા છે અનેક પુસ્તકો વાચી યોગ્ય સ્થળે તેનો સસ્કારી ઉપયોગ થએલો જોઇ એમના લેખ વાચનારનુ ચિત્ત પ્રસન્ન થાય છે સર્વ જાતના પુસ્તકોમા સસ્કૃત પુસ્તકોના સસ્કાર વિશેષ જોવામા આવે છે સસ્કૃત ભાષાનુ વાચન તેમનુ જેટલુ ઉડુ તેટલુ જ વિશાળ હતુ સસ્કૃત ભાષા કોલેજમા ભણનાર માત્ર પરીક્ષા પાસ કરી એટલે શીખ્યાનુ સાર્થક્ય થયુ માને છે તેમને રા ગોવર્દ્ધનરામના એ ભાષાના અભ્યાસ તરફ દૃષ્ટિ કરવા વિનતિ છે સસ્કૃત જ નહિ પણ પ્રત્યેક વિષય કોલેજના અભ્યાસક્રમમા માત્ર બીજરૂપે—માર્ગ સૂચક શ્રેણી તરીકે શીખવવામા આવે છે, તે પછી તેમાના તમામનો જીવનપર્યંત યથાનુકૂલ અભ્યાસ વધારવાનો ઉદ્દેશ છે એ રા ગોવર્દ્ધનરામે પોતાના જીવન અને અભ્યાસથી દર્શાવી આપ્યુ છે એ દૃષ્ટાત અને તેના ગુરુત્વ વર્તમાન અને ભવિષ્યના વિદ્યાર્થીઓને આકર્ષક બની તે માર્ગ પ્રેરે તો દેશોદયનો માર્ગ ખુલશે

ગુજરાતમા ચારે તરફ નજર કરતા હલેના જમાનામા રા ગોવર્દ્ધનરામ સરખી વિદ્વત્તા સપાદન કરે તેવા ટાન તો ભાગ્યેજ નજરે પડતા નથી તેમના સમકાલીન તથા પ્રથમ થઇ ગએલા વિદ્વાનો છે પણ આજ કાલ ઉડો અભ્યાસ એ જુવાન પુરુષોને રૂચતો હોય એમ જણાતુ નથી પ્રતિવર્ષ અસખ્ય ગ્રેજ્યુએટો યુનીવર્સીટીમાથી બહાર પડે છે પણ તેમના અભ્યાસનુ ઉડાપણુ જોવા જઇશુ તો હજુ માલમ પડશે વિશાળતા કે ઉડાણ બેમાથી એક જોઇએ તેટલા પ્રમાણમા હોતુ નથી એ સામાન્ય ફરીઆદ છે તેનુ કારણ ગમે તે હશે પણ વાસ્તવિક આ સ્થિતિ ગુર્જર ગ્રેજ્યુએટોની છે જ્ઞાન કાઇ પરિમિત પ્રમાણની વસ્તુ નથી

કે વિસ્તારમા ફેલાયાથી ઉડાણમા ઘટે સૌ ગ્રેજ્યુએટોને અદને પ્રતિવષ ગણુસે ચારસે થા માટે તેઓ ઓછા ઉંડા અભ્યાસી હોવાનુ કાઇ કારણુ નથી એ બને બાબતો પરસ્પર ગબ હોય તેવી જણાતી નથી કદાપિ જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનોની સરલતા થવાથી અતિઉગ્રશ્રમ સાધ્ય અભ્યાસની ટેવ પહેલેથી વિદ્યાર્થીઓને પડતી નથી અને જ્ઞાનપ્રાપ્તિ નહી પણ પરીક્ષ એ લક્ષ્ય થઇ ગયુ છે એવી વસ્તુસ્થિતિ હોય ત્યારે પરિપૂર્ણ ખતથી, અભ્યાસ ખાતર અભ્યાસ ન થઇ શકે ગમે તેમ હો, પરતુ રા ગોવર્દ્ધરામ સરખા અભ્યાસકનુ પ્રશસની દષ્ટાત સર્વ અભ્યાસીઓને ઉપયોગી છે એ નિર્વિવાદ છે કૉલેજ છોડ્યા પછી પણ રા દિવસ અનેક મહાન વિષયોનુ સપૂર્ણ અધ્યયન કરવુ એ એમના જીવનનુ મહાન કર્તવ્ય હ થોડા કાળ પૂર્વે જ તેમણે કહ્યુ હતુ કે "એમ લાગે છે કે પ્રવૃત્તિ મૂકી દીધી ન હોત જે કાઇ સરસ્વતીચદ્રના પાછલા ભાગોમા લખાયુ છે તે બની શકત નહીં" આટલા અ ગમયમા એમનુ આયુષ્ય પુરૂ થયુ ત્યારે તો એમનુ કહેલુ સત્ય જ પણ્યુ છે જેટલો પ શ્રમ અને અભ્યાસ સરસ્વતીચદ્રના પાછના ભાગો પાછળ એમણે કર્યો હતો તેમાનો પ્રવૃ સાથે આજ થોડો ભાગ જ થયો હોત અને એ અભ્યાસને પરિણામે લખાએલી કૃતિ તો અસ્તિત્વમા આવી હોત કે નહિ એ સશયપડતુ લાગે છે નિવૃત્તિમા અલ્પ આયુ અન્યુ ને પ્રવૃત્તિમા એથી પણ અલ્પ થાત અને ગુજરાતી ભાષા કેટલે અંધે દરજ્જે દીન રહે એ ખ્યાલ આવી શકતો નથી ઈશ્વરની ઇચ્છા બળવાન છે એઓને જે બુદ્ધિ સુઝી તે યો જ હતી, અને તેઓ પાછળ ગુર્જરીગિરા માટે ચિરકાળનો વારસો મૂકી ગયા છે તે અનુપ છે રા ગોવર્દ્ધનરામ અભ્યાસ કરતા તે સ્વાર્થ ખાતર નહિ પણ તેનો લાભ જનમડળ આપવા ખાતર પણ કરતા આપણા દેશમા કઇક સાધુ સન્યાસીઓ વેદ, વેદા ત, યોગ આ અનેક શાસ્ત્રોનુ અધ્યયન સમસ્ત જીવન પર્યંત કરનારા છે પણ તેઓ જાતે જ્ઞાન પ્રાપ્ત કર બેસી રહે છે જગત્‌ને તેનો ફાયદો નહીં જેટલો મળે છે અભ્યાસ કરી જ્ઞાન સપાદન કર તે જ્ઞાનને સ્વબુદ્ધિના યોગે પોતાનામા ધારણ કરી સસ્કારી મન કરવુ અને એ સસ્કારી માનસિ બળના પરિણામે કાઇક નવીન સૃષ્ટિ ઉત્પન્ન કરવી—એ રીતે એ અભ્યાસનો લાભ અન્યજનોને આપવાનો છે એવો અભ્યાસ, એવો બુદ્ધિપ્રભાવ, એવા સસ્કાર અને માનસિક બળ પ્રાપ્ત કરવા સ્વર્ગસ્થ ગ ગોવર્દ્ધનરામ ભાગ્યશાળી થયા હતા અને તેનો લાભ આપણને પણ તેમણે આપ્યો છે તેમનુ જીવન અતિસરલ, શુદ્ધ, સાદુ અને સ્વચ્છ હતુ એક ખરા અભ્યાસકને ઘટતી સર્વ નમ્રતા, સાદાઈ અને સત્યપ્રીતિ તેમનામા હતી ધધામાં પ્રતિષ્ઠા, સ્વદેશીઓમા માન અને લોકપ્રીતિ એ સર્વની પરિસીમાએ પહોચ્યા છતા કેવળ અહકારશૂન્ય પોતે છતા નાના મોટા સર્વ સાથે એકસરખા ભાવથી વર્તતા એમનુ આવુ ઉચ્ચ આદર્શમય જીવન સર્વ ગુર્જર બધુઓને અનુકરણીય બનો અને તેમને પગલે કિંચિત્ માત્ર ચાલવાનો પ્રયાસ તેઓ કરશે તો તેમના જીવનનો માર્ગ સરલ થઈ જીવનમા સફલતા કાઇક અશે પ્રાપ્ત કરી શકાશે

સૌ. વિદ્યા.

સૌ. શારદા.



ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, બી. એ.

રવીવાર તા ૧ લી સપ્ટેમ્બર ઇ સ ૧૮૭૮

# *સ્વર્ગસ્થ ગોવર્ધનરામ સબન્ધી મ્હારો અનુભવ

સ્વર્ગસ્થ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના સહવાસમા અનેક ગૃહસ્થો આવ્યા હતા તે સખ્યામા મ્હારી પણ ગણના હોવાથી અને તે ગૃહસ્થને મ્હે અનેક રીતે સન્માનપાત્ર ગણેલા હોવાથી પ્રોફેસર આનંદશંકર ધ્રુવે મ્હને તેમને વિશે મ્હારો અનુભવ લખવાની આજ્ઞા કરી, તે આજ્ઞાનુસાર તે મહાન્ ગૃહસ્થ વિશે હુ અલ્પમતિ મ્હારો અનુભવ લખુ છુ તે એક પ્રકારનુ સાહસ કરૂ છુ! પરન્તુ ગમે તેવા મહાન્ નર વિશે ગમે તેવા અલ્પજનને પણ અભિપ્રાય બાધવાની અને તે દર્શાવવાની સ્વતન્ત્રતા છે તો આ મ્હારો સાહસ ક્ષમાપાત્ર ગણાશે ખાસ કરીને એટલા માટે કે આ લેખની ઉત્પત્તિ માત્ર મ્હારી સ્વતન્ત્ર ઇચ્છાથી નથી પરન્તુ પ્રો આનન્દશંકરની આજ્ઞાથી છે

સ્વર્ગસ્થ ગોવર્ધનરામને મ્હેં પ્રથમ ઈ સ ૧૮૭૫ મા મુબઈમા જોયા તે વર્ષની આખરે હાલના મહારાજા એડ્વર્ડ-પ્રિન્સ ઑફ્ વેલ્સ તરીકે-મુબાઈમા પધાર્યા હતા અને તેને સબધે જે મહાન્ રાજા રજવાડા અને ગૃહસ્થોને સરકાર તરફથી નિમત્રણ થયા હતા તેમા મ્હારા સ્વર્ગસ્થ પિતા ભોળાનાથ સારાભાઇ હતા મુબાઈ ઇલાકાના દક્ષિણ વિભાગના સરદારોના ત્રણ વર્ગ છે તેમા બીજા વર્ગના સરદારમા મ્હારા પિતાની ગણના હોવાથી આ નિમત્રણ તેમને થયુ હતુ અને તેને લીધે તેઓ તે પ્રસગે મુબાઈ ગયા હતા અને હુ એક બાળક તરીકે જ તેમની સાથે હતો ગોવર્ધનરામનુ પ્રથમ દર્શન એક તુરતના પાસ થએલા બી એ અને વિદ્યાર્થી તરીકે થયુ પરતુ તે પ્રથમ દર્શન વખતે જ મ્હને તેમની મુખમુદ્રા જોઈ કાઇક આશ્ચર્ય લાગ્યુ હતું. કારણ કે તેમને મ્હે હિંદુ નાગર બ્રાહ્મણ તરીકે ઓળખતા છતા બીજા નાગર બ્રાહ્મણો કરતા એમનો ચ્હેરો મ્હને જૂદો જ લાગ્યો તે વખતે તેમણે રોમરાનુ માથે શત્રુત્વ બાધ્યુ હતુ અને આખે માથે વાળ અને દાઢી રાખ્યા હતાં તેથી મ્હને તેમના દર્શનથી આશ્ચર્ય લાગ્યુ હતું તે વખતે તેમનુ વય વીસ વર્ષનુ હતુ ઘણો અભ્યાસ અને પિતાના વેપારમા ખોટ જવાથી તથા તેમના પ્રથમ પત્ની વિદેહ થવાથી તેમના ચિત્તને ઘણી માઠી અસર થઇ હતી અને તેથી તેમને માથામા દરદ એટલુ થયુ હતું કે માથા ઉપર કે મુખ ઉપર અસ્ત્રાનો સ્પર્શ થઇ શકતો નહોતો અને તે જ કારણથી તેમને રોમરાનુ સાથે શત્રુત્વ થયુ હતું બાકી, જે ગોવર્ધનરામને હજારો રૂપીયાનુ નુકસાન તેમના પિતાની પેઢી ભાગવાથી થયુ હતુ અને તેને આ જે લોકોએ તેમને નુકસાનમા જાણે અજાણ્યે ઉતાર્યા હતા તેમની સાથે દાણભર પણ શત્રુતા ન કરીને પોતાની અપૂર્વ ઉદારતા બતાવી હતી તે ગોવર્ધનરામ એક હજામ જેવા નિર્જીવ—પણ ભયકર-કારીગીર સાથે શત્રુતા કરે એ અશક્ય વાત છે

આ પ્રસગે ગોવર્ધનરામ મ્હારા સ્વર્ગસ્થ બન્ધુ ભીમરાવના સમકાલીન વિદ્યાર્થી તરીકે મ્હારા પિતાના સહવાસમા આવ્યા તેઓ બન્ને એલફિન્સ્ટન કૉલેજમા ઈ સ ૧૮૭૨ થી ૧૮૭૪ સુધી સહાધ્યાયી હતા અને મુબાઈમા એક જ ચાલીમા રહેતા હતા અને ગોવર્ધનરામના મુરબ્બી રા. રા મનઃસુખરામ સૂર્યરામ તથા મ્હારા પિતાને મિત્રતા હોવાથી ગોવર્ધનરામ ભીમરાવ વચ્ચે ઘણી સારી મિત્રતા થઈ, તે એટલે સુધી કે ગોવર્ધનરામની પ્રથમ પત્નીના મરણ પછી ભીમરાવ પોતાની જ્યેષ્ઠ પુત્રીનો તેમની સાથે વિવાહસબન્ધ કરે છે એવી અફવા તે અરસામાં ન્યાતમા અને સબન્ધીમાં ચાલી રહી હતી એ અફવા તો ખોટી

*વસન્ત ચૈત્ર સવત્ ૧૯૬૩

પછી પરંતુ એ મિત્રતા દિનપ્રતિદિન ઘણી ગાઢ થઇ ગઇ અને ગોવર્ધનરામ મરણ પર્યંત અમારા આખા કુટુમ્બના મિત્ર તરીકે વર્ત્યા અને તેથી જ તેમની સ્વભાવમુદ્રા, અભિપ્રાય વગેરેનું અવલોકન કરવાને મને અનેક પ્રસંગો મળ્યા કારણ કે ઇ. સ. ૧૮૭૫ થી આજ સુધી એવું એક પણ વર્ષ ગયું નહિ હોય કે જે વર્ષમાં મ્હને ગોવર્ધનરામ સાથે મેળાપ થયો ન હોય મ્હેં તેમનું પ્રથમ દર્શન કર્યું તે વખતે હું માત્ર દસ અગીયાર વર્ષનો બાળક હતો એટલે મ્હારે તેમની સાથે પ્રત્યક્ષ કાંઈ વાર્તાલાપ થયેલો નહિ પરન્તુ તે ક્ષણથી જ મ્હને તેમના પ્રત્યે કાંઈ અપૂર્વ ભાવોર્મિ-પ્રેમ અને સન્માન મિશ્રિત ભાવોર્મિ-ઉત્પન્ન થઇ હતી અને તેથી જ તે પ્રસંગે તેઓ મ્હારા પિતા અને બીજા ગૃહસ્થો સાથે અનેક વિષયો વિશે વાર્તાલાપ કરતા તે હું ઘણા ધ્યાનપૂર્વક સાંભળતો હતો પરન્તુ તેમાંનું હાલ કાંઇ વિશેષ મ્હારી સ્મૃતિમાં નથી માત્ર એક વાત મુખ્ય ધ્યાનમાં રહી ગયેલી છે તે એ કે તે વખતે તે વારવાર પોતાની એક પ્રતિજ્ઞાનો ઉચ્ચાર કરતા "મ્હારે કોઇની પણ નોકરી કરવી નથી" આ સંકલ્પ તેમણે તે વખતે જ પ્રદર્શિત કર્યો હતો અને તે પ્રતિજ્ઞાનું તેમણે ઘણે અંશે પાલન કર્યું છે ઘણે અંશે કહેવાનું કારણ એટલું જ કે એલ. એલ. બી. પાસ થતા પહેલાં આ પ્રતિજ્ઞાનું તેમને અનેક સાંસારિક કારણોને લીધે કેટલાક સમય સારૂ સ્ખલન કરવું પડયું હતું મગજ ઉપર દબાણ હોવાથી તેમનાથી એલએલ. બી. ની પરીક્ષા તુરત પસાર થઈ શકી નહિ વતીવાર તેમને એ પરીક્ષા માટે પ્રયત્ન કરવા પડ્યા હતા, તોપણ તેમની અભ્યાસ કરવાની પદ્ધતિ એવી અપૂર્વ હતી કે એક પ્રસંગે તેમણે અમદાવાદમાં ઇ. સ. ૧૮૮૩-૮૪ માં કાયદાના એક વિષય વિશે ભાષણ આપ્યું હતું તે પ્રસંગે સ્વર્ગસ્થ પ્રો. આબાજી વિષ્ણુ કાથવટેએ સભા સમક્ષ કહ્યું હતું કે "મ્હેં અનેક વિદ્યાર્થીઓ જોયા છે, પરન્તુ અભ્યાસ કરવાની આવી ઉત્તમ પદ્ધતિ કોઇની દીઠી નથી" આમ ઉત્તમ અભ્યાસ કરનાર વિદ્યાર્થી આખરે પરીક્ષા પસાર કરે તેમાં કાંઇ આશ્ચર્ય નથી અને તેઓ ઇ. સ. ૧૮૮૪ માં એલએલ. બી. પાસ થઇને સ્વતંત્ર ધંધા માટે મુંબઈ જઈને વસ્યા પરન્તુ તે પ્હેલાં થોડાં વર્ષ માટે નોકરી ન કરવાની પોતાની પ્રતિજ્ઞાનું પોતાની મેળે સ્ખલન કરવું પડયું હતું કુટુંબની વિપરીત દશા થવાથી કુટુમ્બપોષણનું કર્તવ્ય વધારે મહત્ત્વનું ગણીને તેમણે ભાવનગરના દિવાન સ્વર્ગસ્થ સામળદાસ પરમાનંદદાસના સેક્રેટરીનું પદ સ્વીકાર્યું હતું આ નાના સ્ખલનના કેટલા કેટલા મોટા પરિણામ થયા એ જોવાથી આટલું નાનું પ્રતિજ્ઞાસ્ખલન ક્ષમાપાત્ર ગણી શકાય છે એક તો કુટુમ્બપોષણના કર્તવ્યને વિશેષ મહત્ત્વ તેમણે આપ્યું એ કારણસર આ પ્રતિજ્ઞાભંગ તે ક્ષમાપાત્ર ગણી શકાય, પરન્તુ બીજા દૃષ્ટિબિન્દુથી જોતાં પણ આ પ્રતિજ્ઞાભંગ ક્ષમાપાત્ર ગણવો જોઇએ આ સ્ખલન થયું તો જ ગુજરાતી સાહિત્યને "સરસ્વતીચંદ્ર" જેવા ઉત્તમ વાર્તા ગ્રન્થની બક્ષીસ મળી રજવાડામાં થતી ઉથલપાથલ અને ખટપટો રજવાડાના મનુષ્યના હૃદય અને કૃત્યો ઇત્યાદિનું જે ઉત્તમ ચિત્ર સરસ્વતીચંદ્રમાં તેમણે આપ્યું છે તે મુંબાઈમાં માત્ર વકીલાતના ધંધામાં રહેવાથી અથવા બીજા કોઈ પ્રકારના ધંધા કે નોકરીથી તેઓ ગુજરાતી વાચક વર્ગને આપી શકત નહિ અલબત, સરસ્વતીચંદ્રમાં લખેલી બીનાઓમાંનો કોઇ પણ બનાવ તેમની ભાવનગરની નોકરી દરમીયાન બન્યો ન્હોતો તે અરસામાં ભાવનગરના રાજ્યમાં કાંઇ પણ રાજકીય ઉથલપાથલ કે ફેરફાર થયો ન્હોતો ત્યાંનો રાજકારભાર તે પ્રસંગે સરલ ચાલતો હતો અને ગોવર્ધનરામને અનેકવાર પ્રશ્ન થતા કે 'આ ચિત્ર ભાવનગરનું છે?' તે પ્રસંગે તેઓ સ્પષ્ટ કહેતા કે "એ મ્હારો અનુભવ ભાવનગરનો નથી" અને એવી

વાસ્તવિક બીના તેમના અનુભવમા ત્યા આવી હોય તોપણ ગોવર્ધનરામ એવા કૃતઘ્ની ન્હોતા કે જે રાજ્યમા રહી તેમણે પોતાનો ઘણો કિંમતી કાળ કાઢ્યો તે જ રાજ્યની વાર્તા ઉઘાડી પાડી તેની ફજેતી કરે પરન્તુ, રજવાડામા એ ત્રણ વર્ષ ગાળવાથી તેમની દૃષ્ટિમા નહિ પરન્તુ શ્રવણમા અનેક આગળી પાછળી વાતો આવી, બીજા અનેક રાજ્યોની જૂની જૂની નવીજૂની માહિતી અને એ સર્વ અનુભવનુ પરિણામ "સરસ્વતીચન્દ્ર" રૂપે આવ્યુ એમા તો સંદેહ નહિ એને માટે જ મ્હારૂ તથા બીજા અનેક જનોનું માનવુ છે કે ગોવર્ધનરામે આ ક્ષણિક પણ પ્રતિજ્ઞાસ્ખલન ના કર્યું હોત તો "સરસ્વતીચન્દ્ર"ની ઉત્પત્તિ થાત કે નહિ એ સંશયાત્મક વાત છે, માટે જ આ સ્ખલનને ક્ષમાપાત્ર ગણવુ જોઇએ

ઈ સ ૧૮૮૦ થી ૧૮૮ સુધી—મ્હારા પિતાના મરણના વર્ષ સુધી—ગોવર્ધનરામ જ્યારે જ્યારે અમદાવાદ આવતા ત્યારે અમારે ત્યા જ તેમનુ આતિથ્ય થતુ બીમરાવના તે સ્નેહી હોવાથી તેમની સાથે વિશેષ સમાગમ થતો પરન્તુ મ્હારી સાથે પણ આ અરસામા તેઓ વાર્તાલાપ અનેકવાર કરતા અને મ્હારા પિતા સાથે મહત્ત્વના વિષયોની ચર્ચા પણ કરતા તેવી એક ચર્ચામા એક મુખ્ય એમનો મત એવો પ્રદર્શિત થયો હતો કે "એવુ કાંઇ પણ કૃત્ય ગુપ્ત ન કરવુ કે જે આપણે બીજાઓની સમક્ષ ના કરી શકીયે, અથવા કબુલ ન કરી શકીયે" આ ચર્ચાનો પ્રસંગ એવો હતો નાગરની નાતમા ચાલતા કેટલાક રીવાજ વિષે વિવાદ થતો હતો નાગરોમા રીવાજ છે કે જેટલી વાર જમવુ એટલીવાર જમતા પ્હેલા ન્હાવુ—પરન્તુ જો રસોઇ દૂધે બાંધીને કરી હોય અથવા ફરાળ હોય તો ન્હાયા વગર ખાવાને બાધ નથી આ રીવાજ કેટલેક સ્થળે પૂરેપૂરો પળાતો નથી એ વિષે વિવાદ ચાલતો હતો તે પ્રસંગે ગોવર્ધનરામે ઉપર દર્શાવેલો મત જણાવ્યો હતો અને વિશેષમા કહ્યુ હતું કે "આવી રીતના નિરર્થક અને વિઘ્નકારી નિયમ તોડવા પડે તો ખુલી રીતે તોડવા"

યુનિવર્સિટીની કેળવણી લેઇ એકાદ બે ડીગ્રી મેળવનારા ઘણા ગુજરાતી ગૃહસ્થોમા જે અનેક અનિષ્ટ પરિણામ જોવામા આવેછે તેમાનુ એક પણ ગોવર્ધનરામનામા ન્હોતું ગર્વ, દંભ, ઉચ્છૃંખલતા, માતાપિતા તરફ માનહીન ઉપેક્ષા અનુદારવૃત્તિ, ઇત્યાદિ અનેક દોષ કેળવણી પામ્યા છતા આપણા ભણેલા વર્ગમા જોવામા આવે છે તે સર્વને બદલે નિરભિમાનવૃત્તિ, સાદાઇ નમ્રતા, માતપિતા ઉપર સન્માન, ઉદારતા વગેરે અનેક સદ્ગુણો પ્રાપ્ત કરીને ગોવર્ધનરામે ઉંચ કેળવણીને સાર્થક કરી હતી ક્ષમા, અને સહિષ્ણુતા તેમો અનેક પ્રસંગે સાહિત્ય સબંધી વાદવિવાદો અને ચર્ચામા દર્શાવ્યા છે જે ચર્ચાઓમા તેમના વિરૂદ્ધ પક્ષાવલબીઓમા તે ગુણના અભાવે તેમના તે સદ્ગુણ વિશેષ દીપ્તિમાન થયા અને તેમને વિશેષ સન્માનપાત્ર ગણાયા એ જ ક્ષમા અને એ જ સહિષ્ણુતા આવી ચર્ચાઓ કરતા પણ વખતે મહત્ત્વને પ્રસંગે તેમણે બતાવીને સ્વાર્થત્યાગની ઉત્તમ વૃત્તિ બતાવી છે આ લેખના આરમ્ભમા દર્શાવ્યા પ્રમાણે તેમના પિતાની પેઢી જે પ્રસંગે ભાગી તે પ્રસંગે તેમને જે અર્થહાનિ થઇ હતી તેવી અર્થહાનિ અન્ય ગૃહસ્થને થઈ હોય તો નિ:સંશય તેવી અર્થહાનિ કરાવનાર ગૃહસ્થો સાથે વંશપરંપરાના વેર ઉત્પન્ન થાય પરન્તુ ગોવર્ધનરામે તે પ્રસંગે યુવાવસ્થામા છતા, અપૂર્વ ક્ષમાગુણ અને સહિષ્ણુતા દર્શાવી અને કદી પણ કોઇ સાથે શત્રુત્વ કર્યું નથી આવા મહત્ત્વના વ્યાવહારિક કાર્યમા પણ જે નર વૈરભાવ ના રાખે તે સાહિત્યના વિષયમા ગમે તેવો પણ વિરોધ સહન કરે

તેમા આશ્ચર્ય નથી તેવો વિરોધ માન સહન કરતા એટલુ જ નહિ પરન્તુ વિરોધી કદાચ મનોનિગ્રહ ખોઇને ક્રોધ દર્શાવે, મિથ્યારોપ કરે તો પણ તેને તેઓ હસી કાઢતા વાદવિવાદ અને ચર્ચામા વકીલપણ' રાખવુ એ જ તેમની સલાહ હતી એટ પરન્તુ અવલબન કરવા તેનું સમર્થન કરનામા સામા પક્ષ સાથે કોઈ પણ જાતનુ વેર બાધવુ નહિ, એ તેમનો દઢ મત હતો અને તે મતને અનુસરીને નિરન્તર બધી ચર્ચાઓમા અને વ્યવહારમા વર્તતા હતા આથી તેમની ઉદારવૃત્તિ પ્રત્યક્ષ થઈ હતી અને તેથી તે વિરોધ સન્માન પાત્ર ગણાયા હતા

સ્વર્ગસ્થ ગોવર્ધનરામનુ બાહ્ય સ્વરૂપ એટલુ સાદુ હતુ કે તેમનામા આટલુ બધુ બુદ્ધિધન અને કુશલતા હશે એમ બ્હારથી જોઇ અનુમાન કરનાર માની શકે નહિ આખા મુબાઇના વકીલ મડળમા તે એકલા જ ધોતીયુ પ્હેરીને કોર્ટમા જનારા હતા અને એ બાહ્યની સાદાઇની સાથે તેમના અતરની સાદાઇ પણ દષ્ટાત લેવા લાયક હતી સર્વ વિષય વિશે ઉદાર અનુમાન કરવાનો તેમનો સદ્ગુણ અનેક પ્રસગે જોવામા આવતો, તેમની ઉદારવૃત્તિ એટલે સુધી હતી કે હરેક વસ્તુમાથી ને હરેક સ્થળમાથી સાર ગ્રહણ કરવાનો તે નિરતર પ્રયત્ન કરતા ગુજરાતી જોડણીના તકરારી વિષયમા પણ તેઓ દરેક પ્રાન્તની જોડણી સ્વીકારવા માટે આગ્રહ રાખતા એ સ્વીકાર કેટલે અશે યોગ્ય છે તે જૂદી વાત છે, પરન્તુ એ ઉપરથી તેમની ઉદારતાનુ અનુમાન થઇ શકે છે

આખા દેશમા એકત્વ કરાવનાર, આખી પૃથ્વી ઉપર સર્વ મનુષ્યો વચ્ચે ભ્રાતૃભાવનો ઉપદેશ કરનાર, દેશને માટે સ્વાર્થત્યાગનો બોધ કરનારા ઘણા એવા જોવામા આવે છે કે જેઓ પોતાના જ ન્હાના મડળ સાથે એકતા રાખી ના શકે, કુટુબમા જ સ્નેહભાવ વધારવાને ઉપેક્ષા કરે, અને પોતાના આપ્તજન માટે થોડો પણ સ્વાર્થત્યાગ ના કરી શકે આવી વિપરીત દશાથી સ્વર્ગસ્થ ગોવર્ધનરામે પોતાના મિત્રમડળ અને સગાસહોદર વચ્ચે કદી પણ વિરોધ ઉત્પન્ન થવા દીધો નથી એટલુ જ નહિ પણ પોતાના આપ્તજન માટે અપૂર્વ સ્નેહ બતાવી તેમને સારૂ સ્વાર્થત્યાગ પણ કર્યા છે

સતોષવૃત્તિ અને સ્નેહભાવના પરિણામમા જ પોતાની કમાઇમાથી સહાયતા આપી તેમણે પોતાના કનિષ્ઠ બધુ પાસે N M & Co ની દુકાન કઢાવી, જે હાલ N M Tripathi & Co ને નામે સારો ધધો ચલાવે છે અન્તે કુટુબસ્નેહ આટલો હોવા છતા તેમની સતોષવૃત્તિ એટલે સુધી હતી કે પોતાના સતાનોની વિદ્યાર્થી દશામા પોતે કાર્યમુક્ત થઇ નિવૃત્તિમાર્ગનુ અવલબન કર્યું આ તેમનુ કૃત્ય એક દૃષ્ટિથી ઠપકા લાયક ગણાય અને બીજી દૃષ્ટિથી પ્રશસાપાત્ર ગણાય છે ગમે તેમ ગણો તોપણ તેમની શરીર પ્રકૃતિ પાછળના પાચ સાત વર્ષથી એટલી શિથીલ થઇ હતી કે નિવૃત્ત માર્ગનુ અવલબન એ તેમની પોતાની ખાતર પણ આવશ્યક હતુ

સ્વર્ગસ્થ ગોવર્ધનરામના ગ્રન્થ, તેમનુ બુદ્ધિચાતુર્ય, તેમની કાવ્યશક્તિ ઇત્યાદિ વિષયો વિશે અનેક પ્રસગે ચર્ચાઓ થઇ છે, અને હજી થાય છે તે વિશે બીજા અનેક વિદ્વાન્ પોતાના વિચાર હવે પણ દર્શાવશે, એટલે તે ભૂમિમા મ્હારે પ્રવેશ કરવાની ઇચ્છા કે આવશ્યકતા નથી. તોપણ એ સબધી મ્હારે એક જ વાત સૂચવવાની છે તે એ જ કે સ્વર્ગસ્થ ગોવર્ધનરામની કવિતાઓ ઉચ્ચા પ્રકારની હતી તે નિર્વિવાદ છે તોપણ ગુજરાતી કવિતા અને સગીત એકમેક સાથે એટલા જોડાયેલા છે કે સગીતના અજ્ઞાનને લીધે ગોવર્ધનરામની ક્વીતાની ગેયતામા ક્ષતી થાયછે અને તેને લીધે તેમા સમાયેલો ભાવ અને રસ પૂરેપૂરો પ્રદર્શિત થઇ સાભળનારના હૃદયને અસર કરી શકતી નથી, એ મ્હારો નમ્ર

આવા વિદ્વાન્ અને સાત્વિકવૃત્તિવાળા નર હોય તે નિરંતર ગંભીર જ હોય એમ ઘણા અનુમાન કરે છે. લોકો વર્ષોથી ગુલામગિરીમાં રહેવાથી આપણા દેશમાંથી હાસ્યરસ લુપ્ત થઇ ગયો છે. હાસ્યરસના ગાન નથી, કાવ્ય નથી, ગ્રંથ નથી, માસિકપત્ર નથી, એકંદર હાસ્ય સાહિત્ય નથી જ એમ કહી શકાય. એટલે હાસ્યરસના વાર્તાલાપ પણ ઓછા થાય છે, અને તેથી જ વિદ્વાન અને વિચારવંત મનુષ્યો નિરંતર ગંભીર વૃત્તિ જ ધારણ કરે એમ અનુમાન થાય છે, અને ઘણા એવા જોવામાં પણ આવે છે. વિદ્વત્તા અથવા સત્તાના અધિકારી જનો થોડું જ હસે, ગમતગમતમાં, અને આનંદવિનોદમાં થોડો જ ભાગ લે એમ જોવામાં આવે છે, પરંતુ સ્વર્ગસ્થ ગોવર્ધનરામ આ બાબતમાં અપવાદરૂપે હતા, અને ગંભીર વિષયોની સાથે તેઓ હાસ્યરસની અનેક વાર્તાઓ કરતા, એ વાત તેમના સહવાસમાં આવનાર સર્વ કોઈ જાણતા.

સ્વર્ગસ્થ ગોવર્ધનરામની ઉપયોગિતા સર્વમાન્ય હતી. સાહિત્યસેવક તરીકે મિત્રમંડળોના અપૂર્વ સ્નેહાન્વિત અને ઉચ્ચચરિત મિત્ર તરીકે, અને દેશોદ્ધારક મહાન નર તરીકે, તેઓ સન્માન પામ્યા હતા. તેવા એક મહાપુરૂષ આ પૃથ્વી ઉપરથી સ્વર્ગપ્રયાણ કરી ગયા તેથી સર્વને અંતઃકરણપૂર્વક શોક થાય એ સ્વાભાવિક છે. પરંતુ, **મરણં પ્રકૃતિ શરીરિણામ્** એ યાદ રાખી તેમની સત્કીર્તિનું સ્મરણ કરવું, અને તેમના સદ્ગુણોનું અનુકરણ કરવાના સતત પ્રયત્ન કરી તેમની દર્શાવેલી ઉચ્ચ ભાવના લક્ષમાં રાખી કર્તવ્યપરાયણ રહેવું એ જ તેમના તરફ ખરી માનવૃત્તિનું સૂચક ચિહ્ન ગણાશે અને તેથી જ ઈશ્વરના ચરણ સમીપ રહેલો તેમનો અમર આત્મા નિરંતર પ્રસન્ન થશે.

૧૫-૨-૦૭ 　　　　　　　　 કૃષ્ણલાલ ભોળાનાથ.

---

## *સ્વર્ગવાસી સાક્ષર શ્રી ગોવર્ધનરામ

ગુજરાતી પ્રજાના કમનશીબે એક પછી એક વિદ્વાનો ચાલ્યા જાય છે અને તેમની જગ્યા પુરે એવા વિદ્વાનો ઉત્પન્ન થતા નથી એ જ મહા ખેદની વાત છે. સાક્ષર શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ગુજરાતી વાચકોમાં એટલા સુપ્રસિદ્ધ થયા હતા કે તેઓને વાંચી લખી જાણનાર સ્ત્રી પુરૂષો ઘણી સારી રીતે ઓળખા શકે છે. ગુજરાતી પ્રજામાં ઘણા લેખકો-ઘણા નવલકથા લખનારાઓ છે. પરંતુ શ્રીયુત ગોવર્ધનરામે લખેલી "સરસ્વતીચંદ્ર" નવલકથાએ તો ગુજરાતી વાચક વર્ગને કાંઇ જુદા જ રંગમાં ભિંજવી દીધા છે તેમાં કાંઈ પણ શંકા નથી. સ્વર્ગવાસી ગોવર્ધનરામની કીર્તિ માત્ર ગુજરાતી વર્ગમાં જ પ્રસરી છે એટલું જ નહિ પણ દક્ષિણી વાચકોમાં પણ તેમના સરસ્વતીચંદ્રના બીજા ભાગનું-મરાઠીમાં-ભાષાંતર થયું છે અને તે મહારાષ્ટ્રીય પ્રજામાં અતિ આદર પામ્યું છે અને તેથી તેમની કીર્તિ દક્ષિણી વર્ગમાં પણ ફેલાઇ છે. સ્વ. ગોવર્ધનરામ જાતે નાગર બ્રાહ્મણ હતા. તેઓનો જન્મ નડીઆદમાં થયો હતો. તેઓના જન્મ સમયે ગુજરાતમાં એક નવીન જુસ્સો ઉત્પન્ન થયો હતો. એ જુસ્સો સુધારાનો હતો. ગુજરાતમાં પરદેશગમન, સ્ત્રીસ્વાતંત્ર્ય અને વિધવાવિવાહ જેવા કેટલાક સુધારાઓના પ્રતિપાદન થતા હતા. મુંબઈ, સુરત, અમદાવાદ વિગેરે શહેરોમાં

---

* ભારતજીવન અને જ્યોતિ ફેબ્રુવારી ૧૯૦૭.

રહેતા જુદા જુદા વિદ્વાનો, જુદા જુદા વિચાર ધરાવનાર અને તે વિચારોને બહાર પાડી પોતાના મડળમા પ્રસારનાર વિરલા પુરૂષો ઉત્પન્ન થયા હતા એક તરફ ધર્મના સુધારા-પ્રચાર માટે મહર્ષિ સ્વામી દયાનદની જુબેસ બીજી તરફ જ્ઞાતિસુધારણા માટે કવિવર નર્મદાશકર, અને કરસનદાસ મુળજીની જુબેસ પુર જોસમા ચાલી રહી હતી તે પછીના લાબા સમયમા પણ સ્વ ગોવર્ધનરામભાઇએ પોતાના વિચારો જનસમૂહ સમક્ષ એવી ખુબીથી મુકયા હતા કે જેથી તેઓ કોઇ પણ વ્યક્તિના વિરાગનુ પાત્ર થઇ પડ્યા નહોતા' પોતાના પુસ્તકોમા પણ પ્રત્યેક વિષયો એવી ખુબીથી ચર્ચ્યાં છે કે જેમાથી કોઇ પ્રકારની ઉગ્ર જ્વાળા પ્રકટી શકે નહિ પ્રત્યેક રસને હદમા રાખી વહેવડાવ્યો છે અને તેથી તે રસની હેલીમા વાચક ચાતક તરબોળ થઈ જાય ત્યા સુધી તેને ખબર પડે તેમ નથી વિચારોના પ્રભેદ એ સૃષ્ટિની આદિથી ચાલતું આવે છે અને તે પ્રમાણે સરસ્વતીચદ્રમા પણ થયુ છે છતા લેખક મહાશયની વિદ્વત્તા અને ગુજરાતી ભાષા ઉપરની રસમય સત્તા ઓછી થતી નથી એ ગુર્જર વિદ્વાનના લેખમા જેટલી રસમયતા હતી તેટલી જ તેઓની કવિત્વ શક્તિમા અને વિશેષ તો તેઓના જીવનક્રમમા પણ જણાતી હતી જેઓ તેમના સમાગમમા આવતા તેઓ જણાતુ કે સ્વર્ગવાસી ગોવર્ધનરામભાઈ કેટલા નિરહકારી, કેટલા સ્વાર્થત્યાગી, કેટલા માર્દવવૃત્તિના અને તેમના આચાર વિચાર, ધર્મશ્રદ્ધા અનુકરણીય હતા તેઓ બી એ એલ એલ બી અને હાઇકોર્ટના વકીલ હતા મુબઈ જેવા પ્રવૃત્તિવાળા શેહેરમા તેઓને પુષ્કળ કમાણું થતી હતી છતા ગ્રેજ્યુએટ થતી વખતે તેમણે નિવૃત્તિનિવાસ માટે કરેલો સકલ્પ, સમય આવતા જ દૃઢતાથી પાળ્યો હતો આ તેમની સકલ્પસિદ્ધિ માટે એમ જ કહેવુ પડે છે કે ગુજરાતમા એવો નિઃલોભી ગૃહસ્થ ભાગ્યે જ બીજો કોઈ હશે! ગુજરાત અને કાઠીયાવાડમા ઘણા ગ્રેજ્યુએટો છે, ઘણા બી એ એલ એલ બી અને એમ એ છે તેઓ પાઠી વયના થયા છે છતા તેઓની દ્રવ્ય મેળવવાની લાલસા ઓછી થઈ નથી તેઓને નિવૃત્તિનિવાસી થવાની ઇચ્છા થતી નથી મ્હોટા મ્હોટા હોદ્દાઓ મેળવેલા શ્રીમતો જૂના જૂદા પ્રાપચિક કારસ્થાનોના ફેરાગા પડીને એક તરફથી પુષ્કળ દ્રવ્ય મેળવે છે પરતુ થોડા સમયમા જ તેમના કારસ્થાનોની ઘટસ્ફોટ થતા જગત્‌મા અપકીર્તિ વ્હોરી લઈ સદાને માટે નિવૃત્તિનિવાસી થાય છે! એને નિવૃત્તિનિવાસ નહિ પણ મરતા સુધીનો નિવૃત્તિનિવાસ જ કહેવો જોઇએ! ચાલતા ચલણમા પરોપકાર કે દાન થયુ નહિં! ગરિબોના ભલા થયા નહિં! જે અનેક મનુષ્યોના ભલા ઉપર પોતાના કૃતયત્નો જ-શબ્દોનો જ આધાર છે તેવા અનેક મનુષ્યોનુ ભલુ થયુ નહિ અને માન પૈસો મેળવ મેળવ જ કર્યા અને છેવટે એક દિવસ સત્તા ઉપરથી ઘેર બેસવાનો વખત આવ્યો ત્યારે એને "અત કરણની હોળી નિવાસ" જ કહેવો જોઇએ કારણ કે, એવા મનુષ્યોને મરતા સુધી મનમા હોળી બળતી જ રહે છે પણ ગોવર્ધનરામભાઇએ તો એ બાબતમા પ્રથમથી જ એક નિશ્ચય કર્યો હતો દેશી રાજ્ય રાજવાડામા કે સરકારી નોકરીમા ઉતર્યા જ નહીં તેઓ સ્વતત્ર ધધો વકીલાતનો કરી અત સુધી નિશ્ચિત જીવે અને નિષ્કલકપણે પરમાત્માના ધ્યાનમા મગ્ન થઈ આનદપૂર્વક, સુખપૂર્વક મૃત્યુ પામ્યા છે તેઓનો આત્મા નિરાપદે પરમાત્માના અક્ષય ધામને પામો એવી અમારી અત કરણપૂર્વક પ્રાર્થના છે

(જન્મ ઇ સ ૧૮૫૫ તા ૨૦ મી ઓકટોબર-મૃત્યુ ઇ સ ૧૯૦૭ તા ૪ થી જાનેવારી)

# ગુર્જર સાક્ષરરત્ન શ્રી ગોવર્ધનરામ માધવરામનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત

ગઈ તા ૪ થી ને શુક્રવારના સંધ્યા સમયે મુંબાઈ મુકામે સાક્ષર શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠીના પરલોકવાસ થયાનો વિષાદજનક વૃત્તાંત સાંભળી આખો ગુર્જર વિદ્વદ્વર્ગ શોકાગ્નિથી ખિન્ન થયો છે ઈતર પ્રાંત અને આ પ્રાંતના જે જે વિદ્વાનો તેમના સમાગમમાં આવેલા તેઓ પણ એક સાહિત્યનિપુણ શ્રેષ્ઠ લેખક અને વિચારશીલ સન્મિત્રના વિયોગથી દિલગિર થાય એમાં નવાઈ જેવું નથી ગુર્જર સાહિત્યના ઘણા કાર્ય તેમને હાથે થવાની આશા હતી તે આવી નષ્ટ થઈ છે, એટલું જ નહિ પણ તેમના કેટલાક કાર્યો અપૂર્ણ રહ્યા છે જેને પૂર્ણ કરવા હવે અન્ય ગુર્જર સાક્ષરો આગળ પડશે કે કેમ તે એક સંશયની વાત છે નડીઆદ તો હવે રંડાયું જ છે આપણામાં કહેવત છે કે 'ત્રીજી પેઢીનો પુત્ર નામ રાખે કે બોળે,' મનસુખરામશાળાની પેહેલી પેઢી અને મણિલાલ, ગોવર્ધનરામ, મસ્તકવિવર બાલાશંકર, વિગેરેની બીજી પેઢીનો હવે અંત આવ્યો છે એ પેઢીના રહેલા એકાદ બે રત્નો મનસુખરામ, છગનલાલ વિગેરે છે પરંતુ હવે તે સ્તંભો તો તુટવા જ છે હવેની ત્રીજી પેઢી નડિયાદનું ગૌરવ સાચવી શૌર્ય દેખાડે છે કે નામ બોળે છે તે ભવિષ્યની વાત છે પરંતુ હાલમાં તો નડીઆદ અને ગુજરાતમાં અંધકાર પ્રસરવાનો જ વખત આવ્યો છે આ વિદ્વદ્વર્યનું ટુંક જીવન વૃત્તાંત નીચે પ્રમાણે છે

સાક્ષર શ્રી ગોવર્ધનરામનો જન્મ નડીઆદમાં વિક્રમ સં ૧૯૧૧ આશ્વિન શુક્લપક્ષ ૧૦ મીએ થયો હતો તેઓ જાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા વેદાદિ–વેદ–સામ શાખા–કૌથુમિ, ત્રિપ્રવર–આમહીયવ, આંગિરસ તથા આપ્સવ, ગોત્ર સાવર્ણ સામ– ત્રીજ એમના પિતા માધવરામ ધીરજરામની મુંબાઈમાં પ્રખ્યાત પેઢી હતી તેથી બાલ્યાવસ્થામાં ગુજરાતી ભાષાની કેળવણી તેઓએ મુંબાઈમાં લીધી હતી ત્યાર પછી તેમણે અંગ્રેજી અભ્યાસ સ્વગ્રામ નડીઆદમાં આરંભ્યો અને પાછા મુંબાઈના એલ્ફિન્સ્ટન હાઈસ્કુલમાં અભ્યાસ કરી સને ૧૮૭૧ માં મેટ્રીક્યુલેશનમાં પસાર થયા હતા તેમના પિતાની પેઢી ખોટ જવાથી ૧૮૭૫ માં બંધ કરવી પડી હતી તેઓ નડીઆદ ગયા ત્યાં પોતાનું સર્વસ્વ આપી દઈ લેણદારોના મન પ્રસન્ન કર્યા હતા જે પછી તેમનો નિર્વાહ ચલાવવો એ પણ દુર્ઘટ થઈ પડ્યું હતું તેમના પિતાની આવી સ્થિતિમાં માતા પિતાને જે અઘટિત કષ્ટ પડતું તેમાંથી તેમને મુક્ત કરવાનું આ સુપુત્રે પણ લીધું હતું જે તેમણે યથાર્થ રીતે પાળ્યું હતું મેટ્રીક્યુલેશન પસાર કર્યા પછી તેઓએ એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરવા માંડ્યો હતો ત્યાંથી સને ૧૮૭૩ માં એફ ઈ એ તથા સને ૧૮૭૫ માં બી. એ પસાર કરી એમ એ ની પરીક્ષામાં જવાનો વિચાર છતાં ઘરની સ્થિતિ તથા કંઈ મગજનું દર્દ થવાથી માંડી વાળવો પડ્યો હતો અને માત્ર જ્યુરિસપ્રુડેન્સની કાયદાની પરીક્ષા પસાર કરીને અભ્યાસ કટાઈ નહિ જાય માટે તેમણે ગ્રેજ્યુએટોની 'ફ્રેન્ડલી' સોસાયટી સ્થાપી હતી જેમાં ચર્ચાદિ કરવામાં વિદ્યા વ્યસન જારી રાખ્યું એમના પિતાના ઘરમાં તેમ જ તેમણે મુંબાઈ છોડ્યું તે પછી પણ ગોવર્ધનરામભાઈ રા રા મનસુખરામ સૂર્યરામભાઈ પાસે જ રહેતા આથી એમના મનોવિકાસને સારું બળ મળ્યું હતું રા મનસુખરામની દેખરેખ નીચે નોકરીના સારા પ્રસંગો છતાં પણ વિદ્યાભ્યાસ અને થોડા કામનાગી જગો લેવી

* ગુજરાત તા. ૨૧ જાનુઆરી ૧૯૦૭

એવો વિચાર હોવાથી તેઓ મનઃસુખરામ સૂર્યરામની સહાયતાથી ભાવનગરના દિવાનના સેક્રેટરી તરીકે નીમાયા હતા ત્યાં તેમણે અવકાશાનુકૂલ અભ્યાસ ચાલુ રાખવા છતાં પણ પરીક્ષાના સમયે શારીરિક વ્યાધિઓ ઉપડવાથી ત્રણ વારવાર સિદ્ધિ ન પામ્યા છેવટે ઈ સ ૧૮૮૩મા એલ એલ બી થવા પાસ થયા પછી વળી તરફથી તેમને બહુ સારે પગારે ઉત્તમ અધિકાર આપવા નિમંત્રણ થયેલું પણ તે ન સ્વીકારતા મુંબાઈમાં જ હાઇકોર્ટની સનદ લઈ કામ આરંભ્યુ, જ્યાં વણ માસમાં એટલો બધો સારો યશ મેળવ્યો હતો કે, જેની બહુ પ્રશંસા થાય છે જૂનાગઢના રાજ્ય તરફથી ઠેઠ સુધી રાજસ્થાનનું ભાયાતોના કજીઆનું કામ તેઓને આપવામાં આવ્યુ હતુ પણ અનવકાશને લઈને તે હાથ થઈ શક્યુ નહતું તેઓએ 'સરસ્વતીચંદ્ર' તથા સ્નેહમુદ્રા કાવ્ય ઇત્યાદિ પુસ્તકો રચ્યા છે અને ગુજરાતમાં ઉત્તમ પ્રકારની નવલકથાની જે રચી 'કરણઘેલો' નામના પુસ્તકે ઉપજાવી હતી તેને નવીન સ્વરૂપમાં તાજી કરી છે સ્નેહમુદ્રા કાવ્યમાં તેમણે જે ગૂઢ જ્ઞાનનો બહાર દર્શાવ્યો છે તેથી પણ એમની ગણના ઉત્તમ પ્રતિના વિદ્વાનોમાં થઈ છે ગુજરાતી ભાષા ઉપરાંત અંગ્રેજીમાં પણ તેમની લેખીની સરલતાથી સ્મરણ કરી રહી ‘ક્લાસીકલ પોએટ્સ ઑફ ગુજરાત એન્ડ ધેર ઇન્ફ્લ્યુઅન્સ ઑન સોસાયટી એન્ડ મોરલ્સ’ એ નામનું નાનકડુ નિબંધનું પુસ્તક બહાર પાડ્યુ છે ‘ગ્રાન્ડ ઇન્ડીયન રિવ્યુ’ ‘ઈસ્ટ એન્ડ વેસ્ટ’ ‘વસન્ત’ ‘સમાલોચક’ વિગેરે અંગ્રેજી અને ગુજરાતી પત્રોમાં પણ તેમના વિદ્વત્તા પૂર્ણ લેખો આવતા તેમનું છેલ્લુ પ્રસિદ્ધ થયેલું પુસ્તક “લીલાવતીની જીવનકલા”નુ છે તેમાં હૃદયની ઉચ્ચ ભાવનાઓનો અને કર્તવ્યપરાયણતાનો પ્રકાશ સ્થળે સ્થળે મળે છે વેદાંતનો પુરૂષાર્થ પ્રકરણ વિષય પણ એમાં સારો ચર્ચિત થયેલો છે શ્રી ગોવર્ધનરામજી સરલ વિચારના ધર્મોનુ યાયી અને શ્રદ્ધાળુ પુરૂષ હતા બાલ્યાવસ્થા ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમ યથાશક્તિ સફળ કરીને તેઓ એક ઉત્તમ તાજો આદર્શ જનસમાજ આગળ મુકતા ગયા છે તેમના પોતાની ઇચ્છા જે મારો પુત્ર મારૂ દેવુ પૂર્ણ કરશે, તે ઇચ્છાને અનુસરી લીધેલી પ્રતિજ્ઞા પણ ગોવર્ધનરામજીએ પાળી હતી તેમનુ જીવન નિષ્કલંકિત અને ઉદ્યોગી હતુ તેઓ મહાન વિચારક હતા દેશ, સમાજ અને સાહિત્યની તેમણે ઘણી સેવા કરી છે તેઓ સ્વભાવે મળતાવડા, માયાળુ અને જનપ્રિયતા મેળવવામાં એક્કા હતા અને સૂક્ષ્મ સમજવા બુદ્ધિ તથા તેનામાં રહેલા ઉત્તમ સદ્‌ગુણોથી તેઓ જનવિશ્વાસનુ પાત્ર બની સમાજમાં પ્રશંસનીય થયા હતા આવા મહાનવિદ્વાનના મૃત્યુથી દેશને મહાન ખોટ ગઈ છે, જે પુરાતાં ઘણો સમય લાગશે અમે તેમના કુટુંબના તેમના પરલોકવાસથી થયેલા દુઃખમાં ભાગ લઈએ છીએ. અંતમાં અમે ઇચ્છીએ છીએ કે તેમનો અમર આત્મા ચિરકાળસુધી અમર ધામમાં શાંતિમાં રહો

## *પૂર્ણાહુતિ

૨૩

સ્વ ગોવર્ધનરામના જીવનને લગતાં વિવિધ સ્મરણો, તે દ્વારા થતું એમના અન્તરાત્માનું સ્વરૂપદર્શન, તથા એમના ન્હાના મ્હોટા લેખોનું સામાન્ય અવલોકન—જે જુદા જુદા દૃષ્ટિબિન્દુના લેખકો તરફથી અત્રે પ્રકટ કરવામાં આવ્યાં છે—તેમાં આ પ્રસંગે અમે બહુ ઉમેરો કરી

* વસન્ત ચૈત્ર સંવત્ ૧૯૬૩

નકીએ એમ નથી સ્વ ગોવર્ધનરામ એવા સરલ અને ઉત્તાન હૃદયના હતા કે એક વખતે કુટુંબના એક માણસે કહેલી વાત બીજા માણસને કહેવાઇ જવાથી કુટુંબ ક્લેશનો પ્રસંગ ઉપ જવા જેવું થએલું, અને તે વખતે જ્યારે રહસ્યરક્ષણની બાબતમાં એમની સ્હામે ફરિયાદ ઉઠાવવામાં આવી ત્યારે એમણે જવાબ આપ્યો કે 'તમારે જે વાત છાની રાખવી હોય તે મને ન કહેવી " આ સ્વભાવના કારણથી સ્વ ગોવર્ધનરામને મુખેથી એક વાત અનેક જનોના સાંભળવામાં આવતી અને તેથી એમનાં સ્મરણોમાં નવીન કહેવાનો અવકાશ થોડો રહે છે વળી, એમનું જીવનચરિત્ર એવું એકાન્તત વિશુદ્ધ છે કે મલિન પગે ભેદી એની પાર રહેવા કોઈક શુદ્ધ સત્ત્વનું ભાન કરાવવાનો શ્રમ લેવાની જરૂર પડતી નથી માત્ર એમના "સાક્ષર દેહ'—સંબ ધી એક વિસ્તીર્ણ અને રહસ્યચિન્તક લેખ લખવાનો જ્યારે જોઈએ ત્યારે પુ કળ અવકાશ રહે છે પણ તે લખવાનો ઉપક્રમ બહુ ભાર થઈ પડે—અને વિશેષમા, આ અક લગભગ દોઢસો પાનાનો થવા આ યો છે એટલે સ્થળની મર્યાદા પણ રાકી આવે છે છતા માત્ર પુરોહિતનુ કાર્ય કરી બેસી રહેવુ અક્ષન્તવ્ય ગણાશે એમ સમજી, અંકે સમાપ્તિમા થોડુક ઉમેરવુ અમે આવશ્યક ધારીએ છીએ

સ્વ ગોવર્ધનરામનુ પ્રથમ દર્શન આ લેખકને *ઇ સ ૧૮૮૧ મા ભાવનગર રેલવે ઉઘડી તે પ્રસંગે થએલા સમારંભ વખતે થયુ હતુ મ્હારી બાર વર્ષની ઉમ્મરે, તે પણ માત્ર કોઈકની સાથે માથે જ જવા રૂપે, થએલા સમાગમનુ મને આજ એટલુ જ સ્મરણ છે કે તે વખતે રા ગોવર્ધનભાઈ બહુ સાદી અને કરકસરી રીતે રહેતા, અને એમને મળીને અમે બહાર નીકળ્યા ત્યારે અમારી સાથેના કોઈકે મશ્કરીમા ટીકા કરી કે 'ગોવધનભાઈ ઈશ્વરની શોધમા છે!' આ ક્ષુદ્ર દેખાતી હકીકત હું એટલા માટે નોંધુ છુ કે તે કાળનો એમનો માનસિક વ્યવસાય એવો ઉત્કટ હશે કે જેથી સામાન્ય જનોને પણ એમના હૃદયના મ થનનો ધ્વનિ સ્પષ્ટ ભળાએલો, એ આથી જણાઈ આવે છે એટલું જ નહિ પણ રા. રમણભાઈએ અન્યત્ર જે એક અંગ્રેજી કવિતા ઉતારી છે તેની સાથે આનો સમય મળતો આવી આ વખતના રા ગોવર્ધનરામના વિચારની દિશા સમજાય છે

પણ ઈશ્વર છે કે નહિ એ પ્રશ્ન, આ સમય પછી લાંબો વખત રા ગોવર્ધનરામનું મન મથ્યુ હોય એમ લાગતુ નથી ઇ સ ૧૮૮૭ મા "સરસ્વતીચન્દ્ર"નો પહેલો ભાગ બહાર પડ્યો તેની પ્રસ્તાવનામા રા ગોવર્ધનરામ લખે છે કે—

"આ ગ્ર થમા એકથી વધારે કથાઓની ગુંચગુથણી છે ઈશ્વરની લીલાનુ સત્ય ચિત્ર આપવુ એ જ પ્રયાસ છે

'વાર્તાનો સમય છેક સમીપનો અને પ્રદેશ આપણી ગુર્જર વસ્તીનો રાખેલો છે એટલે, હજી સુધી આપણા કાનમા વાગતા ભૂત દશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડઘો, અને ભવિષ્યકાળમા વિદ્યાર્થી થનાર અવસ્થાની, આજની આપણી કલ્પના પર પડતી પ્રતિચ્છાયા—એ સર્વેનુ મિશ્રણ કરવાથી શાસ્ત્રીય દેશોદ્ધારકોને કાંઈ સૂચના મળશે એવી કલ્પના છે '

---

૧ થતા દિવના, ખુલ્લા મનના

* આ વગેરે સાલો યાદદાસ્ત જેવી યાદ આવે છે તેવી મૂકી છે કદાચ એમા થોડો ઘણો ફેરફાર હશે, પણ તે નક્કી કરવાના અત્રે બહાર-ગામમા સાધન હાજર નથી એટલે તેવી ભૂલ સહી લેવા વાચકને વિનતિ છે

આમ, ઈશ્વરનો પ્રશ્ન પતી જઇ, દેશોદ્ધારનો પ્રશ્ન મુખ્ય થઇ પડ્યો છે

" શાસ્ત્રીય દેશોદ્ધારક "—એમા 'શાસ્ત્રીય' એ વિશેષણ બહુ મુદ્દાનુ છે, અને એનુ તાત્પર્ય એક બીજા પ્રસગની વાર્તાથી ઠીક સમજાશે આ સમયથી બે વર્ષ પહેલા એટલે કે ઇ સ ૧૮૮૫ ના અરસામા રા ગોવર્ધનરામે મુમ્બાઈની પ્રસિદ્ધ 'હિન્દુ યુનિયન ક્લબ'મા સમાજસુધારા ઉપર એક ભાષણ આપ્યુ હતુ મિ કાશીનાથ તેલગ પ્રમુખસ્થાને હતા, અને ભાષણ ઉપર સભામા બહુ ઝડુ વાદવિવાદ ચાલ્યો હતો રા ગોવર્ધનરામને મિ તેલગ માટે બહુ માન હતુ, અને તેથી તેમણે મિ તેલગને ભાષણ ઉપર કાઇક લેખી ટીકા કરવાનુ કહ્યુ હતુ તે વખતે મિ તેલગના પોતાના કે રા ગોવર્ધનભાઈના હસ્તાક્ષરમા પેન્સિલથી કરેલી નોંધ ગોવધનભાઇના જૂના કાગળોમા મેં જોઈ હતી એમ મને કાઇક સ્મરણ છે એ નિબન્ધમા વિધવાવિવાહનો પ્રશ્ન ચર્ચતાં રા ગોવર્ધનભાઇએ કહ્યુ હતુ કે સમસ્ત હિન્દુ જનસમાજના બન્ધારણનુ શાસ્ત્રીય અવલોકન કર્યા વિના કયી સસ્થા લાભકારક છે અને કયી નહિ એ વિષે અભિપ્રાય બાધવો અને તદનુસાર આપણા સાસારિક રિવાજોમા ઉથલપાથલ કરવી એ જોખમ ભરેલુ છે આ વિરુદ્ધ મિ તેલગે એવી નોંધ કરી હતી કે આ પ્રશ્ન " Equity and Justice" —એટલે કે ન્યાયનો છે સ્ત્રીને વિધવા થયા પછી ફરી પરણવાનો હક છે કે નહિ, ફરી પરણવુ કે કેમ તે વિષે નિર્ણય કરવાની એક મનુષ્ય તરીકે એને સ્વતન્ત્રતા છે કે નહિ, એ પ્રશ્ન છે, અને એ પ્રશ્નનો જવાબ પણ ખુલ્લો છે અથાત્ રા ગોવર્ધનરામે એક હર્બર્ટ સ્પેન્સરના અનુયાયીની માફક " Social efficiency "ને ધોરણ બાધી તે વડે નિર્ણય ઉપર આવવાનુ ઠરાવ્યુ હતુ અને મિ તેલગનુ દૃષ્ટિબિન્દુ મિલના સ્વતન્ત્રતા અને હકના સિદ્ધાતની રીતિથી બધાયુ હતું, અને મિ તેલગે કરેલી ટીકા રા ગોવર્ધનરામે મને વચાવી તે વખતની એમની શાન્ત, પ્રસન્ન અને ઉદાર મુખમુદ્રા મને અત્યારે યાદ આવે છે 'સુધારા'ના હિમાયતી કે પ્રતિપક્ષી આવા વિષયોની વાતચિત થતા જે જુસ્સા અને આગ્રહથી બોલે છે તેમાનુ રા ગોવર્ધનરામમા કદી પણ જોવામા ન આવતુ અને મિ તેલગની ટીકાથી પોતાના વિચાર ફર્યા ન હતા એ પ્રસિદ્ધ છે, છતા સામા પક્ષની એ ટીકા વચાવતા પણ એમના મુખ ઉપર હર્ષ અને આદરની જ વૃત્તિઓ પ્રસરતી, એ જોઈ મને એ મહાન પુરૂષની ઉદારતા માટે બહુ માન ઉપજ્યુ

હવે, પ્રસગોપાત્ત રા ગોવધનરામના 'સુધારા' સબન્ધી વિચારનુ અવલોકન કરીએ તો એમા પદ્ધતિની 'શાસ્ત્રીયતા' એ તે પહેલાના ગુજરાતના સુધારકોથી એમને જુદા પાડી આપનાર મુખ્ય લક્ષણ જણાય છે પહેલાના સુધારકો જુસ્સાદાર લાગણીવાળા, પણ સ્થૂલ અને સાદી રીતિએ નિર્ણય કરનારા હતા એ પદ્ધતિમા રહેલુ અવિચારીપણુ રા મણિલાલની માફક રા ગોવર્ધનરામને પણ પ્રતીત થયુ હતુ પણ બન્નેએ આ મહાપ્રશ્નનો નિર્ણય પોતપોતાની જ રીતે કર્યો છે રા મણિલાલે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ લીધેલી સુપ્રસિદ્ધ છે રા ગોવર્ધનરામે કવિની ભાવનાના વિવિધ રગવી રગાએલો હિન્દુ સસાર કેવો દીપે છે એ બતાવી, એ ભાવનાને લક્ષ્ય રૂપે સૂચવી એ મનોહર દ્વીપ તરફ 'સુધારા'નુ સુકાન ફેરવવા ઉપદેશ કર્યો છે રા ગોવર્ધનરામના પોતાના જ શબ્દો એમની પદ્ધતિનુ સારૂ ભાન કરાવી શકશે " સરસ્વતીચન્દ્ર "—ત્રીજા ભાગની પ્રસ્તાવનામા એ લખે છે કે —

"To the artist the world is not so much a mass of errors as a prospect of beauty, even where it errs, and he can simply propose to draw upon the resources of his own soul to enlarge the vistas which he is

picturing, only with a view to add to the beauty, and not to the logic, of his work As the Athenian believed, his beauty carries a silent logic more potent than reason and her quarrelsome ways '

રાજકીય વિષયમા રા ગોવર્ધનરામ, રાનડે અને તેમના દૃષ્ટિબિંદુએ જોનારા હતા અર્થાત્, અંગ્રેજો તરફ શત્રુબુદ્ધિ રાખવી એ એમને સ્વદેશાભિમાનની કસોટી ન હતી એટલુ જ નહિ પણ અંગ્રેજના રાજ્યદ્વારા હિન્દુસ્તાન ઉદ્ધારને માર્ગે ચડે છે એમ તેઓ ખરા દિલથી માનતા "સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગમા એક સ્થળે એમણે નીચે પ્રમાણે વિચારો દર્શાવ્યા છે —

"આનું છતા મ્હારો બન્ધુ હનૂમાન ત્હારા આ શત્રુઓને વિષયે મ્હારા જેટલો જ જાગૃત રહે છે તે જો દુષ્કાળ અને વ્યાધિયોને કાગે એની ચિંતાઓનુ ઉજાગરાનુ અને શ્રમનુ સૂક્ષ્મ અવલોકન તુ કરીશ તો તને દયા આવ્યા વિના નહી રહે વાની પેલા પશ્ચિમ દેશમા રહી હનૂમાનને રામને નામે આજ્ઞાઓ કરે તો તેને વિષયે જાગૃત રહેવાને માટે હું હાલ એ દેશમા ફર્યા કરૂ છુ કપિલોકના હૃદયને જાગૃત કર છુ, ને તારાની પોતાની ધર્મબુદ્ધિનું ને દયાનુ પ્રોત્સાહન ક છુ[1] ત્હારા બાળકને મ્હેં આ દેશમા આ જ કાર્યને માટે આકર્ષવા માડ્યા છે તે તુ જાણે છે ' પૂર્વ દેશ—જ્યા તુ અમારાથી વિયુક્ત થઈ આજ રોતી સુતી છે—એ આર્યોના પૂર્વ દેશમાં પણ વર્તમાનપત્રો, કૉન્ગ્રેસના[3] સમાજ અને અનેક રૂપે મ્હારી જાગૃતિની છાયાઓ સ્થળે સ્થળે ફરવા લાગી છે અને તે પણ હનૂમાનની ઇચ્છાથી જ થયુ છે તે શુ નથી જાણતી?[2] એ હનૂમાનનો અને સુગ્રીવનો સયોગ કરાવી વાલી લોક પાસે જ ત્હારી પ્રજાને હનૂમાનના અમાત્યપથમા મ્હેં અધિકાર અપાવ્યો[4] છે તેવી જ તે અમાત્યોને અનેક પ્રશ્નો[5] પુછી ત્હારા પુત્રો તેમને ઉચા નીચા કરે છે એ પણ મ્હારી જ છાયા છે માટે પાછ્યાની ધૈર્ય રાખ, ને આશ્વાસન પામ "

કૉંગ્રેસમા રા ગોવર્ધનરામ પોતાના શરીરને ઘટતા ઉત્સાહથી, પણ હૃદયને શોભતા પ્રેમપૂર્વક ભાગ લેતા અને એમના નિવૃત્તિકાળમા પણ તેઓ હિન્દુસ્તાનની આ વિષયની પ્રવૃત્તિ સમ્બન્ધી સઘળી હકીકત પ્રતિદિન બહુ કાળજીથી વાચતા તથા લક્ષમા રાખતા પણ રા ગોવર્ધનરામનો સ્વભાવ કદી પણ પારમાના દોષ કાઢવામા કૃતકૃત્યતા માનવાનો ન હતો અને તેથી દેશી રાજ્યોમા આપણું હિત આપણી મગે સાધવાની જે અનુકૂળતા છે તેનો લાભ લેવા તેઓ "સરસ્વતીચંદ્ર 'મા સવિસ્તર ઉપદેશ કરે છે તોડવા કરતાં ચણવા ઉપર રા ગોવર્ધનરામને અધિક પ્રેમ હતો અને તેથી મિ રાનડેએ ચણવા માંડેલી એક સુન્દર ઇમારત—' સાર્વજનિક સભા '—મિ તિલકે પોતાના હુટ આગ્રહથી તોડી પાડી એમ કહી, એ ખાતે તેઓ ઘણીવાર ખેદ દર્શાવતા અને પ્રસગોપાત્ત અને કહી લેવુ જોઇએ કે આવી બાબતમા એમની શાન્ત મુખમુદ્રા પણ શુભ ક્રોધની છાયાથી છવાતી

---

૧ ઇગ્લાંડમા હિન્દુસ્તાનને વિષયે જ્ઞાન અને સમભાવ ઉત્પન્ન કરવા ઇંડિયન કમીટી વગેરેના યત્નો ' ૨ આ દેશના દેશીઓ ઇગ્લાડમા અને પાર્લમેટમા કેવળ દેશકલ્યાણને ઉદ્દેશી જવા લાગ્યા છે તે વિષયનો આ ધ્વનિ છે ૩ હિન્દુસ્તાનના ગવર્નર જનરલ લૉર્ડ ડફરીનની સૂચનાથી ઇંગ્લેંડ મહારાણીએ કૉંગ્રેસની સ્થાપના કરી છે તે વિષયનો વિસ્તાર મદ્રાસમા છપાયેલા ' Indian Politics "મા મી હ્યુમ સાહેબે લખેલી પ્રસ્તાવનામા આપેલો છે ૪ નવા કાઉન્સીલ એક્ટથી ૫ ઇંટરપેલેશનના પ્રશ્નો

'સાર્વજનિક સભા'નુ નામ મને એમના દક્ષિણી મિત્રોનુ સ્મરણ કરાવ છે મને લાગે છે કે થોડાક જ દક્ષિણીઓ જેટલી પ્રીતિથી કોઇ પણ ગુજરાતી તરફ જોતા હશે તેટલી પ્રીતિથી ગોવર્ધનરામ એમના દક્ષિણી બધુઓ તરફ જોતા રા ગોવર્ધનરામને એ વર્ગ માટે બહુ માન હતુ, જો કે એના દોષો એમનાથી અજાણ્યા ન હતા ગુજરાત અને દક્ષિણના ગુણ દોષના ભેદ સબધી રા ગોવર્ધનરામે એમના શરુઆતના કવિતકાળમા એક બહુ રમુજી કાવ્ય લખ્યુ છે–અને રમુજી સ્વરથી, રમુજી ગાવાની ઢબથી, અને રમુજી દેખાવ સાથે તે મને સભળાવેલુ એ પ્રસગ મારા નેત્ર આગળથી ખસતો નથી એ કાવ્ય વસન્તમાં પ્રસિદ્ધ કરવુ કે કેમ એ વિષે વિચાર કરતા, એની બાળપણને છાજતી વિનોદી શૈલી અને કેટલાક વાક્યોને લીધે તેમ કરવુ અમને તે વખતે ઉચિત લાગ્યુ નહિ પણ હું ધારું છુ કે હવે એ કાવ્ય પ્રસિદ્ધ કરવામા કાઇ બાધ ન હોવો જોઇએ

મિ રાનડે માટે રા ગોવર્ધનભાઇને બહુ પૂજ્યબુદ્ધિ હતી મિ ચદાવરકર, મિ ખરે, તથા મિ ચૌબલ માટે મિત્રભાવ ધરાવતા–પણ એમના સ્નેહાર્દ્ર હૃદયના ઉભળકા તો મેં મ્હોટા ગોખલે, એમના ભાઈ ડાક્તર ગોખલે, તથા મિ મહાદેવ ચિમણાજી આપટે એમના ઉપર જ વારવાર નિકળતા જોયા છે મ્હોટા ગોખલેનો તો રા ગોવર્ધનરામને કૉલેજમાથી જ પરિચય હતો પણ ઉપર ગણાવેલા ત્રણે જનોમા એમના હૃદયને ખાસ પ્રેમપાશમા બાધનારો ગુણ તેઓનો સ્વાર્થત્યાગ અને પરોપકાર હતો મિ મહાદેવ ચિમણાજી આપ્ટેએ પોતાના સર્વસ્વનું–સઘળી માલમિલ્કતનુ–સ્વામિત્વ સજી, સન્યાસ લઇ, આનન્દાશ્રમ બાધ્યો–એ કથા રા ગોવર્ધનરામ બહુ સાનન્દાશ્ચર્યથી કહેતા મિ રાનડે અને મિ તેલગ માટે એમને અસાધારણ માન હતુ પણ એ બેમા પણ મિ તેલગ તરફ તો માન સાથે સ્નેહની લાગણી પણ ખરી, કારણ કે મિ તેલગ સાથે એમણે વધારે વર્ષો કાઢ્યાં હતા, તેમ જ બન્નેની બુદ્ધિના બધારણમા પણ કેટલુંક સામ્ય હતુ

અત્યાર સુધી દક્ષિણી મિત્રોની વાત થતી હોવાથી, ગુજરાતી અને અન્ય કોમના મિત્રો વિષે હજી સુધી મેં કઇ કહ્યુ નથી પણ વસ્તુત મને લાગે છે કે અભ્યાસના સમયમા સ્વ૦ હરિરામ ભટ્ટ (જેઓ સસ્કૃતના સારા વિદ્વાન હતા, અને કચ્છમા મુસાફરી થઈને એકાએક ગુજરી ગયા) શિવાય કોઇ પણ ગુજરાતી મિત્ર તરફ એમનુ હૃદય બહુ ધસ્યુ હોય એમ લાગતું નથી એમના અન્ય કોમના મિત્રોમા અથવા તો માનપાન જનોમા મુખ્ય સર ફીરોજ શાહ મહેતા એ અનિર્વાચ્ય અનુભવગમ્ય મહિમાવાળા મહાપુરૂષમા જે અદ્ભુત ગુણો છે તેની રા ગોવર્ધનરામને પૂર્ણ કદર હતી દેશી રાજ્યના રાજ્યતન્ત્રીઓમા દિવાન બહાદુર મણિભાઇ જસભાઈ તથા હરિદાસ વિહારિદાસ માટે એમને ગાઢ માન હતુ અને ભાવનગરના દિવાન સ્વ સામળદાસ–જેમના પ્રાઈવેટ સેક્રેટરી તરીકે પોતે કામ કર્યું હતુ–તેમના ગુણોનુ પણ કેટલીકવાર એ વર્ણન કરતા

ઉપરની મિત્રો અને માનપાન જનોની ગણતરીમા, રા મનસુખરામજીનુ નામ અમે જ મુક્યુ નથી–તે જાણી જોઇને જ એમનો સબધ રા ગોવર્ધનરામ સાથે સૌથી જુદી જ તરેહનો હતો રા ગોવર્ધનરામના 'ઉર'નુ તાત્ત્વિક સ્વરૂપ બહારની કોઇ શક્તિથી નિર્માયુ નહતુ, તથાપિ એ સ્વરૂપને 'લક્ષ્ય'ની ભૂમિકામા આવવાની અનુકૂલતા આપનાર, તેને અનુભવ અને વિચારનો બહોળો પ્રદેશ કરી આપનાર, 'ઉરમાળી' તો રા મનસુખરામ જ એ 'ઉરમાળી' સાથેના સહવાસની આખ્યાયિકાઓ કોઈ સ્થળે નોંધાઈ રહી હશે કે કેમ એ અમે જાણતા

નથી પણ નોંધાઈ હશે તો આ બે વિવાભકોની પરસ્પર ગ્રાનબરી વાતચિતમાંથી ભવિષ્યમા ઘણું જાણવા જેવુ મળશે. રા ગોવર્ધનરામનો પ્રાચીન ભારત ઉપરનો પ્રેમ, એની સસ્થાઓનું રહસ્ય સમજવાનો આગ્રહ, અને યોગવાસિષ્ઠની દૃષ્ટિએ જગત્ જોવાની રીતિ—એ રા મન સુખરામમાથી ઘણે અંશે આવેલા એમ અનુમાન કરવુ ખોટુ નથી પણ સ્વતન્ત્રબુદ્ધિશાળી રા ગોવર્ધનરામભાઈ સર્વાંશે રા રા મનસુખરામના અનુયાયી નહોતા પોતે ભક્તિસપ્રદાયમા જન્મ્યા હતા, તથા ખરા પ્રેમથી અગ્રેજી કેળવણીનો સસ્કાર પામ્યા હતા, અને નવી કલ્પના ઉઠાવવામા એમની બુદ્ધિ સ્વભાવથી જ નીડર હતી-તેથી ભક્તિમાર્ગ, હર્બર્ટ સ્પેન્સર અને માયા દ્વૈત એ સર્વેનુ વિલક્ષણ મિશ્રણ—એને સકર કહો યા ઘટના કહો—તે આપણે "લક્ષ્યાલક્ષ્ય" સિદ્ધાતમા જોઈએ છીએ રા ગોવર્ધનરામની બુદ્ધિ લક્ષ્યને અવગણતી નહતી, પણ એમનુ હૃદય તો સદા અલક્ષ્યને માટે જ તલસતુ હતું, અને તદનુસાર એમના જીવનમાં વૈરાગ્યભાવના વિશેષ પ્રવેશ પામેલી હતી

રા ગોવર્ધનરામનુ અમર નામ એમના "લક્ષ્યાલક્ષ્ય"ના સિદ્ધાત ઉપર, કે એમણે અ ગ્રેજીમા લખી રાખેલા 'Philosophy of Consumption' નામના એક વિચિત્ર નિબધ ઉપર, કે એમણે હમણા હમણામા આદરેલા અભ્યાસ ઉપર (એ અભ્યાસ ફળ પર્યન્ત પહોંચ્યો હોત તો પણ) અવલ્બુ રહે એમ અમને લાગતું નથી સ્વ ગોવર્ધનરામની ઉજ્જ્વળ કીર્તિ તો "સરસ્વતીચદ્ર" ઉપર જ ધ્વજાની માફક ફરક્યા કરશે, અને તેમા પણ એમના સ્ત્રીપાત્રો ઉપર એમ અમારી કલ્પના જાય છે આપણા સ્વદેશી બધુઓને પશ્ચિમના પુરુષો સાથે તો કેમ જ સરખાવાય, એવો, આપણી વર્તમાન અધમદશાથી ઉત્પન્ન થએલી પરદેશપૂજાથી જન્મ પામેલી, સકોચ છાડી—કહેવુ જોઈએ કે સ્વ ગોવર્ધનરામની "કુમુદ" શેક્સપીયર અને ડેન્ટીનાં ઉત્તમ સ્ત્રીપાત્ર સાથે જરા પણ અતિપ્રશસા વિના મૂકી શકાય એમ છે "સરસ્વતીચદ્ર"ને નવલકથા કહેવી કે નહિ એ શબ્દપ્રયોગનો પ્રશ્ન છે નવલકથાના બધારણના આજ પર્યંત અ ગ્રેજી સાહિત્યમાં જે નિયમો પ્રચલિત છે તે સર્વથા અર્થહીન છે એમ કહેવાનુ તાત્પર્ય નથી પણ કથાની આકૃતિમા જ નવલકથાની સઘળી ખૂબી સમાઈ રહે છે એ વાત કબુલ થાય તેવી નથી જગતની એક જ પ્રજા—અગ્રેજ કે ગ્રીક જ—સાહિત્યના જે નમુના આપે તેમાથી જ રસશાસ્ત્રના નિયમ બધાય એમ માનવુ એ તો બુદ્ધિનું પારતન્ત્ર્ય છે એ પારત ત્ર્યમાથી મુક્ત રહી સરસ્વતીચદ્રની કિંમત આંકવામા આવે તો અમને લાગે છે કે એ કિંમત ઘણી ઉંચી થાય "સરસ્વતીચ દ્ર" એ અર્વાચીન સમયના હિ દુસ્તાનના સાસારિક, રાજકીય, ધાર્મિક વગેરે મહાપ્રશ્નોની ચર્ચાનો 'આકર ગ્રથ' છે હાલની તરેહની પ્રસ્તાવનાને બદલે પ્રાચીન રીતિની એની પ્રસ્તાવના લખાઈ હોત તો તે કદાચ આ પ્રમાણે લખાત —"કલિકાલમા જ્યારે ભરત ખડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનુ રહસ્ય સમજી શકાયુ નહિ ત્યારે વ્યાસ જીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ અર્થ કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામા આ "સરસ્વતીચન્દ્ર *પુરાણ" રચ્યુ '

પણ આ આવો બોધક ગ્રન્થ છે એટલાથી જ કેટલાકને ખાસ અસન્તોષ થશે પણ જે એને મનોહર સ્ત્રીપુરુષોના હાવભાવ કે સુખદુ ખની કહાણીથી જ સન્તોષ પામવો હોય તેને

* 'પુરાણ'—શબ્દ કોઈને મશ્કરી જેવો લાગશે અમને નથી લાગતો—બલ્કે પુરાણમા જ અમને પ્રાચીન ભારતનો ખરો મહિમા દેખાય છે અને તેથી અમને આ વિશેષણવડે સરસ્વતીચ દ્રનુ ગૌરવ કરતા બાધ આવતો નથી

આજકાલ નવલકથાની અને નાટકોની કયા ખોટ છે કે એ વર્ગનો આ ગ્રન્થ નથી એમ કહી નિસાસો મૂકવાનુ કારણ હોય? રા ગોવર્ધનરામ કહે છે કે "સુન્દર થવુ એ સ્ત્રીનુ તેમ જ નવલકથાનુ લક્ષ્ય છે, પરતુ એ લક્ષ્યની સપત્તિ તે માત્ર કોઈ ગુરૂતર લક્ષ્ય પામવાનુ પગથીયુ છે—એ પગથીએ ચ્હડીને પછી ત્યા અટકવાથી ચ્હડવુ નકામુ થાય છે, હાનિકારક થાય છે" અને એ ધોરણ સરસ્વતીચન્દ્રની પરીક્ષા કરતી વખતે લક્ષમા રાખવાનુ છે

પણ આ સ્થળ "સરસ્વતીચન્દ્ર"ના ગુણદોષ તપાસવાનુ નથી માત્ર એ ગ્રન્થ ઉપર થતા બે મ્હોટા આક્ષેપ સમ્બન્ધી રા ગોવર્ધનરામનો ખુલાસો જાણવા જોગ હોવાથી એ જણાવી આ લેખ અમે સમાપ્ત કરીશુ

એક વખત રેલવે મુસાફરીમા રા ગોવર્ધનભાઈ સાથે એક ગ્રેજ્યુએટ ગૃહસ્થ હતા તેમણે "સરસ્વતીચન્દ્ર"ની ભાષા કઠીણ છે અને તે બૈરાથી પણ સમજાય એવી સરળ હોવી જોઇએ એ ટીકા બહુ સુદર રૂપમા આ પ્રમાણે કરી—

"ગોવર્ધનભાઈ! આપે તો અમારા ઘરમા કજીયો દાખલ કર્યો!"

રા ગોવર્ધનભાઇએ પૂછ્યુ—"કેમ?"

પેલા ગૃહસ્થે ખુલાસો કર્યો—

"અમારા બૈરા "સરસ્વતીચન્દ્ર"માના શબ્દોના અર્થ અમને પૂછપૂછ કરે છે, અમારે એમની સાથે વાચવા બેસવુ પડે છે, અને કોઇક વખત તો અમને પણ એ શબ્દોના અર્થ આવડતા નથી અને ડિક્ષનેરી જોવી પડે છે, ત્યારે અમારી બૈરા આગળ આબરૂ જાય છે"

રા ગોવર્ધનરામે એમના હમેશના સ્મિતપૂર્વક જવાબ વાળ્યો—

"હુ આ સાભળીને બે રીતે ખુશી થયો તમારા બૈરા સાથે તમારે વાચવા બેસવુ પડે અને એમની કેળવણીમા ભાગ લેવો પડે એ એક ખુશીની વાત અને ડિક્ષનેરી ઉઘાડવી પડતી હશે તો તેથી તમારો પણ અભ્યાસ વધતો હશે-એ બીજી ખુશીની વાત."

સરસ્વતીચન્દ્ર છેવટે કુસુમને પરણી જાય છે એથી ઘણા રસિક હૃદયોને ધક્કો લાગ્યો છે અને અમે પણ એ સબન્ધમા રા ગોવર્ધનરામની કૃતિને નિર્દોષ માનીએ છીએ એમ નથી તથાપિ એ વિષે એટલું જણાવીએ છીએ કે રા ગોવર્ધનરામ અને મિ દયારામ ગિદુમલ વચ્ચે આ સબન્ધી પત્રવ્યવહાર ચાલેલો, એ વાચવા જેવો છે મિ દયારામે સિન્ધીમા એક નવલકથા રચી છે વા રચવા માડી છે અને તેમાં "સરસ્વતીચન્દ્ર"માથી 'મધુરી—એ નામ લીધુ છે એ બાબતમાથી એ પત્રવ્યવહાર શરૂ થયો હતો. એમા રા ગોવર્ધનરામે પોતાના કારણો સબળ રીતે દર્શાવ્યા છે, તેમ "સરસ્વતીચન્દ્ર"મા પણ આ પ્રશ્નનુ સમાધાન કરવાનો કવિએ પોતે યત્ન કર્યો છે

પણ રા ગોવર્ધનરામનો એક બચાવ હુ અત્રે નોંધવા જેવો ગણું છુ રા ગોવર્ધનરામે એક વખત આ ચર્ચાને અગે મને પૂછ્યુ હતુ કે "સરસ્વતીચન્દ્ર કુસુમને પરણ્યો ન હોત તો કુસુદ અને સરસ્વતીચન્દ્ર, શુદ્ધ પ્રેમથી પણ, એકઠા શી રીતે રહેત?*" આ પ્રશ્ન સાથે હું એક પ્રશ્ન મ્હારા તરફથી પણ ઉમેરૂ છુ કે—"સરસ્વતીચન્દ્ર કુસુમને પરણી ગયો ન હોત, તો ભગવી ચુદડીએ શોભતી 'મધુરી મૈયા' મા મતિમત થતુ સ્ત્રીનુ માહાત્મ્ય—પુરુષને શરમાવનાર અને નારીપ્રતિષ્ઠાને ઉચ્ચતર કરનાર સ્ત્રીનુ દૈવી લક્ષણ-શી રીતે પ્રત્યક્ષ કરાત? અને શુ નારીપ્રતિષ્ઠા એ જ વર્તમાન સમયના હિન્દુસ્થાનનો એક મ્હોટામા મ્હોટો પ્રશ્ન નથી?"

* વિધવાવિવાહ તો રસિક દૃષ્ટિએ જોતા નિર્વિવાદ રીતે દૂરાપાસ્ત હતો, અને નાયક કે નાયિકાના મરણમા પર્યવસાન ન લાવવુ એમ મ્હારૂ પણ કહેવુ હતુ એટલે આ બે માર્ગ બધ હતા.

# *સ્વ૦ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીઃ
## તેમનો ઉચ્ચ પ્રાદુર્ભાવ.



'Tarry a while, O Death, I cannot die
'With all my blossoming hopes unharvested,
'My joys ungarnered, all my songs unsung,
'And all my tears unshed '†

વર્તમાન બંગાળી સ્ત્રી-કવિએ મૃત્યુને કરેલી આ યાચના સરખી વૃત્તિ 'સ્નેહમુદ્રા'ના "હૃદયભૂત"ની વાણીમાં કોઈ સ્થળે પ્રાદુર્ભૂત થઈ નથી, અને 'મૃત્યુ પ્હેલાં જ અંધકારમાં ફરવું એ મૃત્યુને માટે સજ્જ થવા જેવું છે' એવા સંકલ્પ કરનાર સરસ્વતીચંદ્રની કથામાં જીવન માટેની એવી ઉત્કંઠાનું દર્શન હોવું અશક્ય છે પરંતુ, એ ગ્રંથોના વિશાળ વાચકમંડળના હૃદયમાંથી મૃત્યુ પ્રત્યેની એ યાચના ગયા વર્ષના છેવટ ભાગમાં સર્વત્ર નિકળી રહી હતી, અને એ ગ્રંથોના મહાન્ લેખકની જીવનયાત્રા ગુજરાતને સુભાગ્યે ઘણાં વર્ષ સુધી પ્રવર્તમાન રહે એવી ઉત્સુકતા સર્વત્ર પ્રસરી રહી હતી પરંતુ ઈશ્વરેચ્છા જુદી જ હતી સાહિત્યવિષયમાં સ્વ૦ ગોવર્ધનરામભાઈએ આદરેલા અનેક પ્રયાસોની સમાપ્તિ આવવાની બાકી હતી, અનેક આશાઓના પાકને પરિપૂર્ણતા પામવાની બાકી હતી, હર્ષ-શોકના અનેક ગીત ગાવાના બાકી હતા અને તે બાકી જ રહ્યા છે તેમના જે મનોરથ મૂર્તરૂપ પામી શક્યા છે તે જ હવે હાથ આવે તેમ છે, અને તેથી સંતોષ ધરવો જોઈએ ગુણગ્રહણ માટે તેમાં ઘણો મ્હોટો ભંડાર છે

લેખક તરીકે ગોવર્ધનરામ પહેલવહેલા ૩૨ વર્ષની વયે પ્રકટ થયા એ કાંઇક અસાધારણ હકીકત છે તેમનો મહાન્ બુદ્ધિપ્રભાવ, તેમનું વિસ્તારી વાચન, તેમની ગાઢ વિદ્વત્તા, તેમની પ્રબળ કલ્પના, એ સર્વનો સંચય ઘણો વહેલો ફળવાન કેમ થયો નહિ એ આશ્ચર્યકારક લાગે છે કદાચ સાંસારિક ઉપાધિઓએ ચિત્તની વ્યગ્રતા કરી હશે, કદાચ અમુક વય પ્રાપ્ત કર્યાં પહેલાં કે અમુક અમુક અભ્યાસ પૂર્ણ કર્યા પહેલાં ગ્રંથ ન લખવાનો સંકલ્પ કરેલો હશે, કદાચ અમુક રચનાને યથારુચિ કરતાં તેનું વિસ્તારી રૂપ ઘડી ઘડી બદલવું પડયું હશે ગમે તે કારણ હશે, પણ, વિચારો અને કલ્પનાઓ પ્રકટ કરવાની અભિલાષાને રોકી રાખનારું આ મનોબળ વિલક્ષણ હતું એ નિઃસંશય છે અને એટલા નિયમન પછી જે ગ્રંથ પ્રથમ પ્રકટ થયો તે કર્તાની કૃતિઓમાં અપ્રતિમ (master-piece) નિવડયો તે પછીના ગ્રન્થો તેની તુલનાએ પહોંચ્યા નહિ, એ પણ વિલક્ષણતા છે આવી વિશેષતામાં લખાયેલો "સરસ્વતીચંદ્ર"નો પહેલો ભાગ ગોવર્ધનરામની કીર્તિનો મુખ્ય સ્તંભ રહ્યો છે અને રહેશે તે ગ્રંથની ઈંગ્રેજી પ્રસ્તાવનામાં તેમણે કહ્યું છે કે માનવવૃત્તાંતનો પોતાનો અનુભવ છુટા છુટા નિબન્ધના રૂપમાં પ્રકટ કરવાનો તેમને પ્રથમ વિચાર થયેલો પણ એવી ચર્ચાથી ગુજરાતના વાચકવર્ગનું ધ્યાન

* વસંત ચૈત્ર સંવત્ ૧૯૬૩

† અર્થ—"રે મૃત્યુ! થોડીવાર થોભ, મારી ખીલતી આશાઓનો બધો પાક લણ્યા પહેલાં, મારા આનંદ કોઠારમાં લાવીને ભર્યાં પહેલાં મારાં બધાં ગીત ગાયા પહેલાં અને મારાં બધાં આંસુ પાડ્યા પહેલાં મારાથી મરી શકાય નહિ" ધી ગોલ્ડન થ્રેશોલ્ડ સરોજિની નૈડુ

બરાબર નહિ ખેંચાય અને તેને બદલે જીવનના વાસ્તવિક કે ભાવનામય ચિત્ર વધારે આકર્ષક તથા અસરકારક થશે એમ લાગવાથી તેમણે આખરે આ પ્રકારનો ગ્રંથ રચ્યો છે તેમનો પ્રથમ ગ્રન્થ પ્રકટ થવાના સમયનો કંઈક ખુલાસો આમા પણ રહેલો છે પોતાના ચિત્તનું વલણ સમજતા લેખકને પોતાને પણ કાઈક વાર લાગે છે, અને ગ્રંથકારે પોતાના મનોવ્યાપારના આ પેલા આ વર્ણનમા ઉડી દૃષ્ટિ કરીશુ તો જણાશે કે એ વિતંબમા કેવળ વાચકવર્ગની રુચિ વિશે નિર્ણય થતો હતો એટલુ જ નહિ પણ ગ્રંથકારની ઉત્પાદક શક્તિ પોતાનો સહુથી વધારે વિજયવંત માર્ગ ગ્રન્થકાર પાસે ગ્રહણ કરાવવાનો આગ્રહ કરતી હતી.

"સરસ્વતીચંદ્ર"ના પહેલા ભાગને પ્રથમ પદ આપતા એ ગ્રન્થના બાકીના ભાગને અન્યાય કરવાનો હેતુ નથી બીજા ભાગમા આપેલા ગુજરાતના હિન્દુ સસારના ચિત્રની વાસ્તવિકતા પહેલા ભાગમા નથી ત્રીજા ભાગમા હિન્દુસ્તાનના દેશી રાજ્યોનો સબન્ધ ઇંગ્રેજી હકુમત સાથે જોડાતી વેળા થયેલી સક્રાતિનુ જે કલ્પનામિશ્ર ઐતિહાસિક દર્શન છે તે પહેલા ભાગમા નથી ચોથા ભાગમા મનુષ્યવસતિથી ઘણે ઉંચે રહી કરેલા અનેક વિષયો ઉપરના વિચારતરગની જે સૃષ્ટિ છે તે પહેલા ભાગમા નથી દરેક ભાગમા પોતપોતાની વિલક્ષણતા છે પરતુ વાસ્તવિકતા, કથા, કલ્પના, વિચારતરગ, એ સર્વેને અસાધારણ ભાવનાથી રગી તથા મિશ્રિત કરી પહેલા ભાગમા જે કૌતુકતા ભર્યું, મોહજનક, ઉત્કઠા ઉપજાવનાર, હૃદયગમ ચિત્ર છે તે બાકીના બીજા એકે ભાગમા નથી ચિત્રના અગ એકત્ર કરી વાસ્તવિકતા અને ભાવનાનુ સમગ્ર દર્શન આપવાની કુશલતા પહેલા ભાગમા અનુપમ છે અને તે જ કારણથી તે ભાગ વાચનારનુ જે રીતે રીતે ઘડી ઘડી આકર્ષણ કરે છે તે રીતે બીજા ભાગ આકર્ષણ કરી શકતા નથી ગ્રંથકારની ઉચ્ચ વિદ્વત્તા પહેલા ભાગમા ભાવના અને વાસ્તવિકતામા ઓતપ્રોત થઇ જાય છે, અને બાકીના ભાગમા વિદ્વત્તા, ભાવના અને વાસ્તવિકતા એ ત્રણે જુદા પડી જાય છે અને બહુ પ્રયત્ને સાધેલા દેખાય છે કયા પાત્ર સાથે ગ્રન્થકારની એકાત્મતા છે એ જિજ્ઞાસા વાચનારને થવાના પહેલા ભાગમાં અનેક પ્રસગ આવે છે પણ બાકીના ભાગમા એવા પ્રસગ આવતા જ નથી પહેલા ભાગમા પણ એ જિજ્ઞાસા નિષ્ફળ થાય છે પરન્તુ એ જિજ્ઞાસા ઉત્પન્ન થાય એવા સૂક્ષ્મ અને વિસ્તારી રેખાવાળા સ્વભાવચિત્ર પહેલા ભાગમા જ છે

મનુષ્યસ્વભાવના વિવિધ ચિત્રો અને તેમા પરોવાયેલી કથા વર્ણવવામા ગોવર્ધનરામનું ચિત્તસામર્થ્ય એટલુ બધુ રોકાયલુ રહ્યુ છે કે એ સિવાયની સૃષ્ટિ તેમણે બહુ જ ઓછી વર્ણવી છે મહાન સૃષ્ટિરચનાઓના કે ભવ્ય દેખાવોના વર્ણન સરસ્વતીચંદ્રના ચાર ભાગમા કોઈ ઠેકાણે નથી પહેલા ભાગના આરભમા સુવર્ણપુરને સાગર સાથે નદીના સગમ આગળ ટેકરીના ઢોળાવ ઉપર આવેલું કહ્યુ છે પણ તે પછી વાર્તામા સુવર્ણપુર પાસેના સાગરનું કે નદીનુ કે ત્યાની ટેકરીનુ કાઈ વર્ણન આવતુ નથી, એ કુદરતી સ્થિતિનો વાર્તા સાથે કાઈ જ સબન્ધ આવતો નથી,—પ્રમાદધનનુ શબ સમુદ્ર પર તરતુ જણાતુ ત્રીજા ભાગમા કહ્યુ છે તેટલો જ અપવાદ છે સુવર્ણપુર અને રત્નનગરીનો એ શહેરોમા વાર્તાનો ઘણો પ્રસગ હોવા છતા એ શહેરોની રચનાના વર્ણન કોઈ સ્થળે દેખાતા નથી ચોથા ભાગની વાર્તાનુ સ્થાન બહુધા સુન્દરગિરિ ઉપર છે પણ તે ગિરિ ઉપરના કુદરતી દેખાવ એ મ્હોટા ગ્રન્થમા કોઈ પ્રસગે ચિતર્યા નથી. પ્રથમ પ્રકરણમા સુન્દરગિરિની તળેટીનુ નાનુ સરખુ પણ સુરુચિર વર્ણન છે, પણ, તે ગિરિ ઉપર અનેક બનાવો બનેલા છતા ત્યાની કુદરતી શોભાનું દર્શન માત્ર એટલુ એ જ છે બીજા ભાગમા જગલમાંની અંધારી રાતનુ વર્ણન છે, તેમા પણ અધકારમાં જગલની કેવી સ્થિતિ છે તે

દર્શાવવા કરતા અંધકારમા જંગલમા બનતા બનાવોને શાની ઉપમા આપી શકાય તે દર્શાવવાનો વિશેષ હેતુ છે

પણ જડ સૃષ્ટિના વર્ણનોની આ ન્યૂનતાના બદલામા મનઃસૃષ્ટિના મહામૂલ્યવાળા અને અપૂર્વ અદ્ભુતતાવાળા વર્ણનો આ કથાના દરેક ભાગમા મળી આવે છે, મનુષ્યોના સ્વભાવ જેવી જુદી જુદી બાબતોમા મળતા હોય છે અને ભિન્ન હોય છે, જાત જાતના સ્વભાવના મનુષ્યોમાં પ્રસગે પ્રસગે કેવા કેવા ભાવ અને કલ્પના ઉત્પન્ન થાય છે અને તેને પરિણામે તેઓ કેવા વિવિધ વિચાર બાંધે છે તથા આચાર આચરે છે તેમા અનેક ચિત્રોથી આ કથા ભરપૂર છે, મનુષ્યોના મનના વ્યાપારોની સૂક્ષ્મ અને ઉડી પરીક્ષા એ કથાના વાચનારને જેમ આશ્ચર્યથી ચકિત કરે છે તેમ મનુષ્યોના વિધવિધ તર્ક અને વચનનો એમા આપેલો મહોટો ખજાનો વાચકમડળની અનેક રુચિઓને તૃપ્ત કરે છે પ્રત્યેક પાત્ર એટલી દશાઓમાથી સક્રમણ કરે છે કે તે દરેકના મન તથા વચનનો ઇતિહાસ વિસ્તારી અભ્યાસનુ સાધન થઈ પડે છે પાત્રોની એ વિવિધતા કેવળ સ્વભાવ અને વિચાર પ્રમાણે નથી પણ સસારની અનેક અવસ્થાઓ પ્રમાણે પણ છે રાજા અને રક, વિદ્વાન્ અને મૂર્ખ, શ્રીમત અને સન્યાસી, કારભારી અને સિપાઈ, બહારવટીઆ અને બહારવટીઆ, ગૃહિણી અને કુમારિકા સૌભાગ્યવતી અને વિધવા, સ્વામી અને સેવક, પિતા અને પુત્ર, બધુ અને મિત્ર, પતિ અને પત્ની ઇત્યાદિ અનેક સ્થિતિમા સ્ત્રી પુરુષોની મહાન્ સૃષ્ટિનો સમુદાય આ કથામા સમાયેલો છે

આ સર્વ જનસ્વભાવનો વિશાળ અને ઉંડો અભ્યાસ સૂચવે છે તેમ જ પાત્રોનાં ચિત્ર, રચવાની કુશલતા દર્શાવે છે એ કથાને અગે ગોવર્ધનરામની કલ્પનાએ અનેકાનેક અલકાર ઉદ્ભૂત કર્યા છે એ અલકારઘટનામા કુદરતના નહાના મહોટા અનેક પદાર્થો અને સાધારણ-અસાધારણ અનેક બનાવો ઉપયોગમા લેવાયા છે રત્ને ચાલતા સરઘસને આપેલી 'પટ'ની ઉપમા અને તેની બાજુએ ચાલતા સીપાઈઓનો આપેલી 'પાલવ'ની ઉપમા, તેમા આવી દાખલ થનારને આપેલી 'ભમતી માખી'ની ઉપમા, દરબારમા રાજાનો પ્રવેશ થતા એક સામટી સલામો કરતા દરબારીઓના હાથને આપેલી 'અગણિત કપાળક્ષેત્રોપર ઉભરાતાં તીડ'ની ઉપમા, 'ગભીર વિચાર વચ્ચે અટ્ટહાસ્યે અચિંત્યુ જેમ્યિુ કહાડ્યા'ની કલ્પના, એવી એવી રીતે નહાની વસ્તુઓને વિચિત્ર સામ્યમા મુકી યોજેલા અલકારની સાથે 'સ્વપ્નસૃષ્ટિના ધૂમકેતુ આમ મુખાગ્રમા ચ્હડી આવતા,' 'કાળા તરગોથી ભયકાની રાજ્ય-રાત્રિ દીમાના શકરાય-નાસુષ્ટીની વચ્ચે કૃષ્ણ પેઠે બુદ્ધિધન ઉભો હોય' 'વામન તર્ક વેરાટ સ્વરૂપ ધારી પૃથ્વીથી આકાશ સુધી બે પગલા ભરી ઉભેલો પ્રત્યક્ષ થયો, રાત્રિ શૂન્ય જેવા દશે દિશા વ્યાપતા અન્ધકારના અટૂટ અવયવોમા કલ્પનાની પેઠે ભરાઈ મથી રહેલા જગલો, પર્વતો, નગરો અને પ્રાણીઓના-અર્ગર્ભ હાકને આંખો મીંચી જોઈ રહેતી હોય, તે મહાસ્વપ્નમા ને સ્વપ્નમા જ સિંહ વાઘ વગેરેની ભયકર ગર્જનાઓને લવતી હોય, તેમ સુષુપ્તિસમયે જાગૃત સસ્કારોમા પ્રવાહપતિત થઈ ગઈ,' એવી ભવ્ય ઉગ્ર અને પ્રબલ કલ્પનાવાળા અલકાર પણ સ્થળે સ્થળે રચાયા છે

આવી સામગ્રીથી ભરેલી લેખનશૈલી ઉચ્ચ પ્રૌઢ અને શિષ્ટ હોય એ સ્વાભાવિક જ છે તે શૈલી ઉંડી વિદ્વત્તાવાળી છે અને વિશાળ વાચનનુ ફુલ તેમા એકત્ર થયુ છે સસ્કૃત, અગ્રેજી અને ગુજરાતી ગ્રન્થોમાંથી'સરસ્વતીચદ્ર'મા કરેલા ઉતારા મૂલ્યવાન્ સગ્રહરૂપ છે અને તેટલાનો અભ્યાસ જ સહૃદયતા તથા મીમાસાને પુષ્ટ કરવા સમર્થ છે પરતુ એ ઉતારાનુ મૂલ્ય તેમા રહેલી રસિકતા અને જ્ઞાનમા જ નથી વિચારશ્રેણીઓની ઘટના દર્શાવવામા, પાત્રોના





સ્વભાવનો ... ખાવો અને બનાવો વર્ણવવામા, તથા સારાશનુ દોહન કરવામા, ... ઉતારા એકાએક ... કેટલો પ્રસાદ અને કેટલી ઉજજ્વલતા કરે છે અને તે જ સાથે સમસ્ત સંદર્ભમા ભળી જઈ કેવા સવાદી થઇ જાય છે, એ સાક્ષાત્કાર વાચનારને ચમત્કાર તથા આન પમાડે છે ગામડીઆના ગીતથી માડીને મહાકવિઓના કાવ્ય અને તત્ત્વચિન્તકોના વિમર્શન માથી કેવા વિવિધ વચનો ગ્રન્થકારના ચિત્તે ગ્રહણ કરી લઇ સ્મૃતિમા તરતા રાખ્યા છે અ તેનો કેવો યથાઘટિત કુશળ ઉપયોગ ગ્રન્થકાર કરી શકે છે એ દૃષ્ટિથી જોતા થતો અનુભ વાચકને વિશેષ આનુષગિક લાભ કરાવે છે પ્રથમ દૃષ્ટિએ કદાચ એમ લાગે કે ગ્રથમા જો ઈએ તે કરતા વધારે ઉતારા છે, પણ ધ્યાન દઈ વાચનારને પ્રતીતિ થાય છે કે એકે ઉતારે નિરુપયોગી કે અનુચિત નથી અને એકે ઉતારો વિસ્તાર કરવા અથવા ગેલી ગોભાવવા દાખ કર્યા નથી, પણ ગ્રન્થકારે ઉભી કરેલી ચિત્તવ્યાપારની સૃષ્ટિ વર્ણ્ય વસ્તુના એકએક અવયવ તથા એકેએક પરમાણુ એવી સૂક્ષ્મતાથી ઘડીને પ્રદર્શિત કરે છે કે પદે પદે ભાવ અને તર્કન પ્રસગ આવી ઉભા રહે છે અને ગ્રન્થકારના ચિત્તમા રમી રહેલી ગુણવત ઉર્મિઓ પ્રાદુર્ભૂત થઈ રચનામા ઉતરી પડે છે

ઈંગ્રેજી અને સસ્કૃત ઉતારાના ગ્રન્થકારે કરેલા ગદ્ય પદ્ય ભાષાતર ઘણી સભાળથી જાળ વેલી યથાર્થતા, ઘણા સામર્થ્યથી કરેલી શબ્દયોજના અને ઘણી નિપુણતાથી કરેલો રહસ્યોદ્ઘા દર્શાવે છે અને એવી નહાની વાત પણ શિક્ષણરૂપ થઇ પડે છે

વાર્તાના પાત્રો ભણાવેલો પાઠ બોલી જનાર પેઠે વર્તતા નથી પણ પોતાની બુદ્ધિ અનુસા મનન કરી સકલ્પ કરે છે અને આચરણ કરે છે આ રીતે જીવનમા ઉત્પન્ન થતા અનેક વિષયે પર જુદા જુદા દૃષ્ટિબિન્દુથી કરેલા વિચાર ગ્રન્થમા મળી આવે છે કેટલાક પાત્રો થોડુ આ ચરણ અને ઘણે ભાગે ચર્ચા કરનારા જ છે અને કેટલાક તો ચર્ચા કરનાર તરીકે જ વાર્તામ દર્શન દે છે ગ્રન્થકર્તાનુ ગભીર વિચારવતપણુ આમ બળવત પ્રભાવ સાથે સ્ફુરિત થાય છે, અ સમય ચિંતકની સગતિમા અનેક ગહન વિષયોમા પર્યટન કરી ચર્ચા તથા વિવેચનમાથી જ્ઞા મેળવવાનો લાભ વાચકને મળે છે

આ સર્વ કૃતિમા ભાવપ્રકાશનના અને મનોવેધક ચિત્રઘટનાના પ્રસગો ઘડી ઘડી આવે છે અને ગોવર્ધનરામની કવિત્વશક્તિ ગદ્યમા તેમ જ પદ્યમા પ્રકટ થાય છે આવી ગદ્ય રચ નાઓ ઘણુખરુ વૃત્તાતવર્ણનમા થઈ છે અને પદ્ય રચનાઓમા ઘણુખરુ પાત્રોના ઉદ્ગાર પ્રકટ થયા છે એ છુટક કાવ્યો એવા ભાવપૂર્ણ છે કે તે તે પ્રસગની બધી રસિકતા તે કાવ્યોમા એકત્ર થઇ વસેલી લાગે છે અને કાવ્યો તે પ્રસગોને વાચનારના ચિત્તમા મુદ્રિત કરી દે છે ‘ ગશી જતા પ્રિય રમ્ય વિભાવરી ’ ‘ સુખી હુ તેથી કોને શુ, ’ ‘ દીધા છોડી પિતા માતા, ઇત્યાદિ કાવ્યોમાનો મનોરાગ વાચનારના ચિત્તનુ ફરી ફરી આકર્ષણ કરે છે એટલુ જ નહિ પણ તે કાવ્યો આસપાસ ગુથાએલી કથાની પ્રફુલ્લ સ્મૃતિ જાગૃત કરે છે અને તે કાવ્યો વડે તે કથાભાગ ઓળખાય છે

આ નહાના કાવ્યોમા ગોવર્ધનરામના કવિત્વનો યથાર્થ પ્રકાર નજરે પડે છે તેમના કવિત્વમા ભાનનો ઉત્કટ વેગ વસેલો દેખાય છે લાગણીથી ઉછળી રહેલા તેમના ચિત્તમાથી નીક ળતી કવિતાનો પ્રવાહ બહુ બળથી ચાલ્યો જાય છે એ કવિતા વાચનારના હૃદયતલને સ્પર્શ કરી બહુ વ્યાકુલતા ઉત્પન્ન કરે છે તેના પ્રકાશનમા કલ્પના નવા નવા અથાનકારો ઉમેરે છે પરતુ તેમની કવિતામા સૌન્દર્યના, લાલિત્યના, માધુર્યના બહુ જ થોડા અશો વિદ્યમાન છે અને તેવી કલાવિધાન પણ દૃષ્ટિએ પડતુ નથી

રમણીયતાની આ ખામી તેમની ઉચ્ચ કલ્પનાઓને શુષ્ક બનાવે છે, તેમ જ ગંભીર ભાવની ઉર્મિમા નીરસતા ભેળે છે અને તેમની શૈલીને ક્લિષ્ટ કરે છે "સરસ્વતીચંદ્ર"ના કાવ્યો વાર્તારસના કુંડળ વચ્ચે આવેલાં હોવાથી તેમાં રુચિરતા જળવાઇ રહે છે પણ, રસક્ષતિના પરિહાર કરનારા એવા અંશો "સ્નેહમુદ્રા"મા નથી, અને બળવાન પ્રેરણાથી તેમ જ ઉદાત્ત ભાવનાઓથી ભરેલું છતા એ પુસ્તક આકર્ષક લાગતુ નથી તેનુ એ જ કારણ છે એ પુસ્તકના નાયકને 'ભૂત' રૂપે આણી તેની પાસે વિચારો પ્રકટ કરાવવામા કાંઈ સફળતા જણાતી નથી અને એ ઘોરતાથી કવિતાની ખુબીને હાનિ થાય છે એટલુ જ પરિણામ નિપજે છે ઉચ્ચ અને ગભીર વિચારોના કવિત્વમય કથનમા 'મુકી એણે તો દોટ,' 'એવુ શુ ઓણુ આવ્યુ,' 'જાતાની પાછળ કુવે પડી મરવાનો ચાલ,' 'હડિતુતુ' 'નહી ખમે કઈ બદમાની સ્નેહ,' 'આપી અકળ રહી ન ગાંઠે,' એવી ઠેઠ સાધારણ વ્યવહારની ઉક્તિઓ કોઈ રીતે શોભતી જ નથી 'ઉતકર્ષે અધમ ભડવા નીકળ્યા મર્મ ટોળે,' 'ખાઇ રહુ-દોડુ જરી, લાજ પછી લય,-અનત અમર ભાખરી' એવા અલકાર વાણીના ભૂષણને કદર્થિત જ કરે છે "સ્નેહમુદ્રા" ના આખા પુસ્તકમા અપવાદરૂપ તે

"નીલ લીલમ સમાં લાલ ગાલે બેસ તમે જે તમે રે
એવા રુડા આંબલિયાની ડાળ મુકીને, કોયલ, કયા ગયાં રે?

એ કાવ્ય છે એ ગરબીનુ એકે એક પદ લાવણ્ય અને કોમળતાવાળુ છે, તેનુ સુન્દર કલાવિધાન ચમત્કારપૂર્ણ છે અને તેમા કડીએ કડીએ નવી નવી કલ્પનાથી ઉપજતા ભિન્ન ભિન્ન અલકાર ગભીર ઉદાત્ત તથા રસિક ભાવના પ્રકાશનને રુચિર બનાવે છે એમા કવિએ કહેલો કોયલના કૂજનનો ગુણ કવિના એ કાવ્યમા પણ છે કે

'અર્ધનિદ્રાસમે પ્રિયસ્પર્શ સમુ કૂજ્યુ તમતણું રે
ચમકાવે અમારા ચિત્ત!'

ભૂતના ભડકા, સ્મશાન, ચિતા, ભયકર અધકાર, વગેરેના ઘોર વર્ણનથી ભરેલા પુસ્તકમા આવેલી આ ગરબી

'કાળે પોતે કસુમ્બલ ભાત, તેવુ આ કાળા વિશ્વમા રે
રુડુ રુડુ કોમળ તમ ગાન'

એ ઉપમાની સાર્થકતા સિદ્ધ કરે છે અને કવિતાની વિરલતામાં પણ ધન્યવાદનુ કારણ રહેલુ છે એમ પ્રતીતિ કરાવે છે

બીજા કાવ્યોમા ઓછી આકર્ષકતા લાગશે, પણ "સ્નેહમુદ્રા"ના મર્મ કાવ્યો ગોવર્ધનરામના હૃદયમા રહેલી ગાઢ સ્નેહશીલતા પ્રત્યક્ષ કરે છે" 'સરસ્વતીચંદ્ર"ની કથામા પણ તેમની સ્નેહશીલતા બુદ્ધિધનના, વિદ્યાચતુરના તથા મણિરાજના કુટુમ્બવર્ગોમા અકિત થઈ છે, સરસ્વતીચદ્રના મિત્રમંડળમા અકિત થઇ છે, સુ દરગિરિ પરના વિરક્ત સાધુમંડળમા અંકિત થઈ છે, અને પ્રાકૃત હૃદયાવસ્થાના લક્ષ્મીનદન તથા ગુમાન પણ આખરે સ્નેહશીલતાની અંકિત થઈ ઉત્કર્ષ પ્રાપ્ત કરે છે પરતુ તેમણે કલ્પેલા પાત્રોમા તેમનામાથી ઉતરેલી સ્નેહશીલતાથી જ તેમના એ ગુણનું દર્શન થાય એમ રહ્યુ નથી અલ્પ વયે વિદેહ થયેલી તેમની જ્યેષ્ઠ પુત્રીના સુશીલ, સરલ, ઉદાત્ત જીવનના તેમણે લખેલા વૃત્તાંતમા તેમના એ ગુણના પ્રભવનુ દર્શન થાય છે તેમનામાથી પુત્રીમાં આવેલા ઉચ્ચ સસ્કારનો વિકાસ કરવા, પુત્રીની બુદ્ધિ ખીલવી તેને મહાન જ્ઞાનસંપત્તિ પ્રાપ્ત કરાવવા, સસારના ધર્મ તેને શિખવવા, ઈશ્વર પરની

તેની શ્રદ્ધા દૃઢ કરવા અને આધ્યાત્મિક શ્રેયને તેનુ પરમ લક્ષ્ય કરવા તેમણે કરેલા પ્રયાસ તેમનુ ગાઢ વાત્સલ્ય પ્રકટ કરે છે "લીલાવતી—જીવનકલા" પિતા અને પુત્રી બન્નેની અભિજાત વૃત્તિની સાક્ષી પુરે છે અને ગોવર્ધનરામની સ્નેહશીલતાથી તેમના કુટુબમડળમા પ્રસરેલી સુજનતા તથા સદ્ભાવનુ ચિત્ર આપે છે એ પુસ્તકમાનો કરુણરસ પણ ગોવર્ધનરામના હૃદયની એ આર્દ્રતાને વિશેષ પ્રમાણથી પ્રતિપાદન કરે છે ગહન તત્વચિન્તન, ભવ્ય વિચાર અને દૂરગામી કલ્પનાના સ્થાનભૂત ચિત્તમા વસેલી આ મૃદુતા તેમના સમસ્ત જીવનમા અને લેખનમા વિશિષ્ટતાથી વ્યાપેલી છે 'તાતના તાત ઇશ્વર' પરની તેમની ગાઢ અચલ શ્રદ્ધા, તેમની ધાર્મિકતા, તેમની ભક્તિમત્તા, "સરસ્વતીચન્દ્ર'મા સ્થળે સ્થળે દર્શન દે છે, પણ આ પુસ્તક એ લક્ષણોથી પરિપૂર્ણ છે હિન્દુ સસારને ઉન્નત કરવાની જે ભાવનાઓ કુમુદસુન્દરીની સાસારિક જીવનરેખામા, વિદ્યાચતુરની પુત્રીહિતની કલ્પનામા, સરસ્વતીચદ્રે કરેલા કલ્યાણગ્રામની યોજનામા, ભગવા વસ્ત્ર પહેરી કુમુદસુન્દરીએ સ્ત્રીયોને કેળવણી તથા સ્વતન્ત્રતા અપાવવા ધરેલી ઉત્કટામા, તેમ જ દુષ્ટ આચાર ને લીધે કલેશમા જીવન ગાળતા હિન્દુઓ માટે 'સ્નેહમુદ્રા"ના નાયક તથા નાયિકાના સમભાવમય ઉદ્ગારમા નજરે પડે છે તે આ પુસ્તકમા પણ પ્રકટ થાય છે

ગોવર્ધનરામની એ વત્સલતા, એ ભક્તિ, એ ઉત્કર્ષેચ્છા રાષ્ટ્રીય વિષયમા પણ ઉલ્લાસ પામેલી છે સર્વ કર્તવ્યોનો ત્યાગ કરી 'રગાયા વિના રગ' જેવા ભટકતો સરસ્વતીચન્દ્ર પોતાના મિત્ર ચદ્રકાંતને પોતાને શોધવાની ચિન્તા મુકીદેવાની વિનતિ કરે છે ત્યારે પણ તે

'ઓચ્ચારો દેશ આચાય!—કરે તે કાજ કઈ કાય'

માટે તે જ કાર્યો કરવામા ઉદ્યુક્ત રહેવાનો તેને આગ્રહ કરે છે "સ્નેહમુદ્રા"ની નાયિકા પણ દેશના દુખથી વ્યથિત થઇ ઉદ્ગાર કરે છે કે

"અહો પ્રભુ! મને હૃદય દીધુ તો કાને નથી કરતો સખળા!
"રગભુવન મુને નથી ભાવતુ, નથી રોચતી અલકૃતિ
"આમ દેશીજન દુખી થાય ને ગ્રહુ સુખ શું જ રતિ?"

"સરસ્વતીચન્દ્ર"ના ચોથા ભાગમા કલ્પેલી મન સૃષ્ટિનો એક માત્ર આશય હિન્દુસ્તાનના પ્રાચીન તથા યુરોપના અર્વાચીન સુધારાના સવાદી મિશ્રણ વડે હિન્દુસ્તાનનો ઉત્કર્ષ તથા ઉદ્ધાર કરવાનો છે

આવા ઉચ્ચ, ઉન્નત, ઉદાર લક્ષણોવાળા મહાન્ નરની કૃતિઓ જ હવે આ લોકમા અવશેષ રહી છે તે કૃતિઓમા રહેલો વાક્પ્રભાવ ગુજરાતી સાહિત્યમા ઉજ્જ્વળ કીર્તિસ્તભરૂપ છે તે આદરથી અને પૂજ્યભાવથી હમેશ જળવાશે એમા સશય નથી. જે જે આત્માએ સનાતન, શાન્તિ ધારણ કરી છે તેની ઐહિક કૃતિઓનો અભ્યાસ અને તેના ગુણોના સ્મરણ ભવિષ્યમાં સદૈવ પ્રોત્સાહક અને ઉત્તેજક થશે એ આશાવડે શોકનુ શમન કરવુ એ કર્તવ્ય છે'

રમણભાઈ મહીપતરામ નીલકઠ

## બુદ્ધની દીક્ષા.

"મુજ હૃદયપ્રીતિના અંગ તમે અહ ! અંગ સર્વ છો મ્હારાં !
"જન પશુ જગના કલ્યાણયજ્ઞ પર હોમું અંગ અહ મ્હારાં ! મુજ૦

"હવે શાક્યસિંહ ગર્જે છે,
"પ્રીતિ-શુક્તિ છોડે, નીકળે છે !
"જગ નવું આશ્વાસન લે છે,
"દુષ્ટોના ઉર કમ્પે છે,
"હવે દયાધર્મ પ્રકટે છે,
"દીન જગત સુખે જપે છે

"ઓ નવો મુજ અવતાર ! પ્રિયા ! તે જોઈ દયા દીલ ધરજે !
"એ દયાધર્મ સ્થાપવા પરિવ્રાજિકા થઈ ઘર ત્યજજે ! મુજ૦

"ઓ હતી પ્રિયા જે કાલ !
"મુજ દ્વાર આવશે કાલ,
"લઈ ભિક્ષુકમણ્ડળ હાથ,
"ગૌતમ, તે નીકળે આજ
'જગદુદ્ધારણને કાજ !
"ઓ પ્રિયા ! ભુલી મુજ દોષ,
"લઈ પ્રીતિમાયાનિર્દોષ,
"ધરી હૃદય સત્ય નિર્વાણ,
"કરી ઉદાર દૃષ્ટિ તે કાળ,
"દેજે તું ક્ષમાની ભિક્ષા !
"લેજે તું બુદ્ધની દીક્ષા !

"એ મહાધર્મને કાજ ત્યજી પ્રીતિસાજ, સુન્દરી મુજ આંસુ,
'લોહીંશ હું જગનાં આંસુ, પ્રિયા થઈ બુદ્ધ તું પણ ત્યજ આંસુ ! મુ

(સરસ્વતીચન્દ્ર—ભાગ ૪ પૃ ૧૪૧—૧૪૨)